" पुण्ये नैव हि लभ्यते सुकृतिभिः सत्संगतिर्दुर्लभा ॥ "

महात्माओनी प्रसादी.

# સાદી શિખામણ.

## પુસ્તક ૪ થું.

સંગ્રહકર્તા અને પ્રકાશક

**મગનલાલ શંકરભાઈ પટેલ.**

કર્ત્તા–જ્ઞાનદીપક, સુખી સદન, મોહનમાળા.

ઠે. ગુગડી દરવાજે, મુ. **પાટણ** (ઉત્તર ગુજરાત).

**દોહરો.**

જનની જણ તો ભક્ત, કાં દાતા કાં શુર;
નહિ તો રહેજે વાંઝણી, રખે ગુમાવે નુર.


ધી "પ્રજાબંધુ" પ્રિન્ટીંગ વર્કર્સમાં સી. એમ. મોદીએ છાપ્યું.
ઠે. જેઠાભાઈની પોળ, ખાડીયા–**અમદાવાદ.**

પ્રત ૧૦૦૦. આવૃત્તિ ૧ લી.
સંવત ૧૯૮૩. સને ૧૯૨૭.

કીંમત રૂ. ૩–૦–૦.

 **સાદી શિખામણ માટે**

## ગુર્જર ભાઇ બ્હેનોને મ્હારો સંદેશો !

(ગઝલ સોરઠી.)

૧

મહા પૂન્યના યોગોવડે; આ દેહ માનવનો મળ્યો !
ગણના ન કીમતની થતી; તોપણ અતિ સોંઘો ગણો !

૨

નહિ આવશે વિતી પળો, પાછી કદા જીવનતણી !
લાઝીમ છે કરવી કદર, રે બંધુઓ ! ત્હેની ઘણી.

૩

લખતા ઘણા લેખો અને, ગ્રંથો મહિં લેખક ગણો !
શંકા હૃદય ત્યાગિ જરા, **"સાદી શિખામણ"** સૌ ભણો !

૪

કરો તુલના ત્યાં મિષ્ટ ને મોંઘા ઝરણાં તેમાં વહે !
રહેતા વહી અવગૂણ સૌને; ત્યાગવા વાતો કહે !

૫

ભારે ભયાનક આફતો આ ઓથથી અળગી રહે !
ઈર્ષ્યા અસત્ય ભૂલવી; રક્ષે નિરંતર ના દહે !

૬

પરમાર્થના પાઠો દઈ, નીતિ રીતો શિખવે સદા !
ટેવાય તેમાં સૌ હૃદય ! તો ભય રહે રજ ના કદા !

૭

લખતાં ન આવે પાર; કીંમત આંકવા કોનું ગજૂ ?
**"યોગી હૃદય"** તે તો કરે; સૌ વાંચશો વ્હાલે વધૂ !

**પાલણપુર.**
તા. ૨૧-૯-૨૭.

**હૃદયયોગી.**

# जीवने बोध.

### शिखरिणी.

હજી શું તું સૂતો સમજણ વિના આ સમયમાં ?
થશે સારૂં સાથી સ્મરણ કર શાણા હૃદયમાં;
પછીથી પસ્તાશે પરવશ દશા માંહિ પડતાં,
મહા પાપે તાપે લવ પણ ન વિશ્રામ જડતાં;
ભમાઈને ભાઈ ઉદય કરવાનું વિસરમાં;
છકી છંદાયો છો છલ-કપટમાં કામ કરતો,
જશે ક્યાં તું નાશી ? મરણ ભયથી દુષ્ટ ડરતો.
જરા જોને જાગી અવસર મળ્યો છે ઉદયનો,
ભરોંસો શો સાચો ધન જન ધરા ધામ વચનો;
વિલાસે વિશ્વાસે સુખ સરસ માની ભટકમાં,
અહંતાના તારે કુશલ કરવાથી અટકમાં.
તજી તારૂં મારૂં ભવ ભય જવા ભાવ ધરતાં,
સદા પૂરે પ્રેમે જપ તપ સદાચાર કરતાં;
વિચારીને ચિત્તે વિષમ વિષયા સ્વાદ વિસરી,
વિવેકે વૈરાગ્યે કર શરણ તું કેશવ હરી

**ધર્મના કામમાં કદી પણ ઢીલ કરવી નહિ.**

## !! महात्माओनी प्रसादी !!

મર ગયે મર જાયેંગે, દાતા રહેગા દામ;
દુનિઆ દેખ બિચારીઆ, એક દીન ફના મુકામ.
હીરા પડ્યા બજારમેં, રહ્યા છાર લપટાય:
કઈએક મુરખ ફીર ગયે, પારખ લીયા ઉઠાવ.

× × ×

નહીં વિદ્યાસમ ચક્ષુકો, સત્ય સમ તપ ન કોય;
પ્રીતિ સમ દુઃખ નહિ જગત, ત્યાગ સમ સુખ ન હોય.
હંસ કહે હંસની સુનો, મોતી બિન નહિ ચાખ;
જાન ગઈ તો જાને દે, આનિકી પત રાખ.

× × ×

મન કહે ઘોડે ચડું, મોતી પહેરૂં કાન;
કાળને હાથે કમાન છે, છોડે ન વૃદ્ધ જુવાન.
રામભજન ઓર હરકથા, તુલસી દુર્લભ હોય;
જીવન, જોબન, રાજધન, અવિચળ રહે ન કોય.

× × ×

જેણે પ્રાણીને જન્મતાં પહેલું પ્રગટયું દુધ;
તે પ્રભુને નહિ ઓળખે, તેથી કોણ અબુદ્ધ.
વિપત ભલી હરી નામ લેત, કાયા કસોટી દુઃખ;
રામ વિના કીસ કામકી, માયા, સંપત, સુખ.

× × ×

રામ કહ્યો તીન સબ લહ્યો, સકળ શાસ્ત્રકો ભેદ;
અર્ધ નામ ગુણીકા તરી, કહાં પઢીથી બેદ ?



**નિઃસ્વાર્થ સ્વાર્પણ એ જ સર્વોત્તમ પ્રભુ ભક્તિ છે.**

**અક્કલની પેઢી કદી દીવાળું કાઢતી નથી.**

**સ્વાર્થ તરફ દૃષ્ટિ રાખીને કોણ સ્વર્ગે ગયું છે?**

# અનુક્રમણિકા.

## ફુલછાબ પહેલી.



## ફુલછાબ બીજી.



## ફુલછાબ ત્રીજી.



## ફુલછાબ ચોથી.

## ફુલછાબ પાંચમી.



## ફુલછાબ છઠ્ઠી.



## ફુલછાબ સાતમી.

## ફુલછાબ આઠમી.



## ફુલછાબ નવમી.



## ફુલછાબ દશમી.

## ફુલછાબ અગિયારમી.



## ફુલછાબ બારમી.

## ફુલછાબ તેરમી.



## ફુલછાબ ચોદમી.



## ફુલછાબ પંદરમી.



## ફુલછાબ સોળમી.

## ફુલછાબ સતરમી.



## ફુલછાબ અઢારમી.



## ફુલછાબ ઓગણીસમી.

## કુલછાબ વીસમી.



## કુલછાબ એકવીસમી.



## કુલછાબ બાવીસમી.

## ફુલછાબ ત્રેવીસમી.

## ફુલછાબ ચોવીસમી.



## ફુલછાબ પચીસમી.



## ફુલછાબ છવીસમી.



## ફુલછાબ સતાવીસમી.



## ફુલછાબ અઠાવીસમી.

## ફુલછાબ ઓગણત્રીસમી.



## ફુલછાબ ત્રીસમી.



## ફુલછાબ એકત્રીસમી.

# સાદી શિખામણ

આ જમાનામાં સૌ કોઈ પોતાને પંડિત માની રહ્યા છે તેવી વખતે 'સાદી શિખામણ' આપવાની થોડાક જ હિંમત કરે એ કુદરતી છે. ઉપલું પુસ્તક ભાઇ મગનલાલ શંકરભાઈ પટેલે પાટણથી પ્રગટ કર્યું છે. ભાષા સાદી અને શુદ્ધ છે. વાર્તારૂપે બોધ આપવાનો પ્રયત્ન સ્તુત્ય છે. હાતીમતાઈ, અંબરીષ, ગોરોબા કુંભાર, નાભાજીના ગુરૂ, ત્રણ હિરા વગેરે વાતો ભક્તિ, દાન વગેરે બાબતોપર અજવાળું નાંખી સચોટ અસર કરે છે.

હાલની કેળવણી અંગે સ્વામીજી વિવેકાનંદજીના વિચાર મનન કરવાજોગ છે. સામાન્ય જ્ઞાનને પણ સ્થાન અપાયું છે. ઠેકાણે ઠેકાણે ટુંકી રંજક કવિતા પુસ્તકને દિપાવે છે. જો (બાળાના આગળના ગ્રંથોમાં આપવામાં આવી નહિ હોય તો) સ્ત્રી વિભાગ માટે જોન ઑફ આર્ક (Joan of Arc) જેવી દેશભક્ત બાળાનું દૃષ્ટાંત રજુ કરવામાં આવે તો પાશ્ચાત્ય સંસ્કૃતિ વિષે જ્ઞાન સાથે દેશપ્રેમ ઉત્પન્ન કરી શકાશે. બાળકો માટે થોડી સહેલી રમુજી વાતો ઉમેરવાથી પુસ્તકની ઉપયોગિતામાં વધારો થશે એમ લાગે છે. આશા છે જે સુજ્ઞ જનો આ સુંદર પુસ્તકનો ફેલાવો કરવામાં જરૂર જ પોતાનો ફાળો આપશે.

પાલણપુર.
તા. ૧૫-૫-૨૭.

હૃદયયોગી.

# હેતુ.

સાંપ્રત સમયમાં ગુજરાતી ગીરામાં અનેક પુસ્તકો પ્રસિદ્ધ થાય છે પણ તેમાંના ઘણા ખરા વિદ્વાનોના હાથથી બહુ જ ઉંચી ભાષામાં પ્રસિદ્ધ થએલાં હોવાથી સાધારણ જ્ઞાનવાળાને સમજવું અઘરૂં થઇ પડે છે. તેમ કેટલાંક પુસ્તકો વાર્તાઓનાં કલ્પીત નૉવેલો એવાં શૃંગારી હોય છે કે તે વાંચવાથી સાધારણ જ્ઞાનવાળાને લાભને બદલે હાની થાય છે. તે ઉપરથી સાધારણ ભાષામાં જ્ઞાનના વાર્તારૂપ પુસ્તકો હોય તો તેનો લાભ સાધારણ જ્ઞાનવાળા પણ લઇ શકે, એવું મ્હારા મનમાં આવવાથી આ સાદી શિખામણના ચાર પુસ્તકો તૈયાર કર્યા છે. તેમાં પહેલું પુસ્તક મ્હારા શિષ્ય **મહીદાસ પ્રેમજી** પટેલને સને ૧૯૨૫ ની સાલમાં પ્રગટ કરવા આપેલું પણ કેટલાક અનિવાર્ય કારણથી યોગ્ય સુધારા વધારા વિના પ્રગટ કરેલું છે પણ તે પુસ્તકના આશ્રય-દાતા તરીકે **શેઠ ચંદુલાલ મણીલાલ** દેશાઈ વિરમગામ નિવાસી છે. બીજું પુસ્તક મ્હારા તરફથી સને ૧૯૨૬ ની સાલમાં પાટણના શ્રીમાન રાવબહાદુર **શેઠ કીલાચંદ દેવચંદ** જે. પી, ની મદદથી બહાર પડયું છે. ત્રીજું પુસ્તક મુંબાઇના રાવબહાદુર શેઠ કરમશી દામજી જે. પી. ના આશ્રયથી પ્રગટ થયું છે. અને આ ચોથું પુસ્તક પાટણના શ્રીમાન્ દાતારમંડળ રાજ્યવલ્લભ શેઠ ન્યાલચંદભાઈ લલ્લુભાઇ જે. પી. ના આશ્રયથી તેમના બંધુ પુનમચંદભાઈના ઉત્સર્ગ સાથે બહાર પડયું છે. સદરહુ પુસ્તકોનો ગુજરાતી વાંચકવૃંદ તરફથી યોગ્ય સત્કાર થયો છે તેથી આ જગ્યોએ હું સર્વે આશ્રય દાતાનો તથા વાંચકવૃંદનો મહાન ઉપકાર માનું છું.

આજથી આઠ વર્ષ પૂર્વે સદરહુ વિષય મેં મુંબઇમાં પ્રસિદ્ધ થતા સાંજવર્તમાન પત્રમાં પ્રગટ કરવો શરૂ કર્યો ત્યારથી જ અનેક વિદ્યાવિલાસી સજ્જનોના પત્રો મારા ઉપર અવારનવાર આવવા લાગ્યા કે આ મહત્વના વિષયને જો પુસ્તક રૂપે પ્રગટ કરવામાં આવે તો સાધારણ વાંચક વર્ગને બહુ જ ઉપયોગી થઈ પડે એટલું જ નહિ

પણ સદરહુ પ્રસિદ્ધ થતો વિષય ઘણા પ્રેમથી સજ્જનોના સદનમાં હમેશાં પ્રેમથી વંચાતો, તેમજ તેના ઉતારા પણ ઘણી વખત થતાં તે ઉપરથી મારા મનમાં સદરહુ વિષયને પુસ્તક રૂપે બહાર પાડવાની તીવ્ર ઇચ્છા ઉત્પન્ન થઇ. તે ઇચ્છાને મ્હારા પરમ સ્નેહી વકીલ વિદ્યાશંકર કરૂણાશંકર આચાર્ય કે જેઓ વડોદરા ધારાસભાના એક માજી સભ્ય છે તેમણે સતેજ કરી એટલે આ જગ્યાએ તેઓ સાહેબનો આભાર માનું છું.

વિવિધ વાંચનનો આ એક સંગ્રહ છે એટલે એમાં મારૂં પોતાનું કાંઇ નથી એમ કહું તો ચાલે. ? મેં તો ફક્ત જુદી જુદી ફુલવાડીમાંથી નૂતન કુસમો ચુંટીને આ એક માળા તૈયાર કરી છે. તેને સુજ્ઞ જનો પ્રેમથી વધાવી લેશે એમ મારી માન્યતા છે. કારણકે આની અંદરના જે જે વિષયો પસંદ કરેલ છે તે શિખામણ રૂપે ધર્મ, જ્ઞાનને વૈરાગ્ય તથા પ્રભુભક્તિના ઉપદેશક હોવાથી કોઇપણ ધર્મ અગર સંપ્રદાયને બાધ કરતા નહિ થતાં સઘળા સજ્જનો સરળતાથી વાંચી શકે તેવા રાખવામાં આવ્યા છે આ કાંઇ નૉવેલ કે વાર્તાનું પુસ્તક નથી એટલે વાંચતા રસ અવિચળ જળવાઇ રહેવાની જરૂર નથી. કારણ કે આતો ગોળનું નાળીયેર છે તે જ્યાંથી ખાઓ ત્યાંથી મીઠું જ લાગે એટલે જેને જે ફુલછાબ પ્રીય લાગે તે ફુલછાબના કુસુમો પ્રેમથી સુંઘે એજ મારો હેતુ છે.

હું કાંઇ ગ્રંથકાર કે વિદ્વાન નથી એટલે મ્હારા પુસ્તકમાં ઘણો દોષ વિદ્વાનોને દષ્ટિગોચર થશે પણ હંસ જેમ પાણીને મુકીને દુધનો આહાર કરે છે તેમ આમાં કાંઇ સાર જેવું હોય તેનું ગ્રહણ કરી બાકીનો ભાગ મુકી દેશો એવી મ્હારી પ્રથમથી નમ્ર વિનંતી છે તેનો સ્વીકાર કરશો. મહારા સાદી શિખામણના વિષયને આજ આઠ વર્ષથી સાંજ વર્તમાનપત્રના અધિપતિ સાહેબ મે. વાચ્છા એન્ડ ગાંધી સાહેબે પોતાના લોકમાન્ય પેપરમાં સદરહુ વિષય ચાલુ રાખી મને જે મદદ આપી છે તેના માટે હું તેઓ સાહેબનો સદાને માટે આભારી છું પરમાત્મા તેમને સુખી રાખી દીર્ઘાયુષ બક્ષો એવું શુદ્ધ અંઃકરણથી હમેશ માગું છું.

**પાટણ**—(ઉત્તર—ગુજરાત)
સંવત ૧૯૮૩ ભાદ્રપદ
કૃષ્ણ પક્ષ વદી ૧૦ ચંદ્રવાર
તા. ૨૦—૯—૨૭

વિ. સેવક
**મગનલાલ શંકરભાઇ પટેલ,**
"સાદી શિખામણ" ના પ્રકાશક

# ઉપોદ્‌ઘાત.

લખનારઃ—**પ્રોફેસર જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ.**
**એમ. એ. એમ. એલ. સી.**

શ્રીયુત મગનલાલ શંકરભાઈ પટેલે સાદી શીખામણના ત્રણ ભાગો બહાર પાડી ગુજરાતી જનસમાજની અપૂર્વ સેવા કરી છે. સાદી શીખામણનો ચોથો ભાગ પણ તેમણે તૈયાર કર્યો છે તેને માટે તેમને ખાસ ધન્યવાદ ઘટે છે. જેવી રીતે મહાકવિ શ્રી ભવભૂતિના ઉત્તર રામચરિત્રને વિષે કહેવાય છે કે તે

**परिणतप्रज्ञस्य वाणीमिमाम् ।**

"પરિપકવ પ્રજ્ઞાવાળા કવિની આ વાણી છે"

તેવી રીતે આ ચોથું પુસ્તક પણ શ્રીયુત મગનલાલભાઈની પરિપકવ અનુભવજનિત બુદ્ધિનું પરિણામ છે.

વાર્તાઓ અને દૃષ્ટાંતો દ્વારા ઉપદેશની અસર સચોટ હૃદયમાં ઠસી જાય છે. આ પુસ્તકમાં પસંદ કરેલી નાનકડી વાર્તાઓ અને કથાઓ મનોહર છે અને ઘણી જ સરલ રીતે નીતિમય ઉપદેશ આબાલવૃદ્ધ સ્ત્રી-પુરૂષોને આપે છે. કેટલાક સ્થળે વાર્તાઓની શરૂઆતમાં મોટા અક્ષરે આપેલાં મથાળાં અત્યન્ત-સૂચક છે. દાખલા તરીકે "ખાયને ખાજાં ને ખાંડ" આ મથાળું ઘણું સૂચક છે અને તે મથાળું વાંચતાં જ તવંગર લોકોને ગરીબની પીડા સમજી ન શકાય એવો ભાવ એકદમ સ્ફુટ થાય છે. ફુલછાબ સત્તરમીમાં સતી સ્ત્રીઓએ પોતાનાં શીયળ કેવી રીતે જાળવ્યાં તેનાં ઉત્તમ દૃષ્ટાંતો આપવામાં આવ્યાં છે. નગરશેઠની સ્ત્રીએ વિષયાન્ધ રાજાની બુદ્ધિ કેવી રીતે ઠેકાણે આણી અને રાજાને કુકર્મમાં પ્રવૃત્ત થતાં અટકાવ્યો તે વિષયની કથા ઘણી જ રમ્ય ભાષામાં આપેલી છે.

વાર્તાઓ સાથે સુંદર કવિતાઓ પણ આપવામાં આવેલી છે.

"અજ્ઞાની સમજ બિન સુતા, જમનકા ખાયગા જુતા" બસ આટલી જ લીટીઓ માણુસને ખોટે રસ્તે જતો અટકાવે છે.

"મિટે સબ જનમકા ફંદા, કરે જો મહેર વ્રજચંદા" આ લીટીઓ પણ માણસને ઇશ્વરની કૃપા પ્રાપ્ત કરવા પ્રેરે છે.

**बाणोच्छिष्टं जगत्सर्वम् ।**

આખા જગતમાં એવી એકે વસ્તુ નથી કે જેનો સ્વાદ બાણે ન લીધો હોય. આખું જગત્ બાણનું ઉચ્છિષ્ટ છે. તે મુજબ એવો એકે ઉપદેશ નથી કે જે મગનલાલભાઇએ પોતાની સાદી શીખામણોમાં ન ગુંથી કાઢયો હોય. ભલે રાજકીય નૈતિક ધાર્મિક કે ગમે તે ક્ષેત્ર હોય પણ તે બધામાં માણસ સુંદર રીતે પોતાનું જીવન વ્યતિત કરે એવું ભાથુ શ્રીયુત મગનલાલભાઇએ અત્યંત સ્વાદિષ્ટ વાનીઓ તરીકે પીરસવામાં મણા રાખી નથી. પરદેશમાં જનાર વેપારીને પોતાની બુદ્ધિ પ્રમાણે વિચારપૂર્વક કામ કરવું પડે છે. શેઠે મુનિમને ઘણી શીખામણ આપી પણ મુનિમે કહ્યું "શેઠની શીખામણ ઝાંપા સુધી" વાળનું પાર્સલ રાજાને ભેટ કરતી વખત મુનિમે પોતાની બુદ્ધિ ન વાપરી હોત તો તેને ફાંસીએ ચઢવાનો વખત આવત પણ મુનિમે તુરત બુદ્ધિનો ઉપયોગ કરી રાજાને પ્રસન્ન કરી દીધો. આવાં હૃદય-સ્પર્શી દૃષ્ટાન્તોથી આ પુસ્તક ભરપુર છે. આ ભાગમાં શ્રીયુત મગનલાલભાઇએ પોતાની સંપૂર્ણ અનુભવ શક્તિનો લાભ ગુર્જર પ્રજાને આપ્યો છે. મ્હને ખાત્રી છે કે અત્યાર સુધી ત્રણ ભાગને પ્રજાએ જેટલો ટેકો આપ્યો છે તેટલો અને તેથી વધારે ટેકો આ ચોથા ભાગને પ્રજા તરફથી મળશે. એજ **सुज्ञेषु किं बहुना.**

**અમદાવાદ.**
(કડવા પોળ)
તા. ૨૦—૯—૨૭.

**જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ.**

એમ. એ. એમ. એલ. સી.



# આભાર–દર્શન

## !! ઉપકાર !!

**શ્રીયુત દાતારમંડળ રાજ્યવલ્લભ**

**શેઠ ન્યાલચંદભાઈ લલ્લુચંદભાઇ જે. પી.**

શુભનિવાસ **પાટણ.**

આપ સાહેબની ઉદાર સખાવતોનું સ્મરણ પાટણની પ્રજાને દીર્ઘ કાળ રહે તે માટે જનરલ હોસ્પીટલ માટે દોઢ લાખની અને પાટણમાં પાણીનો વેરો (નળ ટેક્સ) માફ કરાવવા અઢી લાખની ઉમદા સખાવત આપના સ્વર્ગસ્થ બંધુના સ્મારકમાં આપે આપી મહાન ઉપકાર કર્યો છે; એટલું જ નહિ પણ ગુપ્ત દાનો તો આપના ગરીબ જનો પ્રત્યે સદંતર ચાલુ જ છે. વિદ્યા વિષે આપની અભિરૂચી અત્યંત જોઈ આપના પાસે મેં મ્હારી “ **સાદી શિખામણ** ” પુસ્તક ૪ થાની આપને અર્પણપત્રિકા સ્વીકારવાનું કહેતાં આપે અતી ઉત્સાહ ને પ્રેમથી મ્હારી માંગણીનો સ્વીકાર કરી આપના સદ્દગત શ્રીમાન ભાઇ પુનમચંદના નામથી કબુલ રાખી મને સદાને માટે આભારી કર્યો છે તેને માટે હું આપનો આભાર માનું છું. પરમાત્મા આપને દીર્ઘાયુષી રાખે અને આપની યશ કીર્તિ દીનપ્રતિદીન સંવૃદ્ધિ પામે એવી જગનિયંતા પ્રત્યે મ્હારી પ્રાર્થના છે.

**પાટણ** (ગુજરાત)
તા. ૨૦–૯–૨૭.

હું છું આપનો ચર્ણરજ સેવક,
**મગનલાલ શંકરભાઈ પટેલના**
જયવંદન.



**સ્વર્ગસ્થ શ્રીમાન શેઠ પુનમચંદ લલ્લુચંદ.**

**મુ. પાટણ.** (ઉત્તર ગુજરાત.)

જન્મ.
સંવત ૧૯૪૧ ના ચઇતર
સુદી પૂર્ણિમા.

સ્વર્ગવાસ.
સંવત ૧૯૭૮ ના
જેઠ વદી ૧.

Krishna Press. Bombay 2.



**સ્વર્ગસ્થ શ્રીમાન શેઠ પુનમચંદ લલ્લુચંદના ધર્મપત્નિ**
**શ્રીમતી મણી બ્હેન—પાટણ.** (ઉત્તર ગુજરાત.)

Krishna Press. Bombay 2.

श्री

परोपकाराय सतां विभूतयः ॥

दुहो.

નામ રહેતાં ઠાકરાં, નાણાં નહિ રહંત;
કિરત હુંદાં કોટડાં, પાડયાં નહિ પડંત.




શ્રીમાન શ્રીયુત સદ્ગત **શેઠશ્રી પુનમચંદભાઈ લલ્લુચંદભાઈ**

શુભનિવાસ સ્થળ **પાટણ.**

( ઉત્તર–ગુજરાત )

આપના સદ્ગુણી શ્રી દાતારમંડળ રાજ્યવલ્લભ બંધુ શ્રીમાન **શેઠ ન્યાલચંદભાઇ લલ્લુચંદભાઇ** જે. પી. તથા આપના ધર્મપત્ની **મણીબાઈ** એ બંન્નેએ આપની શુભ ઇચ્છાઓ અને સદ્ભાવનાઓ ધ્યાનમાં રાખી તે મુજબ આપની લક્ષ્મીનો સદ્વ્યય કરવાના હેતુથી પાટણ મ્યુનિસીપાલીટીને વોટર વર્કસના કામમાં શ્રીમંત સરકારે લોન આપેલી, આ લોનનું મ્યુનિસિ-પાલીટીને કરજ હોવાથી, મ્યુનિસીપાલીટીએ આ કરજની રકમ

ભરવા અને ચાલુ નિભાવ માટે એ જાતના ટેક્સ પાટણની પ્રજા ઉપર નાંખેલા હતા. તે એવા કે ઘરમાં નળ લઈ પાણી લેનાર માટે નળવેરો અને ઘરમાં નળ નહિ લેતાં ટાંકી અગર સ્ટેન્ડ પાઈપથી પાણી લેનાર માટે પાણીનો સામાન્ય વેરો ઘરોની કીંમતના ધોરણે લેવાતો હતો. આવા સામાન્ય વેરાની વાર્ષિક રકમ રૂ. ૨૮૦૦૦ જેટલી થતી હતી. આ રકમનો પાટણ શહેરની પ્રજાને માથે બોજો હતો. આ બોજો કાઢી નાંખવા અને પ્રજાને મફત પાણી મળવા માટે પાટણ મ્યુનિસીપાલીટીના કરજની રકમમાંથી મોટી રકમ આપના નામથી રૂ. ૨॥ લાખ જેટલી રકમ આપી, એ સામાન્ય વેરામાંથી પાટણની પ્રજાને કાયમને માટે મુક્ત કરાવી છે અને તેથી સદૈવ સરસ્વતીના નિર્મળ અને મીઠાં જળ મળવામાં મોટી સહાય કરી પાટણ શહેરની પ્રજાનો ઘણો સંતોષ અને આશિર્વાદ મેળવ્યો છે.

આપનું સાદું જીવન અને સરલતા અને ઉંચી ભાવનાઓથી મુગ્ધ થઈ હું પણ એક પાટણનો વતની હોઈ આપના પવિત્ર નામને આ મારૂં "**सादी शिखामण**" પુસ્તક ૪ થું અર્પણ કરૂં છું. મારો પ્રેમ અને મહારી લાગણી મને ખાત્રી આપે છે કે આપનો પવિત્ર આત્મા મહારી અલ્પ સેવા તરફ સહૃદય થશે. એજ નમ્ર વિજ્ઞપ્તિ. સંવત ૧૯૮૩ ના ભાદ્રપદ કૃષ્ણ પક્ષ વદી ૯ ચંદ્રવાર મુ. પાટણ ( ગુજરાત )

**મુ. પાટણ**
( ઉત્તર—ગુજરાત )

હું છું સદા આપનો નમ્ર સેવક
**મગનલાલ શંકરભાઈ પટેલ**ના
સવિનય વંદન

# શ્રીમાન સદ્‌ગત શેઠ શ્રી પુનમચંદભાઈ લલ્લુચંદ-ભાઈ એમના જીવનની સંક્ષિપ્ત રૂપરેખા.

૧. આ સદ્‌ગત ગૃહસ્થના જીવનચરીત્રની રૂપરેખા આ પુસ્તકના વાંચકો મહારી પાસે જરૂર માગે તેથી એ દોષ ન આવવા માટે ટુંકામાં એમના જીવનની અને એમના ઓળખાણની રૂપરેખા આપવા પ્રયત્ન કર્યો છે. આ પ્રયત્નમાં જો કોઈ ગૃહસ્થને ખામી લાગે તો દરગુજર કરવા કૃપા કરશો.

૨. ગુજરાતમાં અણહીલપુર પાટણ એ પુરાતન રાજ્યધાનીનું શહેર હોઈ તેના રાજ્યકર્તા અને ધનાઢયોના શુભ કામોથી હિંદુસ્થાનના ઈતિહાસમાં અને બલ્કે ગુજરાતના ઇતિહાસમાં પ્રસિદ્ધ સ્થાન હોઇ તેની આ સ્થળે વિશેષ ઓળખાણ આપવાની આવસ્યકતા મને લાગતી નથી, કારણકે મેં આ જ પુસ્તકની છેલ્લી પુલછાપમાં "**પાટણનું પરિવર્તન**" સંક્ષેપમાં વર્ણવેલું છે તે ઉપરથી વાંચક વૃંદને પાટણની પ્રાચીન અર્વાચીન સ્થિતિનું સહેજ જ્ઞાન થશે એવી મહારી ધારણા છે એટલે વિશેષ વર્ણન કરવા જેવું રહેતું નથી.

૩. આવા પ્રસિદ્ધ શેહેરમાં બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈસ્ય અને શુદ્ર એ ચારે વર્ણની પ્રેમાલ પ્રજા પાટણમાં છેલ્લી વસ્તી ગણત્રીના હીસાબે વસ્તી ૨૭૦૧૭ ની છે. આ વસ્તીમાં કેટલાક શ્રીમંત કુટુંબો એવાં છે કે જેઓ પાટણ શેહેરની પ્રજાના ભલાને માટે અને તેમની અડચણો દુર કરવા માટે ઘણી મોટી સખાવતો કરી છે અને કવીશ્વર દલપતરામભાઇએ ધનવાનના બનાવેલા ધર્મનું પાલણ કરવા એ દીશામાં પ્રયત્ન આદરી રહ્યા છે.

૪. આવા ઉંચ શ્રેણીના કુટુંબો પૈકીના એક કુટંબમાં અવતરેલા સદ્‌ગત શ્રીમાન શેઠ પુનમચંદભાઈ કે જેઓ ઉત્તર ગુજરાતમાં વસ્તી લેઉવા પાટીદાર કોમમાં પણ કુળવાન ગણાતી બે શાખાઓ

એક સાંડેસરા અને એક સાળવી એવી બે છે. તેમાં સાંડેસરા એટલે પાટણમાં સાંડેસરા પાટીના વતની તે સાંડેસરા, અને સાળવી એટલે રેશમનું ઉંચા પ્રકારનું ભરત કામ કરનાર એ સાળવી એમ કહેવાય છે. તે સાંડેસરાના ઘરોની સંખ્યા ૧૫૦ છે અને સાળવીના ઘરોની સંખ્યા ૨૫૦ છે. સાળવીઓનો દીકરી દેવાનો સબંધ સાળવીમાં જ છે, અને સાંડેસરાએ બાલીસાણા, સંડેર, મણુંદ, વાલમ, ને ભાન્ડુ એ પાંચ ગામોમાંથી કન્યાઓ લાવે છે અને પોતાની સાંડેસરા શાખામાં કે સાળવી શાખામાં આપે છે. આ સાંડેસરા શાખામાંના કેટલાક ઘરો જૈન, વૈષ્ણવ, અને કેટલાક સ્માર્ત એ ધર્મ પાળે છે. આ સાંડેસરા આખી કોમ વેપારનો ધંધો કરે છે. આ સાંડેસરા શાખામાં શ્રીમાન પુણ્યશાળી પીતાશ્રી લલ્લુભાઇ અને પુણ્યશાળી માતુશ્રી ભુરીબાઈને પેટે શ્રીમાન શેઠ પુનમચંદભાઈનો જન્મ સવંત ૧૯૪૧ ના ચૈત્ર સુદી પૂર્ણિમા રવિવારના દીવસે શુભ ચોઘડીએ થયો હતો, આ પુણ્યશાળી પીતાશ્રી લલ્લુભાઇના ધર્મ પત્ની પુણ્યશાળી બાઇ માણેકબાઇથી શ્રીમાન ન્યાલચંદભાઈનો જન્મ થયો છે. શ્રીમાન ન્યાલચંદભાઈ સખાવત કરનારા ગૃહસ્થોમાં ઉંચી શ્રેણીના હોઇ શ્રીમંત ગાયકવાડ સરકારે તેમને શ્રી દાતાર મંડળીનો તથા રાજ્ય-વલ્લભનો ઇલિકાબ અને સુવર્ણપદ આપેલાં છે એમના જીવનની કાંઇ હકીકત આગળ આપવા પ્રયત્ન કર્યો છે.

૫. શ્રીમાન સદગત શેઠ પુનમચંદભાઇના પીતાશ્રી પુનમચંદ-ભાઇને લગભગ ૧૭–૧૮ વર્ષની વયના મુકીને સ્વર્ગવાસી થયા હતા અને તેમની માતુશ્રી ભુરીબાઇ યોગ્ય ઉમરે સ્વર્ગવાસી થયાં છે. શેઠ પુનમચંદભાઇએ ગુજરાતી ભાષામાં સામાન્ય રીતનું જ્ઞાન મેળવ્યું હતું પરન્તુ એમનું જીવન અને બુદ્ધિ એ જગતની નજરે કાંઇ અનેરો ભાવ અને પુજ્યભાવ પેદા કરતાં હતાં. એમના સાદા સ્વભાવથી પાટણની પ્રજાને મોહ પમાડ્યો હતો, અને બુદ્ધિબળથી વેપારી બંધુઓને મોહ પમાડ્યો હતો, એમની વેપારી જ્ઞાનની કલા એમના

પીતાના વારસામાં મળેલી પરન્તુ એ કળાને ઉંચી શ્રેણીમાં ખેંચનાર એમના ઓરમાન પણ સાચા સહોદર બંધુ શ્રીયુત ન્યાલચંદભાઇનો જ પ્રતાપ હતો.

૬. શ્રીમાન શેઠ પુનમચંદભાઇના પીતાનો ધંધો મુંબાઇમાં સુતરનો હતો અને એ ધંધો પણ સારો ધીકતો ધંધો ચાલતો હતો આ ધંધામાં જોડાવા તેઓ નાની ઉમરથી [૧] "મુંબાઇ" નગરી કે જે મુડી, બહાદુરી, અને ઇમાન ઇતબારી એવા ત્રણ ગુણો પૈકી જેના પાસે એક પણ ગુણ હોય તેની પુરેપુરી કીંમત આપનારૂં સ્થાન હોઇ ત્યાં ગયેલા હતા, ત્યાં એમણે પોતાનો વેપાર કરવા સાહસ ખેડવાના બહાદુરી અને ઇમાન ઇતબારીના ગુણોથી પોતાના વડીલ બંધુ ન્યાલચંદભાઇની સાથે રહીને વેપાર ખેડવા માંડયો અને તેમાં તેમણે કંચન અને કીર્તિ એ બન્ને સારાં મેળવ્યાં. એમાં બંન્ને ભાઇની જોડી અને સંપ એવો ચાલવા માંડયો કે ધ્યાનપૂર્વક જોનારને પ્રેમ અને ઉલ્લાસ પેદા કરે એવો હતો. આવો યોગ લાંબો વખત ચલાવવાનું ઇશ્વરને રૂચ્યું નહિ તેથી તેમનો સ્વર્ગવાસ સવંત ૧૯૭૮ ના જેઠ વદી ૧ ને રોજ થતાં આ ફાની દુનિઆનો ત્યાગ કરી સ્વર્ગના અધિકારી થયા તેથી તેમના કુટુંબને મોટી ખોટ પડી એટલું જ નહિ પણ પાટણની પ્રજાને પણ તેમના વિયોગનું અસહ્ય દુઃખ ઉત્પન્ન થતાં મોટી ખોટ પડી હતી.

૭. શેઠ પુનમચંદના લગ્ન પાટણના રહીશ સાંડેસરા નાથાલાલ દેવચંદને ત્યાં બાઇ મણીબાઇ સાથે થયાં હતાં એ બાઇને એક પુત્રને એક પુત્રી થયાં હતાં પરન્તુ તે શેઠ પુનમચંદભાઇની હયાતીમાં જ સ્વર્ગવાસી થયાં હતાં.

---

૧. મુંબાઇનો અર્થ એવો કરેલો છે કે; મુ એટલે મુડી; બા, એટલે બાહાદુરી ને ઇ, એટલે ઈમાનદારી એટલે આખો અર્થ મુંબાઈ એટલે મુડી અને કલાકૌશલ્યની અગર બુદ્ધિની બહાદુરીને ઈનામદારી એ પૈકી જેના પાસે જે ગુણ હોય તેને તેના પ્રમાણમાં તે મુંબાઈમાં પુરતો બદલો મળી શકે છે.

૮. શેઠ પુનમભાઈએઓ પોતાનો વેપાર પોતાના વડીલબંધુ ન્યાલચંદભાઈની સાથે તેમના ભાગમાં કરતા હતા, પરન્તુ તેમણે પોતાના અવસાન સમય પૂર્વે પોતાની વહેંચણ કરી જુદા થયા હતા. આથી તેમણે પોતાની મિલકતનો સદ્વ્યય કરવા માટે પોતાના વડીલ બંધુ અને પોતાનાં ધર્મપત્નીને ભલામણ કરી હતી.

૯. તેઓના સ્વર્ગવાસ થયા પછી તેમની શુભ ભાવનાઓ અમલમાં મુકવા માટે શ્રીમાન શેઠ ન્યાલચંદભાઈ અને તેમનાં ધર્મ-પત્ની કે જેઓ હાલમાં જૈન ધર્મના સંપૂર્ણ રાગી હોઈ ધર્મભાવ-નાઓ પાળીને વ્રત અને તપ કરી પોતાનું ઉંચા પ્રકારનું આદર્શ અને સાદું જીવન ગુજારી રહ્યાં છે એ બંન્નેની ભલી નેમથી પાટણ શેહેરમાં સરસ્વતીના નિર્મળ અને મીઠાં જળ મળવા માટે શ્રીમંત ગાયકવાડ સરકારે રૂા. ૨૩૧૨૦૬–૧૦–૮ જેટલી રકમ બક્ષીસ આપેલી હતી ને રૂા. ૪૬૨૪૧૩–૫–૪ જેટલી રકમ ૪ ટકાના વ્યાજથી પાટણ મ્યુનિસીપાલટીને કરજે આપી હતી. આ કરજની રકમ ભરવા અને ચાલુ ખર્ચને પહોંચી વળવા પાટણ મ્યુનિસીપાલટીએ પ્રજા ઉપર બે જાતના ટેક્સ નાંખ્યા હતા તે એવા કે ઘરમાં નળ લેનાર માટે વાર્ષિક રૂા. ૬ અને નળ નહિ લેતાં ટાંકી કે સ્ટેન્ટ પાઇપ નળથી પાણી લેનાર માટે ઘરની કીંમત ઉપર સ્કેલ એવો ઠરાવ્યો હતો કે તેમાં વસ્તીવાલાં ઘરની કીંમત માટે ૧૦૦ સુધીની કીમતનાને ફક્ત માફી ને તે ઉપરની કીંમતનાં ઘરો માટે ૩૦૦ સુધી બાર આના અને ૫૦૦ સુધી દોઢ રૂપિઓ અને ૧૦૦૦ સુધી ત્રણ રૂપિઆ અને ૨૦૦૦ સુધી ચાર રૂપિઆ અને તે ઉપરાંત માટે પાંચ રૂપિઆ અને ખાલી ઘરો માટે ઉપરની કીંમત અને સ્કેલના ધોરણે ઠરાવેલી રકમનો ૧/૪ રકમનું ધોરણ ઠરાવ્યું હતું, તે તેથી આ પ્રમાણેના સામાન્ય કરની રકમ લગભગ રૂા. ૨૮૦૦૦ જેટલી પાટણની પ્રજાને ભરવી પડતી. નળવેરાની અને સામાન્યવેરાની રકમના ઠરાવેલા ધોરણથી પણ પહોંચી વળાતું નહોતું તેથી તેમાં વધારો કરવા મ્યુનિસીપાલટી

યોજનાઓ કરતી હતી. આ વાત શ્રીમાન શેઠ ન્યાલચંદભાઇ અને સદ્‌ગત શ્રીમાન પુનમચંદભાઇના ધર્મપત્ની એ બંન્નેના જાણવામાં આવતાં આ ટેકસમાંથી બચાવ કરવા માટે "શ્રીમાન શેઠ પુનમચંદભાઇના નામથી" મ્યુનિસીપાલટીને સરકારના કરજમાંથી મુક્ત કરવા રૂપિઆ અઢીલાખ જેવી મોટી [૨]રકમ આપીને પાટણ પ્રજાને મોટા રણમાંથી મુક્ત કરાવી નિર્મળ અને મીઠાં જળ મફત આપવામાં મોટી સહાનુભુતી કરી પાટણ શેહેરની વસ્તી ઉપર મહાન અને કદી ન ભૂલાય તેવો ઉપકાર કીધો છે.

૧૦. પોતાના જ્ઞાતીબંધુઓનાં હીત માટે એક વાડી પૂર્વે મણુંદના અમીન મોરાર ભાઇચંદે સાંડેસરાઓને બક્ષિસ આપેલી હતી પરન્તુ તે જીર્ણ હોવાથી પડી ગયેલ હતી તે વાડીમાં રૂ. ૨૦૦૦૦ જેટલી મોટી રકમ ખર્ચીને એક સુંદર વાડી બનાવી આપી જ્ઞાતીને સોંપી છે તે સાંપ્રત સમયમાં જ્ઞાતીબંધુઓને જાહેર રસ્તા ઉપર હોવાથી અતી ઉપયોગી થઇ પડે છે.

૧૧. આવા પુણ્યશાળી કુટંબના અગ્રગણ્ય અને શ્રીમાન દાનાર મંડળ શ્રીમાન ન્યાલચંદભાઇનું જીવનચરિત્ર એ દરેક મનુષ્યને બોધક અને સંસારમાર્ગની બધી દીશાઓમાં માર્ગદર્શક થઇ પડે તેવું છે. પરન્તુ તેને આ સ્થાને વિસ્તારથી લખવું યોગ્ય નહિ લાગવાથી તેની ટુંકી નોંધ કરૂં છું.

૧૨. શ્રીમાન શેઠ ન્યાલચંદભાઇ કે જે આ જીવનવૃત્તાંતના નાયક શ્રીમાન પુનમચંદભાઇના ઓરમાન વડીલ બંધુ થાય છે એ ઓરમાનને સહોદરનો ભેદ તો માત્ર સાંડેસરા જ્ઞાતીના ગણ્યાગાંઠયાં માણસો સગપણના કારણે જ જાણતા ? હશે એવો એમનો બંન્ને ભાઇઓ વચ્ચેનો અતુલીત પ્રેમ હતો.

---

૨. એ રકમ આપતાં પૂર્વે નળવેરો રૂા. ૯ લેવા નક્કી થયું હતું, અને સામાન્ય વેરામાં કીંમતનો સ્કેલ કાઢી નાંખી નળ ન લીધો હોય તેવા દરેક ઘર ઉપર રૂા. ૪ પ્રમાણે સામાન્યવેરો લેવામાં નક્કી થયું હતું.

૧૩. શ્રીમાન શેઠ ન્યાલચંદભાઈ કે જેઓએ પાટણ શેહેરની ગામઠી નિશાળ કે જે ભગા અંધ્યારૂની લીંમડાવાળી શેરીએ હતી તેવી ગ્રામ્ય કોલેજમાં સામાન્ય રીતનું ગુજરાતી ભાષા વાંચવા લખવાનું અને વેપારી બાબતોમાં પણ સામાન્ય રીતના હીસાબો ગણવામાં અને નામુંઠામું લખવા કે સમજવામાં મદદરૂપ થાય એવું શિક્ષણ મેળવેલું છે. તેઓ નાની ઉમરમાં ૧૧ વર્ષની ઉમરે મુંબાઈ જઈ તેમના પીતાશ્રીના સુતરના ધંધામાં જોડાયા છે. આ ધંધામાં તેમની કુનેહબુદ્ધિ અસાધારણ છે, વળી એમની અમૃતભરેલી અને પ્રેમમય વાણી, ઇમાનદારીના અણમોલા ગુણથી એમના ઉપર યુરોપીયન વેપારીઓ ખુશી થઈ તેમને મોટી કંપનીનું કમીશન આપેલું હોવાથી એમનું જીવન હિંદુસ્તાનમાં એક અપૂર્વ તેજથી ચળકતા તારાસમાન છે.

૧૪. એમણે વેપારી કુનેહબુદ્ધિથી સુતરનો વેપાર ચલાવીને તથા કમીશનમાંથી ઘણો સારો પૈસો પેદા કર્યો છે, અને તે પૈસાનો તે પ્રમાણમાં સદુપયોગ પણ કરવા માંડયો છે. એમને પણ ધનના ધણીના ધર્મો કવિશ્વર દલપતરામે બતાવેલા પુરા ધ્યાનમાં રાખી તેનું યથાર્થ પાલન કરવા માંડયું છે. પાટણ શેહેરમાં મોટી હોસ્પીટલ કે જેમાં મુખ્ય ભાગ આંખના દર્દો કે જે જગતને નિહાળવામાં મોટી અડચણ રૂપ થાય છે કે જેવાં કે ( મોતીઓ, ફુલાં ) વગેરે તેવાં દર્દો દુર કરવા માટે સારી યોજના કરાવી છે. એ દવાખાનું બનાવવા ને ચલાવવા માટે રૂપિઆ એક લાખ ને ચાળીસ હજાર જેવી મોટી રકમ આપી છે. આ દવાખાનું પાટણ શહેરમાં પ્રવેશ કરતાં અગ્રે ભાગે " **श्रीमान दातारमंडळ शेठ न्यालचंद लल्लुचंद जनरल होस्पीटल** " એ નામથી બંધાવેલું છે અને જેથી શેહેરની શોભામાં ઘણોજ અમુલ્ય દેખાવ થયો છે. અને એના પરીણામે આંખોના દર્દીઓ જગતને નિહાળવામાં ઇશ્વરની આપેલી બક્ષીસમાં (પોતાના કર્મસંયોગે ખામીઓ આવતી હોય) તે ખામી દુર થવાથી શ્રી ન્યાલચંદભાઈના નામનો મહિમા અંતર પ્રેમથી ગાતા ગાતા હજારો દર્દીઓ ચાલ્યા જાય છે.

આ હોસ્પીટલમાં શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી નિપુણાત ડોકટરો રાખીને અનેક પ્રકારના દર્દીઓને ત્યાં રાખીને રોગીજનોના રોગ ટાળી મુક્ત કરે છે. ખરેખર આવું કલ્યાણકારક કામ કરી એમણે ઘણું પુણ્ય ઉપાર્જન કરેલું છે; અને પ્રજાનો સંતાપ અને આશિર્વાદનો ઘોધ વાળ્યો છે.

૧૫ એમની જ્ઞાતીમાં ભાન્ડુ, વાલમ, બાલીસણા સંડેર, મણુંદ અને પાટણ એ પાંચ ગામોને જમાડીને જરમન સીલ્વરના લોટાનું લહાણું કર્યું છે તથા પોતાના સદ્‌ગુણી પુત્ર કાન્તિભાઈના શુભ લગ્ન વખતે પાટણ શેહેરમાં વસતા પોતાના જ્ઞાતીબંધુઓને ચાંદીના લોટાનું લહાણું કરી જ્ઞાતીબંધુઓને પણ અપૂર્વ લાભ આપ્યો છે, અને હજુ પણ એમના તરફ સહાનુભુતીની ઇચ્છાઓ દર્શાવી રહ્યા છે. ઇશ્વર એ દીશામાં વધારે પ્રયત્ન કરવા પ્રેરણા કરે એવી આ લેખકની ઇચ્છા છે.

૧૬. એમના કુટંબમાં એમનાં ધર્મપત્ની રળીયાતબાઇ કે જેઓ બાલીસાણાના ખાનદાન કુટંબના ધર્મપરાયણ ઉંચા સંસ્કારવાળાં અને પરોપકારી બાઈ હોઈ એમના ગૃહરાજ્યને અનુપમ રીતે દીપાવી રહ્યાં છે. તેઓ બહુજ દયાળુ અને અન્યના દુઃખે દાઝનારાં પરોપકારી વૃત્તિનાં છે.

૧૭. એમનો એક પુત્ર શ્રીયુત કાન્તિભાઇ છે જેમણે મેટ્રીક સુધી અંગ્રેજી ભાષાનું જ્ઞાન લીધું છે, અને વેપારી શિક્ષણની પીત શ્રીની પુરતી તાલીમ મેળવવા હરનીશ પ્રયત્ન આદરી રહ્યા છે. એમનું જીવન પણ જગતમાં એક ઉંચા પ્રકારનું નમુનેદાર થશે એમ સ્નેહીજનો ભાવ બાંધી રહ્યા છે. ભાઈ કાન્તિભાઈની વય નાની છે છતાં મહાન સદ્‌ગુણો તેમનામાં અત્યારથી જ પ્રકાશી રહ્યા છે. તેમને ત્રણ બહેનો છે, તેઓ પણ સંસ્કારી અને મેના પોપટની પ્રેમીલી ભાષા ભુલાવે તેવી ગિર્વાણ વાણી બોલે છે. તેઓ પણ સદ્‌ગુણી બાઇ રળીયાત બાઈની સંપૂર્ણ દેખરેખ અને કાળજી નીચે ઉંચા પ્રકારનો સંસ્કાર એમના હૃદય પ્રદેશમાં ભરી રહ્યાં છે.

૧૮. શ્રીમાન શેઠ ન્યાલચંદભાઇની પાટણ શેહેરની ગરીબ પ્રજા માટે ખાનગી સખાવત પણ ભારે છે, એમની ઉદાર સખાવતો અને અગ્રગણ્ય વેપારીપણું અને કુનેહબુદ્ધિથી પ્રસન્ન થઇને નામદાર બ્રિટીશ સરકારે જે. પી. ની માનવંતી પદવી આપી છે અને શ્રીમંત ગાયકવાડ સરકારે એમની સખાવતોથી પ્રસન્ન થઇને એમને શ્રી દાતાર મંડળનો સુવર્ણપદક અને પદવી આપી છે તથા હાલમાં રાજ્યવલ્લભનો ચાંદ પણ મળ્યો છે.

૧૯. લેઉવા પાટીદાર કોમમાં પાટણમાં કંચન અને કીર્તિ, સુનીતિ અને સદ્‌ભાવ, સરલતા અને સાદાઇ, પરોપકાર અને પવિત્રાઇથી વર્તતું કુટુંબ જોઇ હું પણ એક જ્ઞાતીનો હોઇ મને સહ્રદય પ્રેમની લાગણી થાય એ સ્વાભાવિક છે અને એ પ્રેમની લાગણીમાં હું મુગ્ધ થએલો હોઇ મારા કામ સાથે એમના પવિત્ર અને પ્રખ્યાત કુટુંબના જીવનની રૂપરેખા જોડાય એવી મહારી તીવ્ર ઇચ્છા થવાથી આ રૂપરેખાની મેં નોંધ કરી છે. પ્રભુ આવા કુટુંબને દીર્ઘાયુષી રાખે, અને પરોપકારનાં અનેક કામો તેમની પાસે કરાવો એવી પ્રેમભરી ભાવના છે.

૨૦. શ્રીયુત ન્યાલચંદભાઇ પાસે મેં જીવનચરીત્રની માંગણી કરેલી પરન્તુ તેઓશ્રીને પ્રસંદ નહી હોવાથી તે આપવા ના પાડેલી એટલે સંપૂર્ણ જીવનચરીત્ર આ સ્થળે હું લખવા શક્તિમાન થયો નથી પણ મને પ્રયત્ન કરતાં જે માહેતી મળી છે તે માહેતી વાંચક-વૃંદ આગળ રજુ કરી છે. મને લાગે છે કે વખતે તેમાં ભુલચુક પણ હોય પરન્તુ તે માટે સુજ્ઞ વાંચકો મને જરૂર ક્ષમા કરશે એવી આ સ્થળે વિનંતી કરૂં છું.

૨૧. તેઓ શ્રીમાનના ઉચ્ચ સદ્‌ગુણોથી દોરવાઇને પાટણના નાગરીકોએ તા. ૧-૬-૨૫ ને રોજ જે માનપાત્ર આપ્યું છે તે આ જગ્યોએ દાખલ કરવામાં આવે છે તે ઉપરથી રાજાને પ્રજાની સરખી પ્રીતિ મેળવનાર મહાન પુરૂષો કેવા હોય છે તેનું સહેજ જ્ઞાન વાંચક-વૃંદને થયા વિના રહેશે જ નહિ.



શ્રીયુત દાતાર મંડળ શેઠ ન્યાલચંદ લલ્લુચંદ. જે. પી.
શુભ નિવાસ પાટણ. (ઉત્તર ગુજરાત)

Krishna Press, Bombay 2.

## દાતારમંડળ શ્રીમાન શેઠ ન્યાલચંદ લલ્લુભાઈ જે. પી. ને પાટણના નાગરીકોએ આપેલું

# માનપત્ર.

सर्वेषां महदौषधालयकृते दत्तं प्रभूतं धनं
तद्वच्चाक्षुषरोगवारणकृते येन व्यवस्था कृता ।
स श्रीमानणहिल्लपट्टनपुरे राजाप्रजामानितः ।
लल्लूभाई समुद्भवो विजयतात् श्रीनालचंद्रश्चिरं ॥

મે. શ્રીયુત દાતારમંડળ

**શેઠ ન્યાલચંદભાઈ લલ્લુભાઈ જે. પી. મુ. પાટણ.**

**પ્ર**ભુની સૃષ્ટિમાં વસતા ભાગ્યશાળી પુરૂષો પૈકી આપ એક છો. આપે કેવળ જાતમહેનત અને વ્યાપારી કુશળતાના પરિણામે શ્રીમંતાઈની સુખકર સ્થિતિ ઉત્પન્ન કરી છે.

**ગ**રીબોને કેવાં દુઃખો હોય છે તેનો ખ્યાલ આપ કદી વિસરી શકતા નથી અને તેથીજ આપના ધનનો હીસ્સો ગરીબોનાં કષ્ટો કાપવામાં સદા અર્પણ કર્યાજ કરો છો.

**આ**પ જૈનધર્મના અનુયાયી હોવાથી જીવદયા એ પ્રાધાન્ય ગુણ આપનામાં હોય જેમાં નવાઈ જેવું નથી, પરન્તુ આપ કોઈપણ પ્રકારના જાતિભેદ તેમજ ધર્મભેદ વિના સમ-દષ્ટિથી પાત્રને દાન આપ્યા જ કરો છો.

**મ**નુષ્ય દેહનું નુર ખરેખર ચક્ષુઓ જ છે; ચક્ષુઓના રોગથી પીડાતા મનુષ્યોનું જીવન અતિ દુઃખમય થઇ જાય છે. તેવાં દુઃખોના નિવારણાર્થે આપની દાનવૃત્તિ દોરાઈ અને આપે

લગભગ દોઢ લાખ રૂપીઆ જેટલી બાદશાહી સખાવત શ્રીમંત સરકારદ્વારા કરી, આપ ન્યાલચંદભાઇએ ગુજરાતના ઉત્તર ભાગની પ્રજાને ખરેખર ન્યાહાલ જ કરી છે.

**આ**પની આ ઉદાર માગણી શ્રીમંત સરકારે કૃપા કરી સ્વીકારી સરકારી અંગે આપના નામનું એક ભવ્ય દવાખાનું અત્રે પાટણમાં સ્થાપ્યું છે જેને ખુલ્લું મુકવાની ક્રિયા પણ નેકનામદાર દિવાન સાહેબ સર **મનુભાઈ**ના મંગળ હસ્તે આજ થઇ આપનું નામ સદા સારૂ કાયમ રહ્યું છે.

**આ**પના મર્હૂમ ભાઇ પુનમચંદે પણ આપનું જ અનુકરણ કરી, રૂપિઆ અઢી લાખની ગંજાવર રકમ પાટણના શેહેરીઓને પાણીનો સામાન્ય વેરો માફ કરાવવા સારૂ શ્રીમંત સરકારને આપવા ઠરાવેલ છે. આ કાર્યમાં પણ આપ જ પ્રાધાન્ય છો. આપની આવી અનુપમ સખાવતોનો બદલો પાટણની પ્રજા આપી શકે તેમ નથી.

**હૃ**દયની આપ પ્રત્યેની લાગણીઓ દર્શાવવા અમો પાટણ શેહેરીઓએ આજે આ તક લીધી છે, અને અંતઃકરણ-પૂર્વક સવિનય જણાવવા રજા લઈએ છીએ કે, આપે નિવાજેલી બક્ષિસોથી અમે પૂર્ણ આભારી બન્યા છીએ; અને સકળ વિશ્વના નાથ પાસે અમારી પ્રાર્થના છે કે આપ દીર્ઘાયુષી થાઓ, અને લોકકલ્યાણાર્થે આપને તે દયાળુ નાથ વિશેષ દ્રવ્ય અને તક આપો.

પાટણ.
તા. ૧–૬–૨૫.
સોમવાર.

**લી. હમો છીએ, આપના મિત્રો તથા શુભચિંતક પાટણ શહેરના નાગરિકો તરફથી.**



# સાદી શિખામણ.

## પુસ્તક ૪ થું.



## ફુલછાબ પહેલી.

### શેરને માથે સવાશેર.

આ જગતમાં પરમાત્માએ મુળથી એવી રચના કરી મુકેલી છે કેઃ—શેરને માથે સવાશેર મુકરર કરી મુકેલ છે એટલે કોઈનો અલંકાર રહેતો નથી. કોઈના મનમાં એમ આવે કે હું મોટો છું તે વખતે કુદરત તેને એવો ચમત્કાર બતાવે છે કે, તેની મ્હોટાઈ બીજાના પ્રસંગમાં આવવાથી બીલકુલ રહેતી નથી તે વિષે એક દૃષ્ટાંત છે કે, બ્રહ્માને એક વખતે પોતાની મ્હોટાઈનો મોહ થયો હતો કે હું આટલું બધું કાર્ય કરૂં છું છતાં પરમાત્મા મહારા કાર્યને કદી વખાણતા નથી એ શું હશે! તે ઉપરથી તેણે એક વખતે મનમાં અફસોસ લાવી બ્રહ્માંડની ચાવી લઇ પરમાત્માને દેવાને માટે

વૈકુંઠમાં ગયા. પરમાત્માએ અંતરજામી શક્તિથી જાણ્યું કે બ્રહ્માને મોહ થયો છે! પણ ફીકર નહિ, હું તેનો મોહ તુર્તમાં દુર કરીશ. એટલામાં બ્રહ્મા પરમાત્મા પાસે આવ્યા. એટલામાં પરમાત્માના સંકલ્પથી એકદમ ચાર મુખવાળા બ્રહ્મા આવ્યા, ત્યાં દશ મુખવાળા બ્રહ્મા આવ્યા તે પછી સો મુખવાળા ને હજાર મુખવાળા બ્રહ્મા આવ્યા ને બ્રહ્માથી આખું વૈકુંઠ ભરાઇ ગયું, એટલે મોહ થએલા બ્રહ્માને, મનમાં પશ્ચાતાપ થયો કે અહો! મારાથી તો વિશેષ સામર્થ્યવાળા બ્રહ્મા પરમાત્માની સેવામાં હજારો છે! હું શું ગણતરીમાં! તુર્ત તેનો મોહ ઉતરી ગયો ને બ્રહ્માંડની કુંચી લઇ ચાલતા થયા, એટલામાં પરમાત્માએ બ્રહ્મા સામી દ્રષ્ટી કરી કહ્યું કે "બ્રહ્માજી કેમ પધાર્યા હતા?" બ્રહ્મા શું બોલે! તુર્ત શરમાઇ ગયા ને ચુપચુપ પોતાના સ્થાનકે ચાલવા માંડયા, તે દિવસથી બ્રહ્માના મનમાં એમ થયું કે જેના એક રોમમાં કોટાનકોટી બ્રહ્મા અણુની પેઠે ઉડતા ફરે છે તેમાં મહારી શું ગણતરી! હે પ્રભુ તારી ગતી અપરંપાર છે તે મારા જેવાથી શું કળાય? જ્યારે બ્રહ્મા જેવાનું અભિમાન સહેજવારમાં નષ્ટ થયું ત્યાં મનુષ્યની શું ગણના! પરમાત્માના અલૌકિક મહિમાનું રહસ્ય આ જગનમાં કોઇ સમજી શકતા નથી.

## હરી ભજવાનો ઉપદેશ.

### ભુજંગી છંદ.

ભર્યા પાપના ભાર સંભાર ભાઇ,
કુડાં કર્મની ખુબ કીધી કમાઇ;
મળ્યો માલ મેલી જવું છે મરીને,
હવે જીવ હેતે ભજી લે હરીને. ૧
ખરો સત્યનો તેં ખજાનો ન ખોળ્યો,
બહુ જુક્તિથી જીભથી જુઠ બોલ્યો;
અરે તું ન ચાલ્યો રૂડું આચરીને,
હવે જીવ હેતે ભજી લે હરીને. ૨

દયા છોડીને કંઇકને કષ્ટ દીધાં,
લુચ્ચાઇ કરી કેંકના દ્રવ્ય લીધાં;
દીસે દૈવથી દોષ દેખી કરીને,
હવે જીવ હેતે ભજી લે હરીને. ૩

કહે ભાઇ કાયા ધરી શું કમાયો,
ગયો લાભ તો ઉલટો તું લુંટાયો;
ફર્યો કીચમાં કેડ સુધી ફરીને,
હવે જીવ હેતે ભજી લે હરીને. ૪

જનો કંઇક જોને ગયા તુજ જોતાં,
સગાં ને સંબંધી રહ્યા સર્વ રોતાં;
ધાખાવી દીધા ધામ ઝાલે ધરીને,
હવે જીવ હેતે ભજી લે હરીને. ૫

## સત્યમેવ જયતિ અને હીંસાથી મહાપાપ તે વિષે એક ગાયનું દૃષ્ટાંત.

પૂર્વે યમુના નદીના કીનારે ચંદ્રાવતી નગરીમાં એક બ્રાહ્મણની ગાય રોહીત નામના પર્વતની તળેટીમાં એક વખતે ચરવા ગઇ હતી તેને ત્યાં એક વિકાળ સિંહનો સમાગમ થયો. ગાય બિચારી તેને જોતાં જ ભયભીત થઇ ગઇ. વાઘે તુર્ત તરાપ મારી કહેવા લાગ્યો ? હે ગાય ! આજ તું મને ભક્ષ માટે પ્રાપ્ત થઇ છું માટે શોકના ત્યાગ કરી ઉભા રહે ! વાઘના હુંકાર અને રુવાંડાં ઉભા થાય તેવા વચનો સાંભળી પ્રથમ તો જરા ગભરાણી, પણ હીંમત રાખી બોલી. હે કાળરૂપ વ્યાઘ્ર ! તમારી પાસે આવવાથી કોઇ પ્રાણીનું ઉગાર રહે નહિ જેથી મારા મરણનો ખેદ કરતી નથી કેમકે જેનો જન્મ થયો તેનું મૃત્યુ અવશ્ય થશે. હે મૃગાધિપ એ કારણથી હું શોક કરતી નથી. હે વ્યાઘ્ર ! ચલીત જીવનનો શોક કરતી નથી, પણ સ્નેહના વશથી મહા દુઃખ અને શોક થાય છે; એટલા વાસ્તે મહારા હૃદયમા રહેલાં સંતાપને સાંભળવા તું જરા કૃપા કર ! મને પહેલી અવસ્થામાં

પુત્ર જન્મ્યો છે, તે હજી તરૂણ ને અન્ન ભક્ષણ કરતો નથી તેને મેં ગામના ગોંદરામાં એકલો રાખેલો છે. તે ભુખથી પીડા પામી મારી વાટ જોતો હશે! એમ માની હું શોક કરૂં છું. અરે! હું વિના એ બાળક કેમ જીવશે? તો તે પુત્રને સ્નેહના પાસથી સ્તનપાન દેવાની ઇચ્છા છે જો મને આપ રજા આપો તો મારા વાછડાને ધવરાવી, તેના મસ્તકને ચાટી સખીઓને પુત્ર સોંપી, તેને હીતાહીતનો સંદેશો દઇ, પાછી તુર્ત તમારી પાસે હું આવીશ; તે પછી તમે ઇચ્છા પ્રમાણે મારૂં ભક્ષણ કરજો. એવાં બહુલા ગાયના દીનવચનો સાંભળી વ્યાઘ્રે ફરીથી કહ્યું કે હે ગાય! હવે તારે દીકરાથી શું પ્રયોજન છે? આ તારા મૃત્યુને દેખતી નથી? મને જોઈ પ્રાણીમાત્ર ત્રાસ પામે છે અને ઘણાક મરણ પામે છે. તું આ ટાણે સ્નેહથી વ્યાપ્ત થઈ હે પુત્ર! હે પુત્ર! એમ કેમ બોલે છે. મને જે વશ થાય છે તેને મંત્ર, તપ દાન અને માતપીતાની રક્ષા કરવાને સમર્થ થતા નથી અને તું તારાં માબાપ, પુત્ર અને સખીજનને જોઇ પાછી કેમ આવીશ? હે ગાય! આ મારા પ્રાણ તારા રૂધીરનું પાન કરો. હું તને માત્ર વાણીથી નિરાશ કરીશ નહિ. બહુલા ગાય—હે મૃગેંદર! હું બાળ અવસ્થા છું માટે મારૂં વચન સાંભળો. સખીજનને અમારા પરીપાલન કરનારા ગોવાળીઓને જોઇ તુર્તજ મહારા સખી જનની આજ્ઞા લઇ પાછી આવીશ. જો વિશ્વાસ ન આવતો હોય તો તમારા પાસે સમ ખાઉં છું. તે ઉપરથી વ્યાઘ્રને દયા આવતાં રજા આપી. તેથી બહુલા ગાય ગોકુળમાં આવી અને પોતાનાં આંખરડા પાડતા પુત્રને જોઇ વિવહળ થઈ ગઈ; ને કહેવા લાગી મહારા વ્હાલા પુત્ર! તું જલદી ધાવીલે! કારણકે મારે કાલરોજ મરણને શરણ થવાનું છે. તને હવે કોઇનો આધાર નથી. વાછરડાએ માતને કારણ પુછતાં માતાએ કારણ જણાવ્યું તેથી પુત્ર પણ મરવા તૈયાર થયો અને કહેવા લાગ્યો, મા! તારા વિના હું કોના આધારે આ સૃષ્ટીમાં એકલો રહું જ્યાં તું ત્યાં હું! મારે તારા વિના જીવી શું કરવું છે!

વહાલી મા ગભરાઈશ નહિ, પરમાત્મા સર્વેનો બેલી છે શું આપણે નિષ્પાપી, નિરાધારી એ જણને જોઈ પાપી વાઘને દયા નહિ આવે ! માએ પુત્રને ઘણો જ સમજાવ્યો પણ તે નહિ માનતાં મરવાને માટે મા અને દીકરો વાઘ પાસે ગયાં. વાઘ ક્રુર છે પણ તે વનનો રાજા છે. તેણે વિચાર કર્યો કે આ ગરીબડી ગાયે પોતાનું વચન પાળ્યું છે એનું સત્ય ખરેખર વખાણવા જેવું છે માટે આ વખતે તેને નહિ મારતાં છોડી દેવી જોઇએ! એવો વિચાર કરી તે ગાય તથા વાછરડાને પોતાના સ્થાનકે નિર્ભય રીતે જવા અભવ વચન આપ્યું: માટે જેઓ સત્યને વળગી રહે છે તેની પરમાત્મા સહાય કરે છે.

### સ્વભાવ ફરતો નથી તે વિષે.

#### ઇંદ્રવીજય છંદ.

એકજ બાગ અને જળ એકજ,
એકજ ખાતર એકજ ક્યારો
લીંબુ દરાખ લવીંગ લીંબોડી,
વિવેક કરી કદી વાવી વીચારો.
કોટી ઉપાય કહે દલપત,
ફરે ન સ્વભાવ ધરે ન સુધારો;
જે ફળમાં રસ જાતી સ્વાભાવીક,
તે ફળમાં રસ તેજ થનારો.

### અંતઃકરણના હેત વિષે.

અંતર હેત તણા રસ આગળ,
ખાંડ ખજુર તણી ખુબી ખોટી;
અંતર હેતની કીંમત આગળ,
માણેક મોતી મતા નથી મોટી.
અંતર હેત તણા ધન આગળ,
કોણ ગણે ધન લાખ કે કોટી;
હંસ સુણો દલપત કહે,
દીલ હેતની નિર્મળ નેણ કસોટી.

## ગરીબી કોઇને ગમતી નથી.

આ સંસારમાં શ્રીમંતોના સુખો જોઇ ગરીબાઇ કોઇને ગમતી નથી પણ ગરીબાઇમાં જેટલું સુખ છે તેટલું શ્રીમંતાઇમાં નથી કારણકે આ સંસારમાં ગરીબ પાપથી બીએ છે તેના પ્રમાણમાં શ્રીમાન મનુષ્યો ડરતા નથી. જુઓને શ્રીમાનોને સુવાનો તથા જમવાનો ટાઇમ પણ આ લોકની ખોટી ખટપટથી મળતો નથી અને ગરીબ બિચારો સુકો રોટલો ખાઇ પ્રભુના આનંદમાં મસ્ત રહે છે. સાંપ્રત સમયમાં શ્રીમાનોના અભિધાનો જેટલાં નાદારીમાં જાય છે તેટલાં ગરીબોનાં જતાં નથી. પછી ભલે શ્રીમાનો મોટરોમાં બેસી મજા કરે પણ તેના અંતઃકરણમાં શાન્તિને માટે જગ્યા હોયજ નહિ તો પછી ગરીબાઇમાં સુખ માની આનંદમાં રહેવું શું ખોટું છે?

## ફીકરની ફાકી કરનાર ફકીર.

એક રાજાએ પોતાના મંદવાડમાં માનતા કરી કે જો હું આ મંદવાડમાંથી પ્રભુકૃપાથી બેઠો થાઉં તો રૂપિઆ પાંચહજાર ફકીરોને બક્ષીશ કરી દઉં. દૈવકૃપાથી રાજાને શાન્તિ થઇ ત્યારે રાજાએ પોતાના પ્રધાનને બોલાવી પાંચહજાર રૂપિઆની પાંચ થેલી ફકીરોને વહેંચી આપવા હુકમ કર્યો. પ્રધાન સમજુ ને પ્રમાણિક હતો તેથી તેણે તે વખતે હા કહી આખા ગામમાં સાચા ફકીરની શોધ કરી પણ કોઇ તેના મન પ્રમાણે નહિ મળતાં સાંજરે રૂપિઆ પાંચહજાર રાજાને પાછા આપ્યા ને કહેવા લાગ્યો કે ફકીર કોઇ આપણા ગામમાં છે નહિ. રાજાને આથી અચંબો લાગ્યો! કે આવા મોટા શહેરમાં શું મારા પ્રધાનને ફકીર દૃષ્ટિએ પડતા નથી! પણ નહિ! નહિ। આમાં કાંઇ ભેદ હોવો જોઇએ એમ ધારી પ્રધાનને કહ્યું પ્રધાનજી કાલે મ્હારી દૃષ્ટિએ બસો ફકીરો પડ્યા હતા ને આજ તમને કેમ જડ્યા નહિ? ત્યારે પ્રધાનજી કહે રાજાજી એ ફકીર નથી પણ એક પેટ ભરવાનો ધંધો લઇ બેઠા છે. ખરા ફકીર તો કોણ કહેવાય "કે જેણે ફીકરની ફાકી કરી હોય છે." તેવા

ફકીરોને કાંઇ પૈસાની કીંમત હોતી નથી! પૈસાના પાપથી તે બિચારાઓ જંગલમાં જઇને એકાંતે રહે છે. રાજાને પણ પ્રધાનના વચનોની ખાત્રી થઇ અને તેમની જે શ્રદ્ધા હતી તે તુર્ત ઓછી થઈ અને પછી ખરા ફકીરોને શોધી કાઢવા તે રાજા પુરૂપાર્થ કરવા લાગ્યો. તે પુરૂપાર્થ પરમાત્માની કૃપાથી પાર પડ્યો અને પોતે સુખી થયો.

## વિવિધ ઉપદેશક.

### દોહરા.

બાથ ભરી ભેટયા થકી, કરીએ નહિ વિશ્વાસ;
ફોફળને લઈ બાથમાં, સુડી કરે વિનાશ.
દુર્જન કૃત્ય દેખીને, કરે મહાજન માફ;
પણ ઇશ્વર સાંખે નહિ, કરે અદલ ઇન્સાફ.
ચીતમાં ચાહો તેટલી, તમે કરો તદબીર;
કથીર કદી ન કનક બને, કનક ન થાય કથીર.
દીલમાં દાઝે દુર્ગુણી, પરોક્ષ કરતાં બોધ;
ચોરતણી નીંદા કરે, કોળી કરે વિરોધ.
ખળને મન સમ વિસમ નહિ, ગુણી અવગુણી સમાન;
સારો નરસો નવ જુએ, ભસે સર્વને શ્વાન.
જનો ઘણા જગમાંહી પણ, ગુણીજન પાસે માન;
ઉત્તમ છોડ ઉછેરશે, ધન ખરચી ધનવાન.
ગુણ દેખી દ્વેષી બળે, તે રાજી ન થનાર;
અધિક રૂપાળીનો કરે, ત્યાગી અધિક તીરસ્કાર.
સરસ ઉચ્ચરવા જાય પણ, સ્વભાવ સમ ઉચ્ચરાય;
બન્યો જન્મથી બોબડો, શુદ્ધ કેમ બોલાય.
ઝાડે ઘાવ નવ ઝીલીયો, ધરતી ન ઝીલે ભાર;
નહિ કાળા માથાનો માનવી, કોક દેવી અવતાર.






## સંસાર ભયાનક છે.

કોઇ એક પુરૂષ વગડામાં ગયો ત્યાં તેણે એક હાથીને જોયો, તે હાથીના મારથી ભય પામી મહાવનમાં ગયો, તે ચાલ્યો છે ત્યાં સામા સિંહોના ટોળાંને જોઇને ત્યાંથી પાછો વળીને ત્રીજી દીશામાં દુર જવા લાગ્યો. તો તે દીશામાં અતીભય દેનારી હાથમાં તલવાર લઇને દોડી આવતી એક રાક્ષસીને જોઈ. ત્યાંથી ફરીને ચોથી દીશામાં દોડયો ત્યાં પ્રચંડ અગ્નિ સળગતો તેને જોવામાં આવ્યો. ત્યારે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે હવે જાવું કયાં ? આ ભયંકર કષ્ટ આવી પડયું. આમની કોર હાથી, આમની કોર રાક્ષસી અને આમની કોર અનલ અને આમની કોર સિંહો એમ કહી પોતાના જીવનમાં નિરાશ થઈ ઉભો રહ્યો. એટલામાં તેની નજરે અંધારો એક કુવો દૃષ્ટિએ પડયો તેમાં ભયને લીધે પડયો તો તે કુવામાં મોં ફાડીને ઘોર મુખવાળા ને લોહી પીવાની ઇચ્છા કરતા સર્પ દેખી ભય પામી એક વેલાને પકડી ઉંધે માથે લટકી રહ્યો તેટલામાં તે વડના થડને વનના ઉંદરો કાપવા લાગ્યા, તેમજ તે કુવામાં મચ્છર, ડાંસ આદિ દુઃખ દેનારાં ઘણાંક જંતુઓ વસે છે. ત્યાં એક બીજું આશ્ચર્ય થયું કે એક ભ્રમર તે વેલમાંથી રસને ચુસ્યા કરે છે તે ભ્રમરના મુખમાંથી રસ ટપકતાં પુરૂષના મુખમાં પડયો તે રસને ભુખ તરસથી વ્યાપ્ત થએલો તે પુરૂષ પાન કરવા લાગ્યો. હે વત્સ જેવી રીતે પુરૂષ ઘોર સંકટમાં પડયો છે. તેમ આ ઘોર સંસારમાં જે હાથી તે મહા પરાક્રમી "સર્વંત્સ" જાણજે. સિંહના ટોળાં તે આહારવિહારથી ઉત્પન્ન થએલા

"રોગો" જાણજે. હાથમાં તલવાર લઇ સામી આવતી રાક્ષસી તેને તું "જરા" જાણજે. ને દાવાનળ હતો તે શોક, લોભ, મોહ અને ભય આદિ દુઃખો જાણજે. જે સર્પ છે તે કાળ સમજજે, જે વેલ છે તે આયુષ્ય છે ને ઉંદરો છે તે દિવસો છે મચ્છર આદી ઉપદ્રવો છે તે ભૂખ આદી સમજવી, જે ભ્રમર છે તે કામદેવ છે ને જે મધુ છે તે સ્ત્રી આદીના સુખ જાણ. સંસારમાં રહેવું તે જ કામ સ્વાદ કહેવાય. હે ભાઈ! આવી રીતે સંસાર ભયાનક છે માટે જ મહાત્મા પુરૂષો આ ભવાટવીમાંથી મુક્ત કરવા મનુષ્યને સુબોધ દઈ રહ્યા છે.

## ગરૂડજીનો ગર્વ.

ગરૂડજીને એક વખતે ગર્વ થયો કે, રામચંદ્રજી ભગવાન કહેવાય છે અને જ્યારે નાગપાશ બાણે બંધાણા ત્યારે તો મારી જરૂર પડી ! ને મેંજ તેમને છોડાવ્યા ! તો શું તેમનામાં તેટલું સામર્થ્ય નહિ હોય! આ વાતનું નિરાકરણ કરવા માટે એક વખતે કૈલાસમાં શંકર પાસે ગયા ને કહેવા લાગ્યા કે, " રામચંદ્રજી ભગવાન છે પણ હું ગયો ન હોત તો નાગપાસ બાણથી છુટત નહિ." શંકરના મનમાં એમ થયું કે ગરૂડજીને ગર્વ આવ્યો છે તેથી હાલ પ્રત્યક્ષ જ્ઞાન થયા વિના તેમના સમજ્યામાં આવશે નહિ, એટલે તેમણે કહ્યું કે મહારાજ આપ બ્રહ્મા પાસે જાઓ, તમારી શંકાનું તેઓ નિરાકરણ કરી દેશે. શંકરના કહેવાથી ગરૂડજી તુર્ત બ્રહ્મા પાસે ગયા; બ્રહ્માએ ભગવાન પાસે મોકલ્યા. ભગવાન મનમાં સમજી ગયા કે ગરૂડજીને ગર્વ આવ્યો છે પણ " નિર્માની થયા વિના ગર્વ કદી પણ જતો નથી. " માટે પ્રથમ નિર્માની થવાની કળા બતાવવી ત્યારબાદ ચમત્કારની વાતો તેમના સમજ્યામાં આવશે. ભગવાને ગરૂડજીને કહ્યું, તમે નીલગીરી પર્વતપર કાકભુશંડી નામના મહર્ષી ઘણા કાળથી કથા વાંચી રહ્યા છે ત્યાં જઇ તમારા પ્રશ્નનું સમાધાન કરો. ભગવાનનાં વચન સાંભળી ગરૂડજી નિલગીરી પર્વત પાસે ગંડકી નદી છે ને જ્યાં કાકભુશંડીના આશ્રમ છે ત્યાં આવી પહોંચ્યા. હજારો પશુ પંખીઓ કથાનું શ્રવણ

કરવા માટે તે નદીમાં સ્નાન કરતા હતા તેને જોઈને ગરૂડજીએ પણ ગંડકી નદીમાં સ્નાન કર્યું. બરોબર ચાર વાગે કથાનો આરંભ શરૂ થયો ત્યારે સર્વે પશુ પંખીઓ સાષ્ટાંગ દંડવ્રત કરવ લાગ્યા તે પ્રમાણે ગરૂડજીએ પણ કર્યું. પણ કાકભુશંડી મનમાં સમજી ગયા કે આજ રોજ પંખીનો રાજા ગરૂડજી પધાર્યા છે માટે કાંઇ કારણ હોવું જોઈએ ! ગરૂડ હરે ! હરે ! કહેવા લાગ્યા ને કથાની શરૂઆત થઈ. શરૂઆતમાં ભગવાનના બાળચરિત્રોના વર્ણનથી ગરૂડજીનો ગર્વ ગળી ગયો ને સમજવા લાગ્યા કે અખીલ બ્રહ્માંડના નાથ કે જેના એક કટાક્ષમાં અનંત બ્રહ્માંડ ભાંગે છે ને થાય છે તે મનુષ્ય ચેષ્ટા કરી મનુષ્યોને નિર્માનીપણું બતાવે છે એમ સમજવા લાગ્યા. કાકભુશંડજીએ પણ ભગવાનના ચમત્કારની ઘણી વાતો કરી તેથી તેમના મનનું સમાધાન થતાં તેમનો ગર્વ તદ્દન ગળી ગયો ને ત્યારબાદ પોતે વૈકુંઠમાં જઇ ભગવાનને સાષ્ટાંગ નમસ્કાર કરવા લાગ્યા. હે પ્રભુ તમારી કળા તો તમે જ જાણો ત્યાં બીજા કોઇની બુદ્ધિ પહોંચતી નથી.

## મૃગજળ જોઈને એક બ્રાહ્મણના ખોટા થએલા સંકલ્પો.

એક બ્રાહ્મણ જંગલમાં ચાલ્યો જતો હતો ત્યાં તેને મૃગજળ દેખાતાં પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે સામે પાણીથી ભરેલી મોટી નદી વહે છે, ત્યાં જઇ આપણે નહાસું ! ટીમણ કરીશું !! પાણી પીશું !!! એવા એવા મનમાં સંકલ્પો કરતો રાજી રાજી થતો ચાલ્યો આવે છે. અને તેને પાણીની પણ અત્યંત તૃષા લાગી હતી એટલે બહુ જ ઉતાવળો ચાલવા માંડયો, પણ જેમ જેમ ચાલવા લાગ્યો તેમ તેમ મૃગજળ દુર થવા લાગ્યું એટલામાં તેને એક મહાત્મા સામે આવતા મળ્યા. તેને પૂછ્યું કે નદી કેટલી દુર છે ? મહાત્માએ પેલા બ્રાહ્મણને કહ્યું શું મૂર્ખ બૂર્ખ છે ? આંહી નદી કેવી ?? આ તો રણ છે. ત્યારે બ્રાહ્મણે પુનઃ મહાત્માને જણાવ્યું કે આ સામે પાણી જેવું દેખાય છે તે શું છે ? ત્યારે મહાત્માએ કહ્યું ભાઈ એ તો મૃગજળ છે ! એ પાણી રૂપે દેખાય

છે પણ વસ્તુતઃ પાણી નથી. એ મૃગજળે હજારો મૃગોના જીવ લીધા છે બિચારાં મૃગો ચૈત્ર વૈશાખની સખ્ત ગરમીમાં પાણીની આશાએ દોડી દોડી પ્રાણ છોડે છે. આ સાંભળી બ્રાહ્મણના તમામ સંકલ્પો ખોટા થઈ ગયા, અને બિચારો વેરાન રણમાં પાણી પાણી કરતો પ્રાણને છોડી ગયો.

## મહાત્માશ્રી પાગલ હરનાથના ઉપદેશો.

જગત એક રંગભૂમિ છે, તે રંગભૂમિ ઉપર પ્રત્યેક પશુ, પક્ષીને જીવજંતુ, સ્ત્રી પુરૂષને પોતાનો નિર્મિતપાઠ ભજવવો પડે તે પાઠ પૂર્ણ થયે સૌ કોઈ વિખરાઇ જાય છે.

એ રંગભૂમિમાં કોઇ રાજાના સ્વાંગમાં છે, કોઈ રાણીના સ્વાંગમાં છે, કોઇ શેઠ—કોઇક અનુચર, કોઇ રોગી કોઈ ભોગી—કોઇ વાંદરા, કૂતરા, શીયાળ અને કોઈ દારૂડીઆ પણ છે. આ બધા પાત્રોના પાઠ તેના માલિક નિષ્પક્ષપાતથી જુએ છે અને તેમના પાઠ પ્રમાણે સારી નરસી કદર પણ કરે છે.

એક પાત્ર દ્રૌપદીના સ્વાંગમાં રંગભૂમિ પર આવે છે. તેના પર પડતા અસહ્ય સંકટોથી વ્યાકુળ થઇ તે મહાઆક્રંદ કરે છે, સહાયતાને માટે પોકાર કરે છે, પોતે અશ્રુભીની બને છે, પ્રેક્ષકની આંખમાંથી પણ દડ દડ અશ્રુ વહેરાવે છે આવા સંજોગોમાં જો રંગ-ભૂમિનો માલિક બહાર આવી જો પાત્રની પીઠ ઠોકે અને ધન્યવાદ આપે તો નાટકની સર્વ ખૂબી જતી રહે. આજ ન્યાયે આપણા દયામય પ્રભુ આપણી કસોટીના વખતમાં પ્રત્યક્ષ થતા નથી. તે દયાહીણ છેજ નહિ, તે તો સદાના દયામય છે તેને દયામયના નામથી બોલાવજો તે દયાહીણ છે તેવો ખ્યાલ પણ કરશો નહિ.

જેના સહવાસથી કૃષ્ણના વારતાલાપમાં પુષ્ટી મળે છે તેજ ખરો મિત્ર છે, દુનિયાના નિરૂપયોગી બંધનો બાંધવામાં કે વધારવામાં જે મથ્યા રહે છે તે મિત્ર કહેવરાવવાને લાયક નથી.

ક્ષણીક પદાર્થોના ક્ષણીક ઠાઠથી તમે આકર્ષાતા નહિ. તમને

ઉલટો સંતાપ થશે. દુનિયાના સકળ પદાર્થો કોઇ એક ઇંદ્રજાલીકની ઇંદ્રજાળ સમાન છે. ક્ષણ ક્ષણમાં રૂપાંતર થતું રહે છે. હમણાં જે સ્વરૂપ દેખાય છે તે બીજી જ ક્ષણે જણાશે નહિ, ઘડી રૌદ્ર તો ઘડી શાન્ત દેખાશે, ઘડી આનંદ સ્વરૂપ દેખાશે તો ઘડીક મ્લાન જણાશે. આવા ખોટા ધુર્ત્તથી—ખોટા સ્વાંગથી તમારે ભોળવાવું નહિ રૂપે અને રંગે સમાન સર્વકાલી રહેનાર તો શ્રીકૃષ્ણ માત્ર છે, તેના પ્રત્યે પ્રેમ રાખતાં શીખો. તેમ કરવાથી તમને ચિંતા સરખી કરવાનો પ્રસંગ મળશે નહિ.

## ભોજ અને કાલીદાસ.

ભોજ અને કાલીદાસ બહુ જ વિદ્વાન હતા પણ સ્ત્રી સાથે બહુજ સ્નેહ રાખનારા હતા તેથી લોકવિરૂદ્ધ ક્રિયા બંન્ને જણાએ કરી હતી તેથી જગતમાં તેઓ નિંદાને પાત્ર થયા. કાલીદાસે દાઢી મુંછ મુંડાવી ને ભોજરાજા ને તેની રાણી ઘોડાની માફક પલાણ કરી ઉપર બેઠી હતી. એમ જેઓ સ્ત્રી વશ થાય છે તેનું જ્ઞાન રહેતું નથી અને જગતમાં નિંદાને પાત્ર ઠરે છે માટે સ્ત્રી ઉપર બહુ સ્નેહ રાખવો નહિ. દીવબંદરેથી એક વહાણમાં એક સુંદર સ્ત્રી બેઠી હતી તેનુંરૂપ જોવાને વહાણમાં વધારે માણસો બેઠાં ને તેથી વહાણ દરિયામાં બુડી ગયું ને બધાનું મોત થયું ને વહાણવાળા ખારવાઓ તારા હોવાથી બચી ગયા તે લોકોએ પહેલાંથી કહ્યું હતું પણ વિષયી જીવોએ સ્ત્રીનું રૂપ જોવા માટે માન્યું નહિ તેથી સર્વેની દુર્દશા થઇ.

## સ્વામી રામતિર્થનાં વચનો.

(૧) ધર્મ ભાવનાની જાગૃતિ આપત્તિમાં જ થાય છે.

(૨) મનુષ્ય એકાદ દુઃખના અનુભવથી થોડા સમયમાં પોતાનો દોષ સુધારી લે છે.

(૩) દરેક માણસ બિમારી માટે પોતે જવાબદાર છે, પોતે આરોગ્ય શાસ્ત્રના નિયમોનું ઉલ્લંઘન કરીને માંદો પડે છે તેવી જ રીતે અજ્ઞાનથી મનુષ્યો વ્યાધિથી પીડાય છે.

(૪) ઉદાસીન કે ખીન્ન થવાનો પ્રસંગ આવે ત્યારે સર્વ પ્રકારની આશક્તિ (પ્રેમ) સંબંધી ઇચ્છા ગરજને દુર ફેંકી દેજો.

(૫) કોઈ પણ માણુસની ટીકા (નીંદા) કરવી તે ઇશ્વિર વિમુખ છે.

(૬) દુર્ગુણો જોઇને બીજાને ધિક્કારે છે તે પોતાના દોષ નહિ હોય તો બીજાના દોષ બીજાને કહેવાની ઇચ્છા જ નહિ થાય માટે દુર્ગણુથી દુર રહો કે જેથી ઇશ્વિર ઓળખાશે.

(૭) જે દોષ આપણે બીજામાં શોધીએ છીએ તે દોષ આપણા પોતામાં લાવીએ છીએ.

(૮) જ્યારે સર્વ વાસનાઓ નાશ થશે ત્યારે ઇશ્વિરનું દર્શન થશે.

(૯) જ્ઞાનની પ્રાપ્તિ માટે મીણબત્તીની માફક ઓગળવું જોઇએ.

(૧૦) જ્ઞાનની આપ લે નહિ કરવાથી પોતાને નુકશાન થાય છે.

(૧૧) ધર્મની મહત્તાને જે ઠઠાબાજીમાં ઉડાડે છે તે આત્મઘાતી છે.

(૧૨) છોકરાંને ધમકાવવાં તે પશુવૃતિથી કામ કરાવ્યા બરોબર છે.

(૧૩) જેવી જાતનું અન્ન ખાશો તેવા વિચાર થાશે માટે સત્વ ગુણી અનાજ ખાવું.

(૧૪) આત્મજ્ઞાન વિના કાર્ય કરનાર મનુષ્યની સ્થિતિ અંધારી કોટડીમાંના મનુષ્યના જેવી છે.

(૧૫) ટીકા કરવાથી માણુસો સુધરતાં નથી પણ સ્નેહભરેલા ઉપદેશથી ઉત્સાહ થાય ત્યારે સુધરે છે.

(૧૬) આપણા વર્ત્તનને પ્રભુના પ્રેમમય બનાવી દેશું ત્યારે સઘળું નુકશાન નફો બની જાય છે.

(૧૭) સ્વાનુભવ વિના બીજો કોઈ ગુરૂ નથી.

(૧૮) જેનામાં ભક્તિરસ નથી તેને જંગલી પ્રાણી સમજવો.

(૧૯) સર્વ દુઃખો, આફતો, ચિંતા માત્ર સ્વાર્થ બુદ્ધિમાંથી ઉત્પન્ન થાય છે.

(૨૦) લોકોની નિંદા સ્તુતિ તરફ બહેરા બનજો.

(૨૧) ખરેખરૂં જ્ઞાન અને શિક્ષણુ અંદરથી (આત્મામાંથી) આવે છે.

(૨૨) બીજાની અજ્ઞાનતાના તમે જવાબદાર નથી.

(૨૩) કોઇ પણ વીર પુરૂષ જો તે ત્યાગી ન હોય તો તે પ્રખ્યાત થઇ શકે નહિ.

(૨૪) પરમેશ્વરના ગુણભંડારમાં દયા અને શાન્તિ એ બે મહાન ગુણો છે.

(૨૫) એકાન્ત સેવન અને અલ્પ આહારથી પરમાત્મા સ્વયં માણસના હૃદયમાં નિવાસ કરીને રહે છે.




## દાનેશ્વરી કરણ કેમ કેવાણો ?

દાન કરવામાં રાજા કરણ જેવો બીજો કોઈ થયો નથી. તે હમેશાં સવા મણ સોનાનું દાન કરતો અને દાન વિના તેનો કોઇ દીવસ નકામો જતો નહિ તેથી તે દાનેશ્વરી કહેવાતો. એક વખતે આ કરણ રાજા યુદ્ધમાં પડયો છે તે વખતે શ્રી કૃષ્ણ પરમાત્મા તેની કસોટી જોવા માટે એક ગરીબ બ્રાહ્મણનું સ્વરૂપ ધારણ કરી જ્યાં કરણ પડયો હતો ત્યાં આવ્યા અને કહ્યું કે, મારે કન્યાદાન દેવું છે, તેમાં મારે દ્રવ્યની જરૂર છે, દાની છે એમ ધારીને જ હું તારા પાસે યાચના કરવા આવ્યો છું. ત્યારે કરણે કહ્યું કે, હું અત્યારે કઇ સ્થિતિમાં છું તે આપ જોઇ શકો છો છતાં આપ મ્હારી પાસે શા માટે યાચના કરો છો ! ત્યારે બ્રાહ્મણના સ્વરૂપમાં રહેલા શ્રી કૃષ્ણ પરમાત્માએ કહ્યું કે,—તારા મોઢામાં હીરાની કણીઓ દાંતમાં બેસાડી છે છતાં મ્હારી પાસે કશું જ નથી તેમ તું શા માટે કહે

છે ? તેજ વખતે કરણે બ્રાહ્મણના સ્વરૂપમાં રહેલા શ્રી કૃષ્ણને તે હીરાની કણીઓ કાઢી આપી. તે વખતે બ્રાહ્મણનું સ્વરૂપ બદલીને શ્રી કૃષ્ણે કરણને દર્શન દીધાં અને કહ્યું કે હે કરણ ! તારા જેવો દાતા દુનિયામાં થવો અશક્ય છે. ત્યારથી જ કર્ણ દાનેશ્વરીમાં ગણાયો હતો.

## અંબરીષ ભક્તરાજ કેમ કેવાણા ?

એક વખતે અંબરીષના રાજ્યમાં ભયંકર દુષ્કાળ પડ્યો તેમાં ઘણા માણસો અન્ન વગર ભૂખે મરી જવા લાગ્યા. રાજાના અનુચરો ભૂખે મરતા માણસોને મારીને કાઢી મુકવા લાગ્યા, અંબરીષ રાજાને આ વાતની ખબર પડતાં તેનાથી દુઃખી માણસોનું દુઃખ સહન થઈ શક્યું નહિ તેથી તેને અનાજના ભંડાર પોતાની પ્રજાના રક્ષણ માટે લુંટાવી દીધા હતા તે વખતે પરમાત્માએ પ્રસન્ન થઈ તેને દર્શન દઈ ભક્તરાજનું અભય પદ આપ્યું હતું ત્યારથી જ અંબરીષ ભક્તરાજ કહેવાય છે.

## ધર્મ કરતાં ધાડ.

નર્મદા નદીના તટ ઉપર એક સમર્થ મહાત્મા રહેતા હતા. તેઓ ચાર વેદ અને ષટશાસ્ત્રમાં પારંગત હતા, તેઓ સંધ્યાદિક નિત્યકર્મો નર્મદાના પવિત્ર તટ ઉપર કરતા હતા. એક સમયને વિષે આકાશમાં વાદળાં ચઢી આવ્યાં, ચારે બાજુથી ધુળ અને પવન ફુકાવા લાગ્યો અને આકાશમાં ભારે ગર્જના થવા લાગી અને વિજળીના એવા ચમકારા થતા હતા કે ગમે તેવા ધીરવાન પુરૂષની પણ ધીરજ ના રહે. એ સમયે મહાત્મા નર્મદાના કીનારે સંધ્યદીક કર્મ કરતા હતા અને તે વખતે જ એક હરણી જળપાન કરવા નર્મદા કીનારે આવી એટલામાં આકાશમાં એવો કડાકો થયો કે, હરણીના ગર્ભનો પાતજ થઈ ગયો. ગર્ભને મૂકીને હરણી ભયને લીધે નાસી ગઇ, નર્મદામાં પાણી પણ ચડવા લાગ્યું અને હરણીનો ગર્ભ હતો ત્યાંસુધી તો પાણી ચડી ગયું. મહાત્માએ જાણ્યું કે, આ

હરણીનું બચ્ચું નર્મદામાં તણાઇ જશે માટે તેને બચાવવું જોઇએ. એમ વિચાર કરીને બચ્ચા પાસે જઈને તે બચ્ચું ઉપાડી લીધું. સંધ્યાદીક કર્યા પછી તે મહાત્મા બચ્ચાને પોતાના આશ્રમે લાવ્યા, તેને દુધ પાઇને મોટું કર્યું. એમ કરતાં ઘાસ ખાવા શીખ્યું. અને આશ્રમની ચારે બાજુએ નાચવા કુદવા લાગ્યું. મહાત્મા જ્યાં જાય ત્યાં તેમની પાછળ ફરવા લાગ્યું. મહાત્મા ધ્યાનમગ્ન થાય તો ઓચિંતું તેને આવી માથું મારે એમ સ્નેહ કરવા લાગ્યું. મહાત્માને પણ તેની ચેષ્ટા આનંદકારક થઇ પડતી અને દિન પ્રતિદિન તેનો સ્નેહ આ મૃગલીના બાળકપર બંધાતો ગયો તે એટલે સુધી કે મરતી વખત પણ પરમાત્મા નહિ સાંભળતાં, મહારી મૃગલી! મહારી મૃગલી!! કરતાં દેહ છોડયો અને તેને લીધે તેને મૃગનો અવતાર લેવો પડયો હતો આ વાત શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. તે યોગી હતા તેથી હરણીના દેહમાં પણ તેનું જ્ઞાન ગયું નહોતું જ્યારે હરણીનો દેહ છોડી બીજા દેહમાં આવ્યા ત્યારે તે જડની જેમ રહેવા લાગ્યા તેનું આચરણ જોઇને લોકો તેને જડભરત કહેતા. આવી રીતે ધર્મ કરતાં વખતે ધાડ આવી પડે છે માટે દયા કરવી પણ, દયા ડાકણને ખાય એવી ન કરવી, કોઇપણ વસ્તુપર સ્નેહ રાખવાથી પોતાનું કરેલું યોગનું ફળ સહેજ વારમાં જતું રહે છે એ નિર્વિવાદ છે.

> સ્નેહથી આ સંસારમાં, આવે દુઃખ અથાગ;
> જડ ભરતનું જઇ જુઓ, મૃગમાં રાખ્યો રાગ.

## સર્વ દુર્ગણોની માતા આળસ છે.

૧. આળસ એ બધા દુર્ગણોની માતા છે.
૨. મક્કમપણું હોતું નથી.
૩. લાગણી સુસ્ત હોય છે.
૪. હમેશાં ઠંડી રહે છે ઉમંગની ગરમી આવતી નથી.
૫. વિષયોની વાસના બહુ ભરેલી હોય છે.
૬. હમેશાં નિરાશા હોય છે.

૭. પોતાની તંદુરસ્તીનો તથા વખતનો માઠો ઉપયોગ કરે છે.

૮. આળસમાં પ્રમાદ, મોહ રહ્યો છે તે સિવાય બીજા દુર્ગણો રહે છે.

૯. આળસુએ બીજાનું કામ કરી આપવું રહ્યું પણ પોતાની ફરજને પણ બજાવી શકતો નથી.

## લોભીયામાં કયા દુર્ગણો હોય છે.

૧. વિશ્વાસઘાત કરવો.

૨. અન્યાયથી ડરે નહિ.

૩. જુઠા બોલો (તરકટી).

૪. હલકાપણું.

૫. કઠોર હૈયાનો.

૬. જુદી જુદી વાસનાવાળો.

૭. પ્રભુની ઇચ્છાથી વિરૂદ્ધ અડઅડનાર.

૮. ખુન કરનાર (પોતાને લાભ થતો હોય તો પોતાના ભાઇને મારે અગર ઝેર દે અથવા ખુન કરે).




## કોમળતા અને નમ્રતા વિના મનુષ્ય ગણાતો નથી.

એક મહાત્માને એક પહેલવાને જોયો તો ક્રોધથી તેનાં નેત્ર લાલ થઇ ગયાં હતાં તેની આવી સ્થિતિ જોઇને તે મહાત્માએ તેનું કારણ પુછતાં જ જણાયું કે "એને કોઇએ ગાળો દીધી હતી" ત્યારે

મહાત્માએ તે પહેલવાનને કહ્યું, પહેલવાનજી તમે "શરીરવડે બાર મણનો પથરો ઉપાડી અન્યને શક્તિ બતાવો છો" છતાં મનવડે એકાદ શબ્દની બરદાસી કરવાની તાકાદ તમારામાં કેમ આવી નહિ! હે દુર્બળ માનવી! તું તારા શરીરના બળ અને સાહસનું મીથ્યાભિમાન તજીદે! તારા જેવા મરદ અને ઓરતમાં ફેર શો! જો તારાથી બની શકે તેમ હોય તો ખરાબ બોલનાર પ્રત્યે મીઠાં વચન ઉચ્ચારવામાં તારી શક્તિ બતાવ, અન્યના મુખ ઉપર તમાચો મારવો એ કાંઇ શોર્ય નથી, ભલે મનુષ્ય હાથીનું મસ્તક તોડી શકે! પણ જો તેનામાં સહનશક્તિ ન હોય તો તે માણસ નથી. માનવજાતી કોમળ તત્વોથી ઘેરાએલી છે. જો મનુષ્યમાં કોમળતા અને નમ્રતા ન હોય તો તે મનુષ્ય કદી પણ લેખાતો નથી.

## મન કયારે જીતાણું સમજવું.

જેણે પોતાનું મન જીત્યું તેણે સર્વ જગત જીત્યું સમજવું તે મન જીત્યું કેમ જણાય! શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ એ પંચ વિષયમાંથી ઇંદ્રિઓ પાછી હઠે અને કોઈ વિષય પામવાની ઇચ્છા રહે નહિ ત્યારે સર્વે ઇંદ્રિયો વશ થાય છે, અને જ્યારે ઇંદ્રિયો વિષયનો સ્પર્શ જ ન કરે ત્યારે મન પણ ઇંદ્રિયો લગણ આવે નહિ ને હૃદયમાં ને હૃદયમાં રહે એવી રીતે જેને પંચ વિષયનો ત્યાગ અતિશે દૃઢપણે થયો હોય તેનું મન જીતાણું જાણવું.

## મહાન પુરૂષોમાં ઉત્તમ સદ્દગુણો હોય છે.

યમનમાં એક મહા દાનવીર રાજા રહેતો હતો. તે ધનને હમેશાં તૃણવૃત સમજી તેનું પુષ્કળ દાન કરતો, પરન્તુ તેના આગળ જો કોઇ હાતીમના વખાણ કરે તો તે સહેજમાં ચીડાઈ જઇ તુર્તમાં તેનું અપમાન કરી નાંખતો. એક વખતે તે રાજાની સાલગીરાહનો દીવસ હોવાથી તે વખતે પોતે પોતાનાં સગાવહાલાઓને ભોજન વાસ્તે તેડાવ્યાં હતાં. ભોજન લેતાં તેનાં દુરનાં સગાંઓએ "હાતીમે" ની સહેજ વખાણ કર્યાં અને તેને બે ચાર અજાણ્યા મહેમાનોએ ટેકો

દીધો એટલામાં રાજાનો સ્વભાવ બદલાઈ ગયો. તેના હૃદયમાં દ્વેષની જ્વાળા એવી તો ભભુકી ઉઠી કે તરત જ એક સેવકને "હાતીમનું" માથું કાપી લાવવાની સખત આજ્ઞા કરી. પેલો માણસ તે રાજાનો ખાનગી વિશ્વાસુ માણસ હતો તેથી પોતાના ધણીની આજ્ઞા થતાં તે તલવાર લઈ હાતીમની શોધમાં નીકળી પડ્યો. કેટલાક દીવસો પછી રસ્તામાં તેને એક યુવક મળ્યો, તે યુવક તેને બહુ જ સદ્‌ગુણી જણાયો. તે ઘાતકને તે યુવક પોતાને ઘેર લઇ ગયો અને બહુ જ ઉદારતાથી તેનું સ્વાગત કર્યું. જ્યારે પ્રાતઃકાળે અતિથીએ વિદાયગીરી માગી ત્યારે યુવકે અત્યંત વિનયથી કહ્યું કે "આ ઘર આપનું જ છે: ઉતાવળ શા સારૂ કરો છો?" ઘાતકે ઉત્તર આપ્યો "તમારા જેવા સજ્જન પુરૂષના સમાગમમાં રહેવાનું મને ઘણુંએ મન થાય છે પણ મારે એક કઠીન કાર્ય કરવાનું છે. તેમાં વિલંબ થઇ જાય છે." યુવકે કહ્યું "જો કાંઈ હરકત ન હોય તો તે કામ મને કહો હું મારાથી બનતી મદદ આપીશ" પેલાએ કહ્યું "બાદશાહે મને હાતીમનો વધ કરવા મોકલ્યો છે. કોણ જાણે બાદશાહને તેની સાથે શી દુશ્મનાવટ છે? તમે જો હાતીમને ઓળખતા હો તો મને તેનો પત્તો આપો" યુવકે નિડરપણે કહ્યું: "હું પોતે જ તે હાતીમ છું. તારી તલવાર ચલાવીને સુખેથી તારૂં કામ સાધી લે." આ માથું છેવટે માટીમાં મળીને સડી જાય તેના કરતાં તે કોઇને પણ ઉપયોગમાં આવતું હોય તો તેથી વધારે સારી વાત બીજી કઇ? આટલું સાંભળતાં ઘાતકના હાથમાંથી તલવાર છુટી પડી ને તે હાતીમના ચરણમાં પડ્યો ને કહેવા લાગ્યો કે ધન્ય છે હાતીમ તારી ધીરજને? ખરો મહાત્મા તો આ દુનિઆમાં તું જ છે, તારી બરોબરીમાં આ દુનિઆમાં કોઇ આવી શકે તેમ નથી. તું મોટો દાનવીર છે તારી પાછળ તારી જે પ્રશંસા સાંભળી તેના કરતાં પણ તું વિશેષ જણાયો. મારા હાથ પગના ભલે બાદશાહ તુકડા કરી નાંખે, પણ હું તારા તરફ તો એક કાંકરી સુધાં ન ફેંકી શકું. એટલું કહી તે ઘાતક ચાલ્યો આવ્યો.

બાદશાહે પોતાનો મનોરથ પૂર્ણ નહિ થવાથી તેનો ઘણો તિરસ્કાર કર્યો અને કહ્યું "તું કાં તો હાતીમથી હારીને નાસી આવ્યો છે અથવા તો તને તેનો પત્તો મળ્યો નહિ હોય" પેલા માણસે જવાબ આપ્યો "રાજન ! હાતીમની મુલાકાત તો થઈ પણ તેનું શીલ અને આત્મસમર્પણ જોઇ હું તેને વશ થઇ ગયો" એ પછી તેણે સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. બાદશાહ ચકીત થઈ ગયો અને પછી પોતે જ હાતીમની પ્રસંશા કરતો બોલ્યો ખરેખર તે તો દાનીઓનો રાજા જ છે. તેની જેવી કીર્તિ છે તેવા જ ગુણ છે.

## બીજાની મદદથી સ્વર્ગે જવું એ પણ નરકે જવા જેવું છે.

એક ચીંથરેહાલ સાધુ અનાજ વિના દુઃખી થતો હતો તેને એક બીજા પુરૂષે કહ્યું, તમારા ગામમાં ઘણા ધર્માત્મા તથા પરોપકારી પુરૂષો રહે છે; છતાં તેના પાસે તમે કેમ કંઈ યાચના કર્યા વિના દુઃખી થાઓ છો ? પેલા સાધુએ કહ્યું, પોતાની હાજતનો ભાર તેના શિરપર લાવવા કરતાં તે વસ્તુઓ વગર મરી જવું ઘણું જ સારૂં છે. કારણ કે બીજા માણસ પાસે માગવું એના કરતાં મોત હજાર દરજ્જે સારૂં છે. આપણામાં કહેવત છે કે, "આપ મુવા વિના સ્વર્ગે જવાતું નથી." બીજાની મદદથી સ્વર્ગે જવા કરતાં નરકમાં રહેવું મહાત્મા પુરૂષો હજાર દરજ્જે ઉત્તમ ગણે છે.

## કાંટા વાવી ફુલની આશા ન રાખો.

એક અમલદાર એક વખતે એક ગામથી બીજે ગામ જતો હતો. રસ્તામાં તેને પાણીની તૃષા લાગવાથી એક વાવ ઉપર પાણી લેવા જતાં અચાનક તેનો પગ ખસી જવાથી વાવમાં પડી ગયો. વાવમાં પડયા પછી પોતાને મદદ કરવાને માટે તે બુમો પાડવા લાગ્યો એટલામાં તેના જ ગામનો એક માણસ વાવ પાસે આવી કહેવા લાગો, "સાહેબજી, અમલદારીના વખતમાં તમે કોઇના ઉપર ઉપકાર કર્યો છે ? હવે તમને કોણ સહાય કરશે તમે ચારે તરફ વિષનાં બી રોપેલાં છે માટે હવે બીજાની મદદની આશા રાખો છો એજ તમારી

મોટી મૂર્ખાઈ છે. છેવટે તે અમલદાર પોતાના દુરાચરણોથી પસ્તાઈ તેજ વાવમાં મરણને શરણ થયો, પણ કોઇએ તેને મદદ કરી નહિ. માટે હમેશાં કરે તેવું પામે ને વાવે તેવું લણે. આપણે જો કોઈનો ઉપર ઉપકાર કર્યો હોય તો આપણે ઉપકારની આશા રાખવી યોગ્ય છે પણ આપણી જીંદગીમાં આપણે બીજાને અનેક પ્રકારનાં દુઃખો આપેલાં છે તો પછી આપણને સુખ કયાંથી મળે ? કાંટાના વૃક્ષ વાવી ગુલાબના ફુલની આશા રાખવી એ વૃથા છે.

**માયાપંચક.**

કોઉ કરત ઉપવાસ કોઉક અન્ન ખાત અલુના,
કોઇ ખાત ફલ કંદ કોઈ બોલત કોઈ મુંના;
કોઈ ટાઢે તપ કરત કોઉક ઉંધે શિર ઝુલે,
મનકૃતકું સત્ય માન મોક્ષ મારગસેં ભૂલે;
હૃદય ત્યાગે બિના વિફલ કરત વનવાસ હે,
કહે બ્રહ્મ મુનિ હરિ પ્રગટ બિન સબ માયાકે દાસ હે. ૧
જરીયાં બુટી જોય, કોય કીમિયા બનાવે,
કાહું કે બશ બીર, કોઇ શમશાન જગાવે;
કોઉક નાગા ફિરત, કોઉક તાપત નિત ધુની,
કોઉક મનકી કહત, કોઉ કહે હુઇરિ હુની;
ધરી ભેખ ભેદ પાયે બિના, મરત ભૂખ અરૂ પ્યાસ હે,
કહે બ્રહ્મ મુનિ હરિ પ્રગટ બિન, સબ માયાકે દાસ હે. ૨
અમરી બજ્રી કરત, ઘોર કોઉ હોત અઘોરી,
કોઉક વાચા સિદ્ધ, દેત ધન છોરા છોરી;
કોઉક કરત જલ શયન કોઉક પાવક મહીં પેસેં;
કોઉક પીવત પવન ગુફા ગરિવર મહીં બેસેં;
પેસંત કોઉક પાતાલ મહિં ઉડત કોઉક આકાશ હે,
કહે બ્રહ્મ મુનિ હરિ પ્રગટ બીન સબ માયાકે દાસ હે. ૩
કરત સરોદા કૂટ કાલકષ્ટનકું બાંધે,

ઇડા પિંગલા આદિ પંચભૂતન સ્વર સાધે;
મૃતક જીવાવત કોઉ કોઉ વિદ્યા સબ જાને;
નિકટ દેખાવત દૂર દૂરકું નિકટહી આને;
નવ નિધિ અરૂઅષ્ટ સિદ્ધિ રહત નિરંતર પાસ હે,
કહે બ્રહ્મમુનિ હરિ પ્રકટ બીન સબ માયા કે દાસ હે.—૪
કોઉ કરામત કરત કોઉક જગસિદ્ધ કહાવે,
કોઉક સાધત કલ્પ જીર્ણ હોઇ જોબન દર્શાવે;
કોઉ હિમાલય ગલત કોઉક ગિરિવરતે ગિરહી,
કોઉક કાશી જાય ધારિ કરવત શિર મરહી;
મુખચાર વેદ અરૂ શાસ્ત્ર ખટ, અહોનિશ રખત અભ્યાસ હેં,
કહે બ્રહ્મમુનિ હરિ પ્રકટ બિન સબ માયા કે દાસ હે.

## શંકરાચાર્ય.

એ મહાપુરૂષ ઈ. સ. ૮ કે ૯ માં સૈકામાં હતા. કેરલ દેશમાં ***ર પર્વતની પાસે પૂર્ણા નદીના તીરે કાલટિકા નામે ગામના શિવગુરૂ નામના બ્રાહ્મણનો દીકરો હતો. તેણે વેદશાસ્ત્રનો અભ્યાસ કરી સંન્યસ્ત દીક્ષા લઈ દેશાટન કરી અનેક ધર્મમતના પંડિતોને જીત્યા હતા અને રાજાઓને તથા લોકને વેદાંત જ્ઞાનનો બોધ આપ્યો હતો ને લોકમાં શિવપૂજનનો મહિમા વધાર્યો હતો. તેણે દ્વારકાંમાં જગન્નાથમાં, બદ્રિકદ્વારમાં, કાશીમાં, શૃંગેરીમાં ઇત્યાદી ઠેકાણે ઉપદેશ ને મઠ સ્થાપ્યા હતા. જે વિદ્વાન બ્રાહ્મણોએ વેદ ધર્મથી ઊલટા જે અનેક ધર્મ ચાલતા તેઓનું ખંડન કરી પોતાનો સનાતન ધર્મ પાછો લોકમાં પ્રવર્ત્તાવ્યો. તેઓમાં છેલ્લો ને સમર્થ શંકરાચાર્ય હતો. શંકરે દશ ઉપનિષદ્ ઉપર ભાષ્ય રચ્યાં છે અને બીજા પણ કેટલાક નાના મોટા ગ્રંથ કર્યા છે.

## છ ગુણોથી ધર્મ પત્નિ કહેવાય છે.

**कार्येषु मंत्री, करणेषु दासी ।**
**स्नेहेषु माता, शयनेषु रंभा ॥**

**धर्मेषु साक्षा, क्षमया धरित्री ।**
**षाड् गुण्ययुक्तात्विह धर्मपत्नि ॥**

અર્થ—વિચાર કરવામાં પ્રધાનનું કામ કરે છે એટલે પ્રધાનની પેઠે સલાહ આપે છે; કામ કરતી વેળા દાસીની પેઠે મહેનત લઇને કામ કરે છે; માના જેવો સ્નેહ રાખે છે; શયનને વિષે તો રંભા છે જ; ધર્મનીતિના કામ કરવાને વિષે ધણીને સમ્મત રહે છે અને સહનશીલતા રાખે છે; એવી ૭ ગુણ ધરનારી સ્ત્રીને વિદ્વાનોએ ધર્મ પત્ની કહી છે.




## દોઢ વાંક વિના કજીઓ થતો નથી.

માણસ અરધો વાંક કરે એટલે સામો માણસ આખો વાંક કરે જેથી કજીઓ વધી પડે છે, માટે હમેશાં વિચારીને બોલવું અને કદાપી કોઇ અજ્ઞાનતાથી ઉંધું બોલે તે સહન કરીએ તો કજીઓ ન થાય. સહન કરવાથી સામા માણસનું પુણ્ય આપણને મળે છે અને આપણું પાપ સામાં માણસમાં જાય છે. પણ સહન શીલતાનો અર્થ એવો છે કે સંકલ્પ પણ ન થવો જોઈએ! અને ઉલટી દયા આવવી જોઇએ કારણકે તમોગુણના દોષ સામા માણસમાં મનમાં હોવાથી તેવો આવું બોલે છે અંતે તે દુખીયો થશે ને પરમાત્મા પાસે પ્રાર્થના કરવી કે તેના દોષ સત્વર ટાળે ને નવાં પાપ કરતો અટકે. આવું વર્ત્તન રાખવાથી આપણને મહાપુણ્ય થાય છે.

## શરીરનું સર્વ બળ વીર્ય છે.

વૈદ્યકશાસ્ત્રમાં વિર્યને શરીરનો રાજા કહ્યો છે માટે હમેશાં રાજાનું રક્ષણ કરવું જોઇએ જો રાજા તંદુરસ્ત ને હુશિયાર હોય તો તેનું રાજ્ય ઉત્તમ રીતે ચાલે છે ચોરોનો ઉપદ્રવ થતો નથી. આપણે જે અનાજ, ખાંડ, ઘી ખાઇએ છીએ તેનું અનુક્રમે રસ, લોહી, મજ્જા, મેદ, અસ્થિ, માંસ થઇને પછી વિર્યરસ ઉત્પન્ન થાય છે. (૮૦) રતલ ખોરાકમાંથી (૨) રતલ લોહી થાય છે ને (૨) રતલ લોહીમાંથી (૨॥) તોલા વિર્ય થાય છે આનો સાર એટલો જ છે કે (૨) બે મણ ખાધેલા ખોરાકનું સત્વ (૨॥) તોલા થાય છે. તે એક વખત સ્ત્રીના સમાગમથી સત્વ (૨॥) તોલા વિર્ય નિકળી જાય છે. આ હીસાબે (૪૦) દીવસે એક વાર વિર્યનો વ્યય એટલે ખરચ થાય ત્યાંસુધી સરભર ખાતું થાય છે. પણ તેથી ટુંકી મુદતે વ્યય થવાથી અંતે શરીરનો ક્ષય થાય છે. જેમ પૈસા વિનાનો માણસ આવક કરતાં વધારે ખર્ચ કરે તો અંતે દીવાળું કાઢે છે. માટે સુજ્ઞ પુરૂષે વિર્યનું હમેશાં રક્ષણ કરવું અને તેથી જ આ મનુષ્ય દેહ નિરોગી રહે છે અને નિરોગીપણાથી પરમાત્માની ઓળખાણ પ્રયત્ન કરવાથી થોડા વખતમાં થાય છે. વળી વિર્ય રોકે તે બ્રહ્મચારી કહેવાય છે, વિર્ય વધવાથી યાદશક્તિ, બળ,તેજ, ઐશ્વર્ય, સત્તા વિગેરે ગુણો પ્રકાશે છે.

## ત્રણ અવસ્થારૂપી હીરા.

એક ગામમાં એક વણિક કોથળો ફેરવી ગુજરાન ચલાવતો હતો એક વખતે તેજ ગામનો એક અજ્ઞાન કોળી ગાજર લેવાના બદલામાં ત્રણ સાચા હીરા આપી ગયો. આ કોળીને આ હીરા છે એવી પરીક્ષા નહોતી તે તો પાંચીકા સમજી ગાજર લઈ ખુશી થતો થતો પોતાને ઘેર ગયો. જેવો કોળી હતો તેવો જ આ વણિક પણ હતો. તેને પણ કાંઇ હીરાની પરીક્ષા નહોતી પરન્તુ પોતાનાં કાટલાના ઘડા થશે અને આપણા કામમાં આ પાંચીકા આવશે એમ ધારી પોતે

આ પાંચ શેર ગાજરમાં રાખી લીધા હતા. એક ચળકતો પથ્થર જેવો હીરો લાગતો હતો તે પોતાની વાછડીના ડોકે શોભા માટે બાંધ્યો અને એક હીરાનું નવટાંકીયું (વજન) બનાવ્યું ને એક હીરાને પોતાના તોલવાના કામમાં છાબડાના ધડામાં રાખ્યો. આવી રીતે અજ્ઞાન વણિકે હીરાની વ્યવસ્થા કરી. થોડા દીવસ પછી તેણે વાછડી એક ભરવાડને વેચી તેની સાથે એક હીરો જે વાછડીની ડોકે હતો તે વાછડીની સાથે ભરવાડ લઈ ગયો ને બીજો હીરો જે ધડામાં હતો તે એક બીજા ગામનો વાણીઓ રૂપિઆ પાંચના મરી મશાલામાં લઈ ગયો અને જે ત્રીજો હીરો હતો તે એક વખતે તેના ગામમાં એક મોટા શાહુકારનો મુનિમ દાણાની ખરીદી કરવા આવ્યો હતો તેને ત્રાજવે સાંધણમાં હીરો જોયો પછી તેની કીંમત રૂ. ૧૦૦ થી રૂપિઆ દશ હજાર સુધી વધારી પણ ન આપ્યો. પછી વાણોતર કહે એની ખરી કીંમત રૂપિઆ દશ હજાર છે પણ હું તેના રૂપિઆ નવ હજાર આપું છું આપવો હોય તો. આપો પછી વાણિએ નવ હજારમાં તે હીરો વાણોતરને આપ્યો ને પછી શેઠ તો માથે પછેડી ઓઢી રોવા લાગ્યો ત્યારે વાણોતરે કહ્યું કેમ રૂઓ છો? ત્યારે વાણીઓ કહે ભાઇ હું મહારી મૂખાઈને રોઉં છું. આ સુદ્ધાં મહારી પાસે ત્રણ હીરા હતા તેમાં એક તો ફોગટ વાછડી સાથે ગયો ને એક હીરો રૂ. ૫ માં ગયો. ત્રીજો હીરો હતો તેના રૂપિઆ મળ્યા ને મારૂં સારૂં થવાનું હશે માટે તમારો મને મેળાપ થયો નહિતર આ પણ ફોગટ જાત. આ તો દષ્ટાંત છે પણ તેનો સિદ્ધાંત એજ છે કે આ જીવને પણ અવસ્થા રૂપી ત્રણ હીરા મળ્યા છે તે કઈ (૧) બાળ, (૨) જોબન, (૩) વૃદ્ધાવસ્થા. તેમાં બાળ અવસ્થા રમત ગમતમાં ફોગટ ગઈ તેથી તે ભરવાડની વાછડીની પેટે હીરો જેમ ફોગટ ગયો તેમ આ અવસ્થા પણ ફોગટ ગઈ તેમ થયું. જુવાની અવસ્થા હતી તે વખતે વિષય ભોગવ્યા પણ ભણુતર ભણીને હુશિયાર થએલો ને સંત સતશાસ્ત્ર એનું જ્ઞાન હતું તે રૂપી રૂ. ૫ નો હીરો જેમ વાણીઆએ વેચ્યો તેટલી કીંમત

જેટલું જાણ્યું હતું. પછી ત્રીજી અવસ્થા જે વૃદ્ધ અવસ્થારૂપી ત્રીજો હીરો શું તો કે જાણીતો ઝવેરી આવ્યો તે રૂપી સંતપુરૂષ મળ્યા ને આ દેહે પ્રભુનું ભજન કરી લેવા રૂપી દશ હજારથી પણ વધુ કીંમતનો આ હીરો એટલે છેલ્લી અવસ્થા છે. આ દેહની કીંમત દશહજારથી પણ વધારે છે પણ છેવટે એ હીરારૂપી અવસ્થા બાળ ને જોબનનો જેમ પશ્ચાતાપ થયો ને છેવટની અવસ્થામાં ચેતી ગયો એ જ ઘણું કેહેવાય ! નહિ તો જેમ વાણિઆના ત્રણે હીરા તેના ગામમાં દાણાનો વાણોતર ન આવ્યો હોત તો ફોગટ જવાના હતા તે જ પ્રમાણે આપણે વૃદ્ધાવસ્થામાં પણ સદ્ગુરૂને નહિ ઓળખીએ તો પરમાત્માની ઓળખાણ બીલકુલ થશે નહિ અને મનુષ્ય જન્મ ફોગટ જશે માટે જેમ બને તેમ આ દેહથી મહાત્મા પુરૂષોનો સંગ કરી જન્મ મરણનો ફેરો ટાળવો; નહિ તો આખર વખતે બહુ ભારે પસ્તાવો થશે ને કરોડો જન્મ સુધી હેરાન થવું પડશે. મનના મનોરથોને રોકી પરમાત્માના ગુણો તથા શક્તિનું સદ્ગુરૂ માર્ફત જ્ઞાન લેવું જોઇએ ! કેમકે મનરૂપી રથ જેમાં જીવ બેઠો છે તે મનરૂપી વેગે રથ કેટલી જગ્યોએ જાય છે. આ સંસારમાં મનુષ્યોને મનોરથોનો પાર નથી પણ મનોરથો રોકવા વિના કાર્યની સિદ્ધિ થતી નથી. માટે મનને વશ કરવાને માટે અભ્યાસ ને વૈરાગ્યની ખાસ જરૂર છે. તે વિના કાંઇ પણ બની શકતું નથી માટે અભ્યાસ ને વૈરાગ્યે કરી આત્માને ઓળખી લેવો જોઈએ.

## શેખસલ્લીના વિચાર મુકી પ્રભુને શરણે જાઓ.

જે મહાન દયાળુ મહાપ્રભુએ ભરતખંડમાં આપણા ઉપર મહાન કૃપા કરી ઉત્તમ મનુષ્ય દેહ આપ્યો છે તો હું કોણ છું ? ક્યાંથી આવ્યો છું ? અહીં મારૂં શું કર્તવ્ય છે ? આ દેહ છોડી મારે ક્યાં જવાનું છે ? એનો પરિપૂર્ણ અભ્યાસ કરી પ્રભુને શરણે જાઓ કે

આપણાં તમામ દુઃખો તે દયાળુ મહાપ્રભુ દુર કરી આપણને અક્ષય સુખ આપશે. પણ આલોકમાં પેલા શેખસલ્લીએ પાવલી ઉપર જેમ ગૃહસ્થાશ્રમ માંડ્યો હતો ને ડોકું ધુણાવવાથી ઘર ભાંગી ગયું તેમ કરવું ઉચિત નથી. આપણું ધાર્યું કાંઇપણ થવાનું નથી માટે આ લોકના ખોટા સંકલ્પો મૂકી શ્રી હરીને શરણે જાઓ કે જેથી આ લોકના તથા પરલોકના અનંત સુખો અનાયાસે આપણને પ્રાપ્ત થાય.

## ગોરોબા કુંભારની વાર્તા.

દક્ષિણ દેશમાં ગોરોબા કુંભાર આજથી એંસો વર્ષ પહેલાં આત્મનિષ્ટ થઇ ગયા. તે માટીનાં વાસણો બનાવવા ગાર ખુંદતા હતા તે વખતે તેમની સ્ત્રી બાર મહીનાનું બાળક ઘેર મુકીને પાણી ભરવા ગઈ હતી. છોકરૂં રમતું રમતું ગાર પાસે આવ્યું, પણ ગોરોબાને ભગવાનના નામસ્મરણની ધુનમાં ખબર પડી નહિ કે છોકરૂં આવ્યું છે તેથી તે છોકરૂં ગારના ભેગું ખુંદી નાંખ્યું. તેથી છોકરો મરી ગયો ને ગાર બધી લાલ રંગની થઇ ગઇ. પણ ગોરોબાને તેનું લેશ માત્ર ભાન નથી. પછી સ્ત્રી પાણી ભરીને આવી ને જોયું તો છોકરો ન મળે. તેણે જાણ્યું કે ભકતે છોકરાને ગાર ભેગો ખુંદી નાંખ્યો છે પણ તે પણ આત્મનિષ્ટાવાળી હતી એટલે શોક ન કર્યો ને બેસી રહી. ત્યારપછી ગોરોબા સ્ત્રી સાથે સાંખ્યયોગ પાળવા લાગ્યા. તેની સ્ત્રીએ વિચાર્યું કે મને તો અડશે નહિ ને પ્રજા ઉત્પન્ન થશે નહિ માટે. મારી બેહેનને પરણાવવા માટે મારા બાપને વાત કરૂં તો ઠીક. પછી તેણે પોતાના પિતાશ્રીને વાત કરી તે ઉપરથી ગોરોબાને તેના સાસરાએ પોતાની બીજી દીકરી પરણાવી પણ લગ્ન વખતે વાત કરી કે મારી મોટી દીકરીને જેમ રાખો છો તે પ્રમાણે આ નાનીને પણ રાખજો. ગોરોબાએ હા પાડી અને તેના સાથે પણ સાંખ્યયોગ (સ્ત્રીને ન અડવું) રાખ્યો. એક દિવસે તેના બન્ને હાથ લઈને બન્ને બાજુ તેની બન્ને સ્ત્રીઓ પડખામાં સુતી હતી તે વખતે ગોરોબા જાગી

ઉડયા ને પોતાના બન્ને હાથ કાપી નાંખ્યા એટલે વ્યવહાર તદ્દન અટકી પડયો. તેથી ભગવાન ને લક્ષ્મીજી ને ગરૂડ એ ત્રણે જણ કુંભાર કુંભારણ ને ગધેડો એ ત્રણ રૂપે આવીને તેમનો વ્યવહાર ચલાવ્યો. પછી તુકારામ, જ્ઞાનદેવ વિગેરે ભક્ત મંડળી પોતાને ઘેર પારાયણ કરાવી હતી તે વખતે ગોરોબાને તેડાવેલા હતા તેઓ બધા સાથે પંઢરપુર ગયા. ત્યાં ભજન મંડળીમાં બધા ભક્તો બેઠેલા હતા તે વખતે ગોરોબાની મશ્કરી કરવા માટે બધાએ સંકેત કરી હાથ ઉંચા કરીને ભગવાનના નામની જય બોલાવી. તે વખતે ગોરોબાને હાથ નહોતા તેથી ભગવાનને ભક્તની લાજ રાખવા નવા હાથ આપ્યા હતા. પછી તેમની સ્ત્રીએ પુત્રની પણ ભગવાન પાસે માંગણી કરી એટલે તેજ વખતે છોકરો ચાલતો ચાલતો ભકતમંડળમાં આવ્યો તેમ ભકતને પ્રથમ તો ભગવાન કષ્ટ આપે પણ અંતે સુખીઆ કરે છે પણ એવા ભગવાનના ભક્ત થવું એ મહા દુર્લભ છે.

## નોટીસ

માણસને અવસ્થા થાય છે ત્યારે શાંત પડી જાય છે ને વાળ ધોળા થાય છે આવા ચિન્હો દેખાય છે ત્યારે એમ સમજવું કે યમ રાજાના ઘરની નોટીસ આવી. આ ભાડાનું ઘર તુર્ત ખાલી કરવું પડશે અર્થાંત દેહ મુકીને આ લોકનું રાજીનામું આપવું પડશે. પણ મનુષ્યોને જ્ઞાન નહિ તેથી મરણ સારૂં લાગતું નથી, પણ દેહનું આ-યુંય આવી રહેશે એટલે એક મિનિટ પણ આ દેહમાં રહેવાશે નહિ પણ તે વાત સમજાતી નથી. તેનું કારણ એટલું જ છે કે બાળકપણું રમતમાં ગયું; જુવાની વિષયમાં ગુમાવી ને વેપાર ધંધા કીધા ને પછી ઘડપણમાં શક્તિ હોય નહિ તેથી નવરો પડે એટલે કંટાળો આવે ને વ્યવહારનો ફેર ચડી ગયેલો હોય તેના મનસુબા કર્યા કરે. આ છોકરા વ્યવહાર બગાડી નાંખશે એવી ચિંતા કર્યા કરે પણ જો યુવા-વસ્થામાં સંતસંગ તથા સત્શાસ્ત્રનો અભ્યાસ કર્યો હોય તો વૃદ્ધાવસ્થામાં

નોટીસ આવતાં જરા પણ મનમાં ગ્લાનિ નહિ થતાં રાજીખુશીથી ભગવાનના ધામમાં જાય છે પણ આગ લાગ્યા પછી કુવો ખોદવાનું કામ શરૂ કરવાથી આગ એકદમ ઓલવાતી નથી એ તો ઘર બળી જવાનું તેમ મનુષ્ય દેહનું છે.





## ફુલછાબ છઠી.

### રજમાંથી ગજ કેમ થાય?

એક વખતે એક ગામમાં ઉજાણી હતી એટલે તમામ લોકો ગામ બહાર ગયા હતા. ત્યાં એક ખીચડીનો ચરૂ ચુલાપર હતો તેના ઉપર અચાનક એક વડલાના ઝાડનું પાંદડું પડતાં લોકો ભેગા થઇ ગયા અને શું છે! શું છે! એમ એકબીજાને પુછવા લાગ્યા. આ વાતની આખી ઉજાણીમાં ખબર પડતાં લોકોનાં ટોળેટોળાં ભેગાં થયાં. લોકો એકબીજાને પુછવા લાગ્યા કે ભાઇ! શું હતું? ત્યારે એક જણાએ કહ્યું કે કાંઈ નહિ એ તો ખીચડીના ચરૂ ઉપર વડલાનું ઝાડ પડયું તેથી લોકો ભેગા થયા હતા. ત્યાંથી થોડે દુર બીજો માણસોનો કાફલો ઉભો હતો તેણે પુછયું કે ભાઇ શું હતું? ત્યારે બે ચાર માણસે મજાહ માટે ખોટી ગપ ઉડાડી કે વડોદરૂં મરાણું. એટલે તો બે ચાર સ્ત્રીઓ દોડતી આવીને પુછવા લાગી ભાઈ શું છે? ત્યારે કહ્યું કે વડોદરૂં મરાણું! ત્યારે તે પુછનારી બાઇઓ કહે ભાઈ ત્યાં તો અમારા પતિ રહે છે અને અમારાં કેટલાંક સગા વહાલાં પણ રહે છે. ત્યારે મજાક કરનારે રજમાંથી ગજ કરી કહ્યું કે એ તો કામ આવી ગયાં?

પેલી બીચારી અજ્ઞાન સ્ત્રીઓ તુર્ત રોવાને કુટવા લાગી પણ ખરૂં કારણ કોઇ શોધતું નથી. લોકો એકદમ ભેગા થઈ ગયા ને ગાડરીઆ પ્રવાહની પેઠે વગર જોયે ને વગર સાંભળે રોવા કુટવા લાગ્યા! એટલામાં કોઇ એક સુજ્ઞ માણસ ત્યાં આવી ચડયો ને તેણે પૂછ્યું ભાઇ આ વડોદરા મરાણાની વાત કયાંથી સાંભળી? ત્યારે એકે કહ્યું મને ખબર નથી. બીજો કહે પેલા ઘેરામાંથી સાંભળી છે. પેલા માણસે બારીક તપાસ કર્યો તો એક ખીચડીના ચરૂપર વડનું પાંદડું પડયું હતું તેના ઉપરથી વડ થયો ને તેમાંથી વડોદરૂં થયું આવી રીતે જગતમાં કેટલાક વિઘ્નસંતોષીઓ મનોકલ્પિત વાતો બનાવી જગતના બિચારા ભોળા લોકોના ઘર ભંગાવે છે, માટે અવલોકનની ટેવ રાખવી અને પુરો તપાસ કર્યા વિના "રજનું ગજ કરવું નહિ" એજ સુજ્ઞ મનુષ્યોનો ખાસ ધર્મ છે.

## પાંચ આંગળીથી પોંચો રળીઆમણો લાગે.

પાંચ આંગળીથી પોંચો રળીઆમણો લાગે છે. એ પોંચામાં એક આંગળી ન હોય તો રળીઆમણો લાગતો નથી પોંચાની પાંચે આંગળી ઉપયોગી છે અને તે જુદું જુદું કામ કરે છે, એક આંગળીનું કામ બીજી આંગળીથી બની શકતું નથી. કોઇ ઉપર ખીજ કરવાનું કામ ફકત અંગુઠો કરે છે. વિવાહ પ્રસંગમાં તિલક કરવાનું કામ જે આંગળી કરે છે તે બીજી આંગળીથી થતું નથી. વળી અંગુઠા પાસેની આગળી જ્યારે બધાને ચુપ રખાવવા હોય ત્યારે ઉપયોગમાં આવે છે અને તેનાથી ચુપ રખાવવાનું કામ લેવાય છે. ઇષ્ટ દેવનું પુજન કરવામાં ચોથી આંગળી ઉપયોગમાં આવે છે. પાંચમી આંગળી જેને ટચલી આંગળી કહે છે તે પેસાબે જવાનું હોય ત્યારે સંજ્ઞા કરવાના ઉપયોગમાં આવે છે. પરન્તુ તે ચાલતી વખતે છુટી રાખવામાં આવે છે માટે તેને વીંટી પહેરાવે છે. આ પ્રમાણે જુદી જુદી આંગળીઓ મળીને એક પોંચો કહેવાય છે અને તે પાંચ આંગળીઓના સમુહથી રળીઆમણો લાગે છે.

× × ×

ઝાડુ નામ (બુતારો) મકાનને સાફ કરે છે પણ તે ઝાડુમાં જે સળીઓ છે તે એકઠી રહેવાથી સાફ કરવાનું કામ કરી શકે છે જો તેમાં કુસંપ થાય અને જુદી જુદી થઈ જાય તો કચરો સાફ કરવાના કામમાં નહિ આવવાથી ઉલટો તેનો મકાનમાં કચરો થવાથી તેને બહાર નાંખી દેવામાં આવે છે.

× × ×

સુતરનો એક તાંતણો કાંઇ પણ કામમાં આવી શકતો નથી પણ જો ઘણાં તાંતણા ભેગા થાય તો એક રાંઢવું થાય અને જોરાવર હાથીને પણ બાંધી લેવા શક્તિવંત થાય છે, માટે સંપ એ એવી વસ્તુ છે કે જેનાથી આ જગતમાં સત્વર સુખ મળે છે. તે વિષે એક મહાન કવિએ કહ્યું છે કે, " સંપે સંપત્તિ સાંપડે, લાજ વખાણે લોક. "

## ત્રણ વાનાં સુધારવા વિષે.

### દોહરો.

જો ચાહો શુભ ભાવસે, નિજ આતમ કલ્યાણ;
તીન સુધારો પ્રેમસેં, ખાન, પાન, પહેરાન.

## હાલની કેળવણી.

સ્વામી વિવેકાનંદજી કહેતા હાલની કેળવણીથી સુધારને બદલે બગાડ ઘણો થાય છે તેનું કારણ એ છે કે, " તમે જે કેળવણી આજે લઇ રહ્યા છો તેના કેટલા ફાયદા છે? ફાયદા કરતાં તેના ગેરફાયદા વધારે છે, અને તે ગેરફાયદા એવા ભયંકર છે કે તેની આગળ સઘળા ફાયદા દબાઈ જાય છે. પહેલી વાત તો એ છે કે એ કેળવણી મનુષ્યને મનુષ્યત્વ પ્રાપ્ત કરાવનારી નથી, તે કેવળ મનુષ્યત્વનો નકાર ભણાવનારી છે, અને એવી કેળવણી તો મૃત્યુ કરતાં પણ વધારે ખરાબ છે. વિદ્યાર્થી પહેલી જ વાત તો એ શીખે છે કે તેના પીતા મુર્ખ છે, બીજી વાત તે શીખે છે કે એના બાપદાદા ગાંડા, ત્રીજું કે તેના ગુરૂઓ દંભી છે; અને ચોથું એ કે તેનાં સઘળાં શાસ્ત્ર જુઠાં છે, અને સોળેક વર્ષનો થાય ત્યાંસુધી તો તે અચેતન અને અસ્થિ વગરનો નકરાનો ઢગલો જ બની રહે છે. "

## કબીર સાહેબની સાખીઓ.

કબીર કળયુગ કઠણ હે, સાચ ન માને કોય,
કામ, ક્રોધ ને મશ્કરા, તીનકા મસ્કા હોય.

× × ×

કબીર માળા કાષ્ટકી, બોત જપકા ફેર,
માળા ફરે શ્વાસકી, જામે ગાંઠન મેર.

× × ×

સાખી એક કબીરકી, શાખી કહી ન જાય,
રજભર સંચરે ઘટમેં, તો અમર લોક લે જાય.

× × ×

કબીર કબીર કયા કરો, જાઓ જમના કે તીર,
એક એક ગોપીકે પ્રેમમે, હો ગયે કોટી કબીર.

× × ×

બાત બનાઈ જગ ઠગ્યો, મનપર બોધ્યો નાંહી,
કબીર એ મન લે ગયા, લક્ષ ચોરાસી માંય.

× × ×

સાહેબકા ઘર દુર હય, જયસી લંબી ખજુર,
ચડે તે ચાખે પ્રેમરસ, ગીરે તો ચકના ચુર.

## નાભાજીના ગુરૂ.

નાભાજી ભક્તને એક વખતે કોઇએ પૂછ્યું કે તમારા ગુરૂ કોણ છે ? ત્યારે નાભાજીએ કહ્યું કે મ્હારા ગુરૂ તો સ્વામી તુલસીદાસ છે. તેણે કનક અને કામની તજ્યાં છે એટલું જ નહિ પણ મોટા નિરમાની છે. તે ઉપરથી પેલા પુરૂષે કહ્યું કે,—

કનક તજ્યો કામિની તજ્યો, તજ્યો ધાતુકો સંગ,
તુલસી આ સંસારમેં, જીવે માન કે સંગ.

ઉપલી સાંખીમાં તુલસીદાસ કહે છે કે સંસારમાં કનક ને કામની તજેલા સાધુ મળી શકશે પણ માનને સંગ બધા જીવે છે ત્યારે તેનું

કેમ સમજવું ? તે ભક્તને ખાતરી કરી આપવા નાભાજીએ યજ્ઞ કર્યો અને સર્વે સંત સાધુ પુરૂષોને આમંત્રણ પત્રિકાઓ લખવામાં આવી પણ પોતાના ગુરૂ તુલસીદાસજીને આમંત્રણ પત્રિકા જાણી જોઇને લખી નહીં. તુલસીદાસજી જમના નદીના કાંઠે પાંચ પચીશ શિષ્યો સાથે કથાનું શ્રવણ કરાવી રહ્યા હતા ત્યાંથી નાભાજીના યજ્ઞની કંકોતરી લેઇ માણસો નીકળ્યા તેને તુલસીદાસના શિષ્યોએ જોઈ પોતાના ગુરૂને કહેવા લાગ્યા મહારાજ ! અપણને કેમ કંકોતરી લખી નહિ ? સર્વે સંતના નામો છે પણ આપણું નામ નથી ત્યારે તુલસીદાસજી કહે બે દીવસ મોડી આવશે. ભુલથી વખતે વાંસેથી લખશે ! બે દીવસ ગયા પછી પાછા તેના શિષ્યો કહેવા લાગ્યા મહા-રાજ ! આપણને તો તેડું આવ્યું નહિ ને યજ્ઞ તો કાલે છે ને માણસો તો જવા લાગ્યાં ત્યારે મહાત્મા તુલસીદાસજી કહે કે, તે આપણો શિષ્ય છે. આપણું ઘર છે, ત્યાં કંકોતરીને શું કરવી છે ? એમ કહી યજ્ઞમાં જવા ચાલી નિકળ્યા. હરદ્વારમાં નાભાજીએ એવી ગોઠવણ કરી હતી કે મહારા ગુરૂ તુલસીદાસજી આવે તેને માન, સત્કાર, કાંઈ આપવું નહિ. હરદ્વારમાં તુલસીદાસજી તથા તેમના શિષ્યો જતાં કોઇએ માનપાન કાંઈ પણ આપ્યું નહિ તે એટલે સુધી કે જમવાનાં તેડાં થાય ત્યારે પણ તેના માણસોને તેમ તેમને કોઈ જમવા બોલાવે નહિ. તુલસીદાસ હાથે પત્રાવળી માંડી પોતાની મેળે જમી આવે. જ્યારે યજ્ઞ પુરો થયો ત્યારે લાખો માણસોની સમક્ષ "માન" જીતનાર પોતાના ગુરૂ તુલસીદાસજીના ચરણમાં નાભાજી પડી ગયો અને બીજા લોકો પણ જાણી ગયા કે માન જીતનાર ખરેખર મહાત્મા તુલસીદાસ જ છે. બીજાથી માન કદી પણ જીતાય જ નહિ.

## ખોટા કજીઆમાં ખુવારી.

મામો અને ભાણેજ એક કણબીના ખેતરમાં થઇને જતા હતા તે વખતે પોષ મહીનાનો દીવસ હતો એટલે ખેતરમાં ઘઉં સારા થયેલા હતા. તે જોઇ મામાએ ભાણેજને કહ્યું ભાણાભાઇ, આ

ખેતરમાં ઘઉં કેટલા થશે? ભાણેજે કહ્યું મામા મને તો બે ખાંડીને આશરે થાય એમ લાગે છે. મામો ચડાઉ અને અવિચારી હતો તેથી તેને એકદમ પોતાનો ચોખ્ખો અભિપ્રાય દર્શાવી દીધો. નહિ નહિ તું મૂર્ખ છે! ભાણાભાઇ, તે ખેતરમાં સવાબે ખાંડી ચોક્કસ થશે. ભાણેજ પણ મામાના જેવો હોવાથી સામો થયો. મામા તમારૂં બોલવું તદ્દન ખોટું છે તેમાં બે ખાંડી ઉપર એક મુડીએ વધવાના નથી. એ ઉપ-રથી બન્ને જણા લડી પડયા ને છેવટે મારામારીપર આવ્યા. ભાણેજે મામાને પછાડી જમીન ઉપર તેની દાઢી પકડી કહેવા લાગ્યો, કેમ મામા થોડાક કમી કરવા છે? ત્યારે મામો કહે, "દાઢીનો ઝુરો ઝુરો થાય પણ એક બુરો નહિ ખરૂં." એટલામાં એક સુજ્ઞ માણસ ત્યાં આવી ચડવાથી બન્ને જણાનું લડવાનું કારણ જાણી કહેવા લાગ્યો, અરે! ભાઇઓ કોઇનું ખેતર ને તમે શા માટે લડી મરો છો? વધારે થશે તો પણ તેના છે ને ઓછા થશે તો પણ ખેતરના માલિકના છે. તમારે કાંઇ લેવા દેવા નથી છતાં શા માટે ખોટી તકરાર કરી હેરાન થાઓ છો? મામો ને ભાણેજ આથી ભોંઠા પડયા અને પોતાના રસ્તે ચાલવા માંડયા. આ પ્રમાણે જગતમાં કેટલાક અણસમજુ માણસો પારકી પંચાતમાં વિના કારણે લડાઇ કરે છે અને અંતે તેને પસ્તાવો થાય છે. તેના ઉપર એક કહેવત છે કે, "કાજી દુબળા કેમ? કે આખા શહેરની ફીકર!" આ પ્રમાણે ન કરવું.

## અદૃષ્ટ કેવું બળવાન છે.

જગતમાં જુઓ તો ખરા કેવી વિચિત્રતા જોવામાં આવે છે કે, "ધર્મીને ઘેર ધાડ ને કસાઇને ઘેર કુશળ." તે વખતે તેનું ખરૂં કારણ તો જ્ઞાનિ હોય તે તો સમજે છે પણ અજ્ઞાનીના મનને સમા-ધાન થતું નથી. દરિદ્ર મનુષ્યને ઇચ્છા ન હોવાથી ઘણા પુત્રો હોય છે અને સમૃદ્ધિવાન એક શેર માટી (પુત્ર) વિના રૂએ છે. ધનાઢ્ય હોય તેનું યુવાવસ્થામાં મરણ થાય છે અને જેને અનાજના સાંસા હોય તે સો વર્ષ જીંદગી લંબાવે છે. આ બધું કારણ બારીક દૃષ્ટિથી

વિચારીએ તો પૂર્વજન્મનાં કર્મથી આ બધું જોવામાં આવે છે. જ્યાં સુધી પૂર્વનાં પુણ્ય હોય ત્યાં સુધી સંસારનાં સુખો આનંદથી ભોગવે છે ને જ્યારે પુણ્ય ખલાસ થાય છે ત્યારે ઇચ્છા ન હોય છતાં નિર્ધન-પણું પ્રાપ્ત થાય છે માટે એ ઉપરથી નક્કી થાય છે કે અદૃષ્ટ બળ-વાન છે. નસીબમાં જે પ્રમાણે લખ્યું હોય તે પ્રમાણે બનતું આવે છે. જુવોને વિદુરજી નીતિવાળા હતા તો તે દુઃખમાં દિવસો કાઢતા અને દુર્યોધન પાપી હતો તો તે રાજ્ય ભોગવતો. ત્યાં પૂર્વના સંસ્કાર વિના બીજું શું કહેવાય ?

# ફુલછાબ સાતમી.

## વલ્લભીપુરનો વૈભવ.

બુદ્ધ ધર્મ માનનારા એક મુસાફરે વલ્લભી રાજ્યનું આ પ્રમાણે વર્ણન કર્યું છે. "પેદાશ, હવા પાણી, લોકના શરીરના બાટ, બાંધા અને તેમની રીત ભાત માળવાના લોક જેવી જ છે; કરોડોપતી એવાં સો ઉપર ઘર છે; દુર દેશાવરથી અતિશય સંપત્તિ આવી આ રાજ્યમાં એકઠી થએલી છે; સો કરતાં વધારે બોધ મતના મઠ છે ને ૬૦૦૦ કરતાં વધારે સાધુઓ છે. દેવદેરા સેંકડો છે અને બીજા ધર્મ માનનારા પણ ઘણા છે. બુદ્ધ જ્યારે આ લોકમાં હતો ત્યારે તે આ દેશમાં આવ્યો હતો અને તેણે જે જે ઝાડ તળે વિશ્રામ લીધેલો તે તે ઠેકાણે અશોક રાજાએ સ્થંભો ઉભા કર્યા છે.

## કલિયુગનો વાસ ક્યાં છે ?

એક દહાડો રાજા પરીક્ષિત મૃગયાને માટે વનમાં ગયો હતો. તે પ્રસંગે તેણે એક ગાય અને બળદને પોતાની ભણી દોડી આવતા

જોયા તે બેની પછવાડે એ શુદ્ર હાથમાં મુશળ લઇને ધસ્યો આવતો હતો. રાજાએ શુદ્રને બોલાવી ધમકાવીને કહ્યું કે અરે તું કોણ છે? ગાય બળદને કેમ મારે છે? શું તેં અર્જુનને ગયો જાણ્યો? પાંડવના કુળમાં કોઇ એવો નિર્બળ નથી કે જેની સમક્ષ કોઈ દુષ્ટ રંકને સતાવે એમ બોલી રાજાએ ખડગ ઉંચકયું. શુદ્ર તો ડરીને ઉભો રહ્યો. પછી રાજાએ ગાય તથા બળદને પાસે બોલાવી પૂછ્યું તમે કોણ છો? દેવતા કે બ્રાહ્મણ? શા માટે નાસો છો? હું છતાં તમને દુઃખ દે એવો કોઈ સમર્થ નથી. એ વચન સાંભળી બળદ માથું હલાવતો બોલ્યો, મહારાજ, આ પાપરૂપ કાળી બિહામણી મૂર્તિ જે આપણી સામી ઉભી છે તે કલીયુગ છે. એના આવવાથી હું ભાગું છું. આ ગાય તે પૃથ્વી છે. એ પણ ભયથી નાસે છે. મારૂં નામ ધર્મ છે. મારા ચાર પગ તે તપ, સત્ય, દયાને શૌચ છે. સત્ય યુગમાં મારા વીસ વસા હતા, ત્રેતામાં સોળ, દ્વાપરમાં બાર અને કલિયુગમાં ચાર રહ્યા છે. પૃથ્વી બોલી મહારાજ મારાથી પણ આ યુગમાં રહી નહિ શકાય, કેમકે શુદ્ર રાજા થઇને ઘણો અધર્મ કરશે તે ભાર મારાથી નહિ ઝીલાય. રાજાએ ક્રોધે ભરાઈ કલિયુગને કહ્યું કે હમણાં હું તને મારી નાંખું છું. કલિયુગ પગે પડી કાલાવાલા કરી બોલ્યો, હે પૃથ્વીનાથ! હવે તો હું તમારે શરણે છું, મને કંઈ રહેવાનું ઠામ બતાવો; કેમકે ત્રણ કાળ ને ચાર યુગ જે બ્રહ્માએ નિર્માણ કર્યા છે તે કોઇ પ્રકારે મિથ્યા થનાર નથી. એ સાંભળી રાજાએ કલિયુગને કહ્યું કે તારે જુગું, જૂઠું, પીઠું, પાતરનું ઘર, હત્યા, ચોરી અને સુવર્ણ એટલામાં રહેવું. એ આજ્ઞા પ્રમાણે કલિયુગે જઇ પોતાનો વાસ કર્યો; રાજાએ ધર્મને મનમાં રાખ્યો ને પૃથ્વી પોતાના રૂપમાં મળી ગઇ. પછી રાજા નગરમાં આવી ધર્મ રાજ કરવા લાગ્યા.

## દુનિયામાં ભલું કર્મ કયું ?

રોમ શહેરનો બાદશાહ ટેટસ પોતાની રૈયતનું રૂડું કરવું એથકી સંસારમાં બીજું કંઇ ભલું કર્મ છેંજ નહિ એમ માનતો. એક દિવસે તેને યાદ આવ્યું કે, આજ મેં રૈયતના હક્કમાં કાંઇ સારૂં કીધું નથી. તે ઉપરથી તેણે પોતાના મિત્રોને કહ્યું કે વહાલાઓ ? " મહારો આજનો દહાડો ફોગટ ગયો છે."

## હાવર્ડના પરોપકારી કાર્યો.

ઇગ્લાંડ દેશમાં હાવર્ડ નામનો નામાંકિત મહાન પરોપકારી પુરૂષ થઇ ગયો. તેણે યૂરોપ ખંડના તમામ કેદખાનાની શોકકારક દશા ફેરવી નાખી. એ હાવર્ડ આંહીના ધનવાન જેઓ ગૃહસ્થ હતો, તેણે પોતે સઘળી પાસનું નુકશાન ખમી ગરીબ અને દુઃખી અને દરદીની હાલત સુધારવામાં અને તેઓના સુખ વધારવાની તજવીજો કરવામાંજ પોતાની ઉમર ખોઇ. તેણે મફત કેળવણી આપવાને નિશાળો બંધાવી. પોતે થોડાંક ઉપર ગુજરાન ચલાવી પોતાની આવકનો ઘણો ભાગ તે ધર્મ કામમાં નાંખતો. તેણે દેશ દેશના કેદીઓ અને રોગીઓની ઘણીજ સારી બરદાશ લીધી ટૂંકામાં એટલું જ કહું છું કે દુઃખીઆરાના પોકારને સારી પેઠે કાન માંડવાને તે હમેશ તત્પર રહેતો. તેનું નામ ઇંગ્લાંડ દેશના પરોપકારી પુરૂષોમાં પહેલે નંબરે જોવામાં આવે છે.

## ઉપયોગી વસ્તુ.

એક વખતે એક ન્હાના ગામ ઉપર એક રાજાએ જીત્ત મેળવી. તેણે તે ગામડાની સ્ત્રીઓને એવો હુકમ કર્યો કે દરેક પોતાના ખપની કાંઇ ઉપયોગી ચીજ તુરતમાં લઇને તે ગામડું ખાલી કરી જવું. તે ચાલાક સ્ત્રીઓએ રાજાકને જઇને પુછેલું કે નામદાર હમો જે અમારા ઉપયોગની વસ્તુઓ માગીએ તે તમે લઇ જવા દેશો? જુબાબમાં તે રાજાએ હા પાડી. તુરત જ ચાલાક સ્ત્રીઓએ પોત પોતાના આવિંદોને પોતાના ખભા ઉપર બેસાડી ચાલવા માંડયું. તે રાજાએ આ નુ આશા રાખેલી ચાલ જોઇ બહુ જ અજબ થયો ને બીજવાયો

કારણ કે તે રાક્ષસી રાજા બિચારા નિર્દોષોને ફાંસીએ ચડાવવાનો હતો; પણ સ્ત્રીઓની હુશિયારીથી સર્વે બચી ગયા. આ ઉપરથી સ્ત્રીઓની ખરા વખતની સેવા બહુ જ ઉપયોગની થઇ પડે છે. તે વિષે પતિવ્રતા સ્ત્રીઓની સેવા બહુ વખાણને પાત્ર છે. ઓ સ્ત્રી ! તું કોમળ લાગણીવાળી મધુરી મહીલા કંઈક અસંખ્ય કવિઓ તારી તારીફ ગાઈ ગયા છે તે સત્યજ છે !

**The treasures of the deep are**
**not half so precious,**
**As are the concealed comforts**
**of a man locked up in a**
**woman's heart.**

MIDDLETON.

## બે ઠગોની ઠગાઇ.

ગાંગો અને દાનો નામના બે ઠગો એક ગામમાં રહેતા હતા. એક વખતે બન્ને જણાએ કોઇ મોટા શહેરમાં જઇ એક શ્રીમાનને ઠગવાનો વિચારે કર્યો. પ્રથમ તેઓ શહેરમાં આવી એક સુંદર મકાન ભાડે રાખ્યું અને એવો વિચાર કર્યો કે શહેરમાં કોઇ મોટો શ્રીમાન માણસ મરી ગયો હોય તેના પુત્ર પાસે જઈ આપણે આપણા લેણા રૂપિઆની માંગણી કરવી. એમ વિચાર કરી બન્ને જણા તપાસ કરવા લાગ્યા તો એક શ્રીમાન મનુષ્યનું તાત્કાળિક મરણ થએલું તેમના જોવામાં આવ્યું. બંન્ને જણા તે શ્રીમાનના પુત્ર પાસે જઇને કહેવા લાગ્યા કે અમારી થાપણ તમારા પીતાશ્રી પાસે હતી પણ તે અચાનક ગુજરી જવાના અમોને ખબર મળતાં અમો લેવા આવ્યા છીએ ત્યારે પેલા શ્રીમાનના પુત્રે કહ્યું કે તમારા પાસે કાંઈ આધાર હોય તો બતાવો. ત્યારે તે ઠગોએ કહ્યું કે અમારા પાસે લખત વિગેરે કાંઈ આધાર નથી તમારા પીતાશ્રીના ભરોસા ઉપર મુકી ગયા હતા. અમો ખરા છીએ કે ખોટા તેની પરિક્ષા કરવાની હોય તો શમશાનમાં

આપણે જઇએ અને તમારો મરનાર બાપ કહે તો અમારૂં લહેણું સાચું નહિ તો અમારે લેવા દેવા નહિ. એમ કહી બીજે દીવસે શમશાને જવાનો વિચાર નક્કી કર્યો. પેલા બે ઠગોએ રાત્રે એવો ઠરાવ કર્યો કે આપણામાંથી એક જણે શમશાનમાં ઉંડો ખાડો ખોદી સુઇ રહેવું જોઇએ? તે ઉપરથી દાનાને રાત્રે શમશાન ભૂમીમાં ઉંડો ખાડો ખોદી ગાંગાએ સુવાડયો અને અંદર પ્રકાશ તથા હવા આવે તેવો માર્ગ રાખી ધૂળવાળી, ઘેર આવી સવારના પહોરમાં પેલા શ્રીમાનના પુત્ર પાસે આવ્યોને કહેવા લાગ્યો શેઠજી પધારો પરીક્ષા કરવા. શેઠનો છોકરો ભોળા હૃદયનો હતો તેમ તેને આ ઠગોની લુચ્ચાઈની માહેતી નહી હોવાથી શમશાનમાં પોતાના પિતાશ્રીને પુછવા ચાલ્યો. શમશાન ભૂમિમા આવી પુત્ર કહેવા લાગ્યો, બાપુ ? આ માણુસોનું લેણું આપણા પાસે છે કે નહિ ? ત્યારે શમશાનમાંથી અવાજ આવ્યો " પુત્ર આ બંન્ને મુસાફરોના આપણે વીસ હજાર રૂપિઆ દેવા છે માટે તું આપી દેજે " આપણા વિશ્વાસપર તેને મુકેલા છે. પુત્ર પીતાશ્રીના આ શબ્દો સાંભળી સ્તબ્ધ થઇ ગયો. તુર્તજ ઘેર જઇ ગાંગાને વીસ હજાર રૂપિઆ તે શાહુકારે ગણી આપ્યા. ગાંગો તો રૂપિઆ વીસ હજાર લઇ ઘર ભેગો થઇ ગયો અને દાનાની શમશાનમાં સંભાળ લીધી નહિ. ગાંગે ઘેર જઇ પોતાની સ્ત્રીને વીસ હજાર રૂપિઆ આપી પોતે સંન્યાસી થઇ એક કુવામાં ભજન કરવા લાગ્યો. ચાર પાંચ દીવસ પછી દાનો ઘેર આવી ગાંગાની તપાસ કરવા લાગ્યો પણ ગાંગો ઘેર મળે નહિ ત્યારે તેણે પૂછયું ભાભી ! ગાંગાભાઇ કયાં ગયા છે ? સ્ત્રી કહે મને તેની કાંઈ ખબર નથી. આ ઉપર દાનાને શક ગયો કે, રખેને ગાંગાએ બધા રૂપિઆ ગારત કરવાને માટે આ એક યુક્તિ રચી હશે ? એમ ધારી ગાંગાના ઘર પાછળ સંતાઈ બેઠો ને ચર્ચા જોવા લાગ્યો. હમેશાં બાર વાગે ભાત લઇ તેની સ્ત્રી ઘર બહાર જાય તે ઉપરથી દાનો એક દિવસે તે સ્ત્રીની પાછળ સંતાઈને ચર્ચા જોવા ચાલ્યો તો એક જંગલના ઉજડ કુવામાં તેને ભાત દોરડા વતે ઉતાર્યું એટલે દાનાને ખાત્રી

થઇ કે ગાંગો આ કુવામાં સંતાણો છે. એટલે તુરત પોતે ઘેર ગયો ને બરોબર ચાર વાગે એકલો આવી દોરડા વતે ખાવાનું કુવામાં ઉતાર્યું ત્યારે ગાંગો કુવામાંથી બોલ્યો " કેમ બીજી વખત ભાત લાવી " એટલે દાનો ઉપરથી બોલ્યો કે ધન્ય છે ગાંગાભાઇ ? આવું જ કરવું જોઇએ ? ગાંગો કહે હવે તો હું સંન્યાસી થયો છું એટલે જગતની વાતો કરતો નથી માટે તમારૂં ભાષણ સાંભળવા હું ખુશી નથી. દાનો કહે " આતો ગાંગે ગજ્યું ગત કે તેની ખબર નહિ કે ખત, " એ પ્રમાણે થયું. દાનો બિચારો મુંગે મોઢે ઘેર આવ્યો ને ગાંગો બધી હરામની મિલકત પચાવી ગયો. જગતમાં આવા ઘણા ઠગો જોવામાં આવે છે માટે તેનાથી હમેશાં સાવચેત રહેવું, તેઓ પાસે મનુષ્યને ફસાવવાની મહાન યુક્તિઓ હોય છે અને તેઓ સોનેરી ટોળીના માણસો કહેવાય છે.

## ભાવનાથી પ્રયત્ન કરવામાં આવે તો ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થાય છે.

એક ટીટોડીએ પોતાનાં ઈંડા સમુદ્ર કીનારે મુકયાં હતાં. પૂર્ણિમાને દિવસે ભરતી આવવાથી તે ઈંડાં સમુદ્રમાં ખેંચાઈ ગયાં, આથી ટીટોડી અને ટીટોડાએ સમુદ્ર સાથે વેર બાંધી સમુદ્રને પુરી નાંખવાને માટે પ્રયત્ન શરૂ કર્યો. એટલામાં તેનાં સગાં વહાલાંઓને આ વાતની ખબર પડવાથી તે પણ તેની મદદે આવ્યાં. થોડા દિવસ પછી જ્ઞાતિના માણસો આવ્યા અને ત્યારપછી અનંત પશુ પક્ષીઓ દરિયો પુરવા માટે ટીટોડીની મદદે આવ્યાં. ત્યાંથી એક વખત નારદ ઋષી જતા હતા તેણે આ બનાવ જોઈ વૈકુંઠમાં ગરૂડને આ હકીકત કહી તેથી ગરૂડજી પણ પક્ષીઓને મદદે આવી મોટી પાંખો ભરી ભરીને ધૂળ દરીઆમાં નાંખવા લાગ્યા ત્યારે દરિઓ મૂર્તિમાન થઇ બહાર આવી કહેવા લાગ્યો, હવે તમે શાન્ત થાઓ. હું તમારાં ઇંડાં લાવી આપું છું. સમુદ્રે ગરૂડના ભયથી ટીંટોડીના ઇંડા લાવી આપ્યાં. ભાવનાથી જો યત્ન કરવામાં આવે તો પરમાત્મા અવસ્ય સહાય જ કરે છે.

ટીટોડીનો નિશ્ચય ખરો હતો માટે તેને નારદનાં દર્શન થયાં ને તે દર્શનના પ્રતાપે ગરૂડજીની સહાય મળી માટે હમેશાં ભાવનાથી પુરૂષ પ્રયત્ન કરવામાં આવે તો અવશ્ય શ્રેષ્ટ ફળ મળે છે એ આ ટીટોડીના સાધારણ દૃષ્ટાંતથી સિદ્ધ થાય છે.

## ખોટું કેટલા દિવસ નભે !

કોઈ એક ગામમાં વૃષ્ટિ કમી થવાથી ઘાસચારાની ભારે અછત થઈ પડી અને તેથી જનાવરો ભુખે મરવા લાગ્યાં. એક કુંભાર પાસે એક ગધેડો હતો તે પણ મરવાની તૈયારીમાં હતો, કેમકે ચારો ગામમાં ગોત્યો મળતો નહોતો, ત્યારે કુંભારે મનમાં વિચાર કર્યો કે જો ગધેડો મરી જશે તો આપણો ધંધો રંડાઈ જશે, માટે કોઇ યુક્તિ કરીને ગધેડાને બચાવવો જોઇએ. તેથી તેણે એક નવી યુક્તિ શોધી કાઢી કે, ગમે ત્યાંથી વાઘનું ચામડું મેળવી તે ગધેડાને પહેરાવવું ને રાત્રીના વખતમાં કોઇના ખેતરમાં ચરવા મુકી દેવો. વાઘનું ચામડું જોઈને માણસો વાઘ છે એમ ધારી નાસી જશે ને ગધેડો રોજ પેટ ભરીને આવશે અને મોતમાંથી બચી જશે. એમ ધારણા બાંધીને કોઈ ઠેકાણેથી તે વાઘનું ચામડું લઈ આવ્યો અને ગધેડાને પહેરાવી કોઈના ખેતરમાં રાત્રીને વખતે મુકી દીધો. ગધેડાને વાઘ સમજી ખેતરના માણસો ગામમાં નાસી ગયાં ને વાઘ આવ્યો છે માટે કોઈ ગામની બાહેર નીકળશો નહિ એમ ખોટી બૂમ ઉડી. ગધેડા ભાઇ તો નિરાંતે મજાહ માલવા લાગ્યા પણ ખોટું કેટલા દિવસ ચાલે. ગામના માણસોએ ગોળીબહાર કરીને વાઘને માર્યો, પણ પાસે જઇ જુએ છે તો ગધેડો દેખાયો. કુંભાર બિચારો રોવા લાગ્યો પણ હમેશાં ખોટા કર્મનું ફળ ખોટું જ આવે છે. જુઠું હમેશાં ટકતું નથી. આપણામાં કહેવત છે કે જુઠને પગ નથી માટે નકલ કરવાથી ગધેડાનો વિના કારણે પ્રાણ ગયો ને કુંભાર દુઃખી થયો કેમકે તેને મુડીમાં એક ગધેડો જ હતો એટલે તેનો ધંધો પડી ભાંગ્યો.

## ફુલછાબ આઠમી.

### ભતૃહરી અને ગોપીચંદ.

ભર્તૃહરીને ગોપીચંદ એ વૈરાગ્ય આવવાથી રાજ્યનો ત્યાગ કરી ચાલી નીકળ્યા હતા એક વખતે તેઓ બન્ને એક શેહેરમાં એક શેઠની દુકાનના ઓટલા ઉપર આવી ચડયા હતા પણ એકમેકને તેઓ ઓળખતા નહોતા. બન્નેને પોતાની ઝોળીઓ ભરાવવી હતી પણ ખુંટી એક જ હતી તે ઝોળી ભરાવવા માટે બંન્ને જણા મારામારી પર આવ્યા ત્યાં એક ડોસી ઉભી હતી તે કહેવા લાગી કે ધિક્કાર છે તમારા વૈરાગ્યને! ને ધન્ય છે ગોપીચંદ ને ભર્તૃહરીને કે જેઓ મોટાં મોટાં રાજ્યોનો ત્યાગ કરી ચાલી નિકળ્યા ને તમે એક ખુંટી માટે લડો છો. પછી બન્ને જણા શરમાઇને દુકાનનો ત્યાગ કરી વનમાં જતા રહ્યા.

### બ્રહ્માને શાપ કેમ થયો?

બ્રહ્માનું સ્થાન લેવા માટે એક જણ તપ કરતો હતો તેને તપમાંથી પાડવાને માટે બ્રહ્મા ત્યાં ગયા પણ તે જગ્યાએ હિરણ્યાક્ષનો પુત્ર બે અપ્સરાઓ લઇને જતો હશે. તે અપ્સરા તિલોત્તમા ને ઉર્વશી હતી. તે બન્ને તુર્ત બ્રહ્માને જોઇને મોહ પામી ગઈ તેથી બ્રહ્માને કહેવા લાગી કે અમારી સાથે વિહાર કરો! બ્રહ્મા કહે મેં તમોને ઉત્પન્ન કરી તે તમે મહારી પુત્રીઓ છો માટે તે વાત નહિ બને. ત્યારે તે બે કામાતુર થએલ અપ્સરાઓએ બ્રહ્માને શાપ દીધો કે તમે તમારી પુત્રી વાંસે દોડશો, પણ બ્રહ્મા ડગ્યા નહિ ને તે શાપ અંગીકાર કર્યો. આ પ્રમાણે બ્રહ્માને શાપ થયો છે.

### સંતનાં ચોસઠ લક્ષણો.

(૧) દયાળુ. (૨) ક્ષમાવાળા. (૩) સર્વ જીવનું હીત કરનાર.

(૪) ટાઢતડકો સહન કરનાર. (૫) કોઇના ગુણમાં દોષ જુએ નહિ. (૬) શાન્ત. (૭) જેનો કોઇ શત્રુ નથી. (૮) અદેખાઈ વૈર રહિત. (૯) માનમત્સર રહિત. (૧૦) બીજાને માન આપનાર. (૧૧) પ્રિય અને સત્ય બોલનાર. (૧૨) કામ ક્રોધ મદરહિત. (૧૩) અહંમમત્વ રહિત, (૧૪) સ્વધર્મમાં દૃઢ રહેનાર. (૧૫) દંભરહિત. (૧૬) બ્રાહ્ય અભ્યંતર પવિત્ર. (૧૭) દેહ તથા ઇન્દ્રિયોને દમનાર. (૧૮) સરળ સ્વભાવ. (૧૯) ઘટીત બોલનાર. (૨૦) પ્રમાદરહિત. (૨૧) સુખદુઃખથી રહિત. (૨૨) ધિરજવાળા (૨૩) કર્મ, ઇન્દ્રિજ્ઞાન ઇત્યાદિ ચપળતારહીન. (૨૪) પદાર્થના સંગ્રહરહિત. (૨૫) બોધ કરવામાં નિપુણ. (૨૬) આત્મનિષ્ટાવાળા. (૨૭) સર્વને ઉપકાર કરવાવાળા. (૨૮) ભયરહિત. (૨૯) આશારહિત. (૩૦) વ્યસનરહિત. (૩૧) શ્રદ્ધાવાળા. (૩૨) ઉદાર. (૩૩) તપસ્વી. (૩૪) પાપરહિત. (૩૫) ગ્રામ્યવાર્તા નહિ સાંભળનાર. (૩૬) સતશાસ્ત્રના અભ્યાસવાળા. (૩૭) માયીક પંચવિષયરહિત. (૩૮) આસ્તિક બુદ્ધિ. (૩૯) વિવેકવાળા. (૪૦) મદ્યમાંસ સંસર્ગરહિત. (૪૧) દૃઢવ્રતવાળા. (૪૨) ચાડીચુગલી નહિ કરનારા. (૪૩) કપટરહિત. (૪૪) ગુપ્તવાત પ્રગટ ન કરવાવાળા. (૪૫) નિદ્રાજીત. (૪૬) આહાર જીત. (૪૭) સંતોષવાલા. (૪૮) સ્થિરબુદ્ધિવાળા. (૪૯) હીંસારહિત. (૫૦) તૃષ્ણારહિત. (૫૧) સુખદુઃખમાં સમભાવવાળા. [૫૨] અકાર્યમાં લાજવાળા. (૫૩) પોતાના વખાણ નહિ કરનારા. (૫૪) નિંદા નહિ કરનારા. (૫૫) બ્રહ્મચર્ય. [૫૬) યમનિયમવાળા. (૫૭) આસનજીત. (૫૮) પ્રાણજીત. (૫૯) દૃઢ આશ્રયવાળા. (૬૦) ભગવદ્‌ભક્તિ પરાયણ. (૬૧) ભગવાનઅર્થે ક્રિયા કરનારા. (૬૨) ભગવાનના ચરિત્ર પ્રેમથી શ્રવણ કરનારા. [૬૩] ધ્યાન પરાયણ. [૬૪] ભગવાનની ભક્તિવિના એક ક્ષણ પણ વ્યર્થ નહિ જવા દેનારા.

**સત્સંગનું અમૂલ્ય ફળ.**

**એક ઘડી આધી ઘડી, આધી મેંસી આધ;**
**તુલસી સાધુ સંતકી, કટે કોટ અપરાધ.**

મહાત્મા તુલસીદાસે કહ્યું કે એક ઘડી સત્સંગ તો અવસ્ય કરજો ને એક ઘડી અવકાશ ન મળે તો અરધી ઘડી પણ સત્સંગ કરવો જોઈએ ! જો અરધી ઘડી પણ ન મળે તો પા ઘડી તો અવસ્ય સત્સંગ કરવો કારણકે સાધુ પુરૂષોની સેબતથી કરોડો જન્મના અપરાધ નાશ પામી જાય છે. એક વખતે એક ગામમાં શ્રાવણ માસમાં એક મહાત્મા પુરૂષ કથા કરવા માટે આવ્યા હતા. ગામના બધા માણસે કથામાં જતા પણ એક બાઈ ફક્ત કથામાં જતી નહોતી તેને તેની પાડોસણ બાઈએ સમજાવી કે બેન ! મહાત્મા કથા બહુજ સારી વાચે છે આખું ગામ આવે છે ને તું કેમ નથી આવતી માટે આજ તો ચાલ. આ પ્રમાણે બન્ને જણીઓ સાથે કથાનું શ્રવણ કરવા જઇએ. પેલી બાઇએ પણ હા પાડી. દર્શન કરી કથાનું શ્રવણ કરી તે બાઇ મનમાં બહુ જ પ્રસન્ન થઇ પણ થોડા દીવસ પછી તેના દેહનો અંત આવી રહ્યાં હોવાથી તેનું મૃત્યુ થયું. તેનો જીવ યમરાજાના દરબારમાં ગયો ચિત્રગુપ્તે ચોપડો કાઢી તેનાં પાપપુણ્ય જોયાં પણ જમા કરતાં ઉધારનું બાજુ ઘણું વધી ગયેલ હતું ને જમાની બાજુમાં બે ઘડીના સંતસમાગમનું ફળજ પુણ્યમાં હતું. તે ઉપરથી યમરાજા કહેવા લાગ્યા બાઇ પ્રથમ તારે પુણ્યનું ફળ ભોગવવું છે કે પાપનું ! બાઇએ કહ્યું મારાં પાપની કાંઇ સીમા નથી માટે લેને પ્રથમ સુખ તો ભોગવી લઉં ? ત્યારે યમરાજાએ કહ્યું આને બેઘડી સ્વર્ગનું સુખ લેવા દીઓ પછી નર્કમાં નાંખી દેજો. બાઈ સ્વર્ગમાં ગઈ પણ મુદત થોડી એટલે મનમાં વિચાર કરવા લાગી કે આંહી પણ કોઇ મહાત્મા મળી જાય તો સત્સંગ કરી લઉં. એટલામાં એક મહાત્મા નજરે પડયા તેના પાસે તે બાઇ જઇ તેના ચરણમાં પડીને દીલગીર થવા લાગી ત્યારે મહાત્માએ તેને અભય વચન આપ્યું. સ્વર્ગની મુદત પુરી થઇ યમના દુતો બાઇને બોલાવવા આવ્યા પણ બાઈ મહાત્મા પાસેથી ઉઠે નહિ તેથી યમરાજા જાતે આવ્યા ત્યારે મહાત્માએ કહ્યું કે જેને મહાત્માના દર્શન થાય તેને જન્મ મરણનો હેતુ રહેતો નથી માટે

હવે એ જીવ તમારો કે સ્વર્ગનો રહ્યો નહિ એ તો ભગવાનની સેવામાં હમેશ રહેવાનો. યમરાજા પાછા ગયા ને બાઇને મહાત્માના દર્શના પ્રતાપે અક્ષય પદ મળ્યું. માટે બે ઘડીના સત્સંગનું ખરેખર અમુલ્ય ફળ છે પણ પારસમણીની પરીક્ષા ઝવેરી વિના બીજાને હોતી નથી.

## પોતાના સંકલ્પો મુકીને વ્યવહાર કરવો.

મહાભારતમાં આખ્યાન છે કે એક ઉંટે તપ કરીને ૪૦૦ ગાઉ ડોક લાંબી થાય એવું માગ્યું. પણ તેને વિચાર ન થયો કે વચમાં જનાવરો મારી ડોકને ખાઈ જશે. પછી એક વખત ભયંકર દુષ્કાળ પડયો તેથી જનાવરો આ બિચારા ઉંટની ડોક ખાઈ ગયા ને તે મરણ પામ્યો. તેમ આ જીવ પણ સ્ત્રી પુત્ર માટે તૃષ્ણારૂપી ૪૦૦ ગાઉથી પણ વધારે લાંબા વિચારો કરે છે ને વચમાંથી કાળ આવીને ઉપાડી જાય છે ને ભગવાનને ભજતા નથી પણ ભગવાન સંભારીને પ્રતિલોભવૃત્તિએ કરીને વ્યવહાર કરે તો ભગવાન ભૂલાય નહિ માટે ભગવાન સંભારીને પોતાના સંકલ્પો મૂકી વ્યવહાર કરવો.

## રૂષીઓની સ્મૃતિ.

સર્વે ઋષીઓની સ્મૃતિ ભિન્ન ભિન્ન છે. કારણ કે **મુંડે મુંડે મતિઃ ભિન્ના** દરેક મનુષ્યની સમજણ જુદી જુદી હોય છે એટલે કોનું બોલેલું સાચું માનવું ને કોનું બોલેલું ખોટું માનવું. પછી બધા ઋષી-ઓ ભેગા થઈને વિચાર કર્યો કે નીચેની ચારે વાતો પ્રમાણે સર્વેએ ચાલવું:

૧. નીચે જોઇને ચાલવું—ખાડો કાંકરા અપવિત્ર વસ્તુ પગમાં ન આવે.

૨. ગાળીને જળ ને દુધ વાપરવું—ઝીણાં જંતુઓ તેમાં ન આવે.

૩. સત્ય બોલવું—સત્ય બોલવું પણ અસત્ય તો કોઇ પણ વખતે ન બોલવું છેવટે સત્ય ન બોલાય તો મૌન રહેવું ઉત્તમ છે.

૪. મન પવિત્ર રાખવું—ખોટા સંકલ્પો ન થવા દેવાને શાસ્ત્રમાં

કહ્યું છે કે "**महाजनो येन गतः सः पंथाः** મોટા પુરૂષો જે પ્રમાણે વરતીને કહી ગયા છે તે પ્રમાણે ચાલવું પણ પોતાના મનમાં આવે તે પ્રમાણે તો નજ ચાલવું– મન જેવું કોઇ પાત્ર નથી જો તે શુદ્ધ થાય તો તેના વડે કરીને પરમાત્માની ભક્તિ થાય છે. ને એજ મન જો પોતાના સ્વાધીનમાં રહેતો તેના વડે કરીને બંધન પણ થાય છે માટે મનને મોક્ષ અને બંધનનું કારણરૂપ કહ્યું છે. જેનું મન પવિત્ર છે તેને પરમાત્માની અલૌકીક શક્તિનું ભાન થતાં વધારે વિલંબ થતો નથી માટે એ મન ઉપર અંકુશ રાખી તેને મહાત્માની સેવામાં જ લગાડી દેવું કે આઘું પાછું કયાંય ખસે નહિ.

---




## મરણ કોઇને મુકે તેમ નથી.

કાળની આગળ કોઇનું બળ ચાલતું નથી, આયુષ્યની જે ઘડી જાય છે તે ઓછી થાય છે, ભાવીની ખબર કોઇને નથી. પુષ્કળ વૈભવવાળા, પુષ્કળ પૈસાવાળા, ને અનેક રાજ્ય સમૃદ્ધિવાળા મહાન બળવાન પુરૂષો પણ આખરે મૃત્યુને તાબે થયા છે. મૃત્યુ કોઇને મુકે તેમ નથી. વહેલું અગર મોડું સર્વેને કાળને સ્વાધીન થવું પડે છે. જગતના સર્વ પ્રાણીઓનો સંહાર મૃત્યું કરે છે હવે એ મૃત્યુથી બચવાને માટે આત્મ જ્ઞાનની જરૂર છે એ આત્મજ્ઞાન કયારે પ્રાપ્ત થાય કે હું કોણ છું ને કયાંથી આવ્યો છું અહીં કેટલો વખત મારે રોકાવાનું છે એનો વિચાર સદ્ગુરૂના શરણે રહી કરવાથી આત્મજ્ઞાન પ્રગટ થાય છે અને જન્મ મરણનો ફેરો મટી જાય છે, નહિ તો

અનંત પ્રકારના દુઃખો મરી ગયા પછી આ જીવને ભોગવવાનાં છે. આપણે માનીએ છીએ કે મરી ગયો એટલે છુટી ગયો એ માન્યતા તદ્દન ખોટી છે. તે વિષે બ્રહ્માનંદ સ્વામીએ કહ્યું છે કે.

"અલખપુરૂષ અવિનાશી, ભજ મન અલખ— ટેક
કર્મ કટે તારાં અનંત જનમનાં ફંદ મિટે ચોરાસી— ભ–૧
સગાં કુટંબી સુત ને દારા, માતા મામો મામી,
અંતે ભેળું કોઈએ ન આવે, અંતર દેખ તપાસી ભ–૨
ઘરમાં બેઠો ગાળ્યું બોલે, દેખી તીરથવાસી;
પર ધન હરે કરે નિત્ય કુબુદ્ધિ, પરનારીની હાંસી. ભ.
મારૂં મારૂં કરતો મૂરખ, મેલી ધન મરી જાસી;
બ્રહ્માનંદ કહે હરી સમરી લે, રસિક શ્યામ સુખરાશી ભ.
નારાયણ સુખકારી ભજી લેને નારાયણ— ટેક
સાધુજનની માન શિખામણ, વિષય વિકાર વિસારી— ભ.
માતપિતા ધન મંદિર મેડી, નહિ તારાં સુત નારી,
જમને દ્વાર એકલા જાવું, કરજે કરમ વિચારી. ભ.
રાજા રંક ગુણીજન પંડિત, ખેડુત ને વેપારી,
સગાં કુટંબી સહિત સૌને, લઈ જાવે જમ મારી. ભ.
ભરતખંડમાં દેહ મનુષ્યનો, મિલે ન વારંમવારી;
બ્રહ્માનંદ કે થાને સુખીઓ, સંત વચન ઉર ધારી. ભ.
પ્રગટ પ્રમાણ હરીને, ભજ મન પ્રગટ પ્રમાણ હરી— ટેક
કામ, ક્રોધ મદ, લોભ તજીને, દઢ ઉર ટેક ધરીને; ભ.
ગર્ભવાસનું સંકટ પ્રાણી, જાઈશમાં વિસરીને,
કુબુદ્ધિ કુડકપટ પરહરજે, ભરજે પાવ ડરીને. ભ.
માલ મલક સર્વે મેલીને, જાવું જરૂર મરીને,
જાઈશમાં જમરાને આગે, ગ્રઝો ભાર ભરીને. ભ.
ભવદુઃખ ટળે મીટે સર્વ ભ્રમણા, સંતનો સંગ કરીને,
બ્રહ્માનંદ કહે આવો અવસર, નહિ પામીશ ફરીને. ભ.

આ જગતમાં જે દૃષ્ટિગોચર થાય છે તે અવશ્ય નાશ પામવ'નું જ છે. જે જન્મે છે તે જવાનુંજ, માટે હે મૃગજળમાં ફસાએલા પામર પ્રાણીઓ ! તમારા હીત માટે મહાત્માઓ પોકારી પોકારીને કહે છે કે જાગો! જાગો!! અને પ્રભુની ભક્તિ કરી લ્યો! નહિ તો ફરી આ તક નહિ મળે.

## નોકરના પ્રકાર.

એક શ્રીમાને પોતાના મિત્રને કહ્યું કે મારે એક નોકર જોઇએ છીયે માટે તમારી નજરમાં કોઇ સારો માણસ હોય ને બે કામ તે કરે, ને એક કામ હું કરૂં એવી પ્રકૃતિના ઠરેલ માણસની જરૂર છે. પેલા મિત્રે પોતાની જાણમાં હતો તેવા માણસને ઉપલી શરતથી તે શ્રીમાનને ત્યાં ગોઠવ્યો. અસાડ મહિનાનો દીવસ હતો ને વરસાદ અતિ જોસથી પડવા માંડયો ત્યારે બંગલામાંથી શેઠે કહ્યું ભૈયાજી! શું વરસાદ આવે છે? ભૈયાજીએ ખાટલામાં સુતાં સુતાં હા પાડી. ત્યારે શેઠે ફરી પુછ્યું કે તમે કેમ જાણ્યું કે વરસાદ આવે છે? ભૈયાજીએ કહ્યું કે આંહીથી એક બીલાડી બીની થઈ ને ગઈ તે ઉપરથી હું કહું છું કે વરસાદ પડે છે. શેઠે કહ્યું કે ભૈયાજી! ડેલીના બાર રાત્રે હું મોડો આવવાથી ઉઘાડાં રહ્યાં છે માટે તે વાસી આવો? ત્યારે ભૈયાજી કકડી ઊઠયા શેઠજી! એ કામ તમારૂં છે! મારા ઠરાવ પ્રમાણે બે કામ મેં કર્યા છે અને આ ત્રીજું કામ તમારે કરવું જોઇએ? કારણ કે મારે તમારા મિત્ર સાથે ઠરાવ છે. શેઠે મનમાં વિચાર્યું કે આવો નોકર આપણા કામ આવે નહિ. પછી પ્રભાત થતાં પોતાના મિત્રને તેડાવી કહ્યું કે તમે નોકર આપ્યો પણ તે તો મિજાજીને કહ્યું કરે તેવો નથી માટે આપણે કહીએ તેટલું જ કરે એવો કોઈ સારો માણસ ગોતી આપો. પછી તેના મિત્રે બીજા માણસને નોકર તરીકે ગોઠવ્યો. એક વખતે શેઠને પરગામ જવાનું હતું ને પોતે ઘોડીપર બેઠા હતા ને વાંસે નોકર ચાલ્યો આવતો હતો, તેવામાં ઘોડી ઉપરથી શેઠનો દુશાલો રૂ. ૫૦૦) નો સાચો શરત

ચુકથી પડી ગયો તે આ નોકરે નજરે જોયો પણ લીધો નહિ. સાંજ પડતાં એક ધર્મશાળામાં શેઠ રાત રહ્યા ને જોય છે તો સાચો દુશાલો મળે નહિ, ત્યારે નોકરને પૂછ્યું મારો દુશાલો મળતો નથી તે ક્યાં છે ? નોકરે શેઠને કહ્યું તે તો રસ્તામાં પડયો હતો ? શેઠ કહે અરે મૂર્ખ ત્યારે તેં કેમ લીધો નહિ ? નોકરે કહ્યું શેઠજી આપણો શું ઠરાવ છે ? આપ કહો તેટલું મારે કરવું, ત્યારે આપની પરવાનગી વિના કેમ લેવાય ? શેઠ કહે મૂર્ખ એમાં તે પરવાની હોય ? લે હવે આજથી હું કહું છું કે ઘોડા ઉપરથી જે કાંઈ પડે તે તારે વગર પરવાનગીએ લઈ લેવું. શેઠે બીજો દુશાલો ખડીઆમાંથી કાઢી નોકરને જાળવવા આપ્યો ને પોતે રસ્તે પડયા. રસ્તામાં ઘોડાએ લીદ કરી તે રેશમી દુશાલામાં નોકરે અધર ઝીલી ગાંઠડી બાંધી સાથે લીધી. બીજે દિવસે પણ ધર્મશાળામાં રાત્રિ રહ્યા, ત્યાં નોકરે લીદની ગાંઠડી શેઠના પાસે મુકી. શેઠ કહે આ શું છે ? ત્યારે નોકરે કહ્યું ઘોડાની લીદ છે ! શેઠ કહે અરે મૂર્ખ એનું શું કામ છે ! ત્યારે નોકરે કહ્યું કે આપ શું બોલ્યા હતા કે ઘોડાપરથી જે પડે તે તારે વગર પરવાનગીએ લઇ લેવું, ત્યારે મારે જો નોકરી કરવી છે તો ધણીની આજ્ઞા માનવી કે નહિ ! શેઠ તો ચુપ થઇ ગયા. મુસાફરીથી ઘેર આવ્યા પછી વળી પોતાના મિત્રને તેડાવ્યો. મિત્ર આ નોકર પણ કાંઇ મને પસંદ નથી. હવે તો કોઇ એવો નોકર ગોતી આપો કે "એક કામમાં દશ કામ વગર કહે કરે !" પેલા મિત્રે તેવો નોકર રાખી આપ્યો. એક દીવસે શેઠની તબીયત જરા નરમ હશે તેથી નોકરને કહ્યું કે જા ડાકટરને તેડી લાવ ? નોકરે વિચાર કર્યો કે ડાકટરને બોલાવી જઇશ ને વખતે શેઠ ગુજરી જશે તો મારે બીજો આંટો થશે માટે કાઠીયું અને સગાંને પણ કહેતો આવું. એમ ધારી બજારમાંથી કાઠીયાનો તમામ સામાન લઇ સગાંને બોલાવી ડોકટર તેડી આવ્યો. શેઠે કહ્યું અરે આ શું લાવ્યો ? શેઠજી, આ કાઠીયું છે કેમકે વખતે તમારી તબીયત નરમ છે ને

મરણુને શરણ થાઓ તો મારે બીજી વખત બજારમાં દોડવું પડે એના માટે આગળથી તજવીજ કરતો આવ્યો છું. એટલામાં તો સગાં પણ રડતાં કુટતાં શેઠના દરવાજે આવી ઉભાં રહ્યાં. શેઠ આ બનાવ જોઈ નોકરની મુર્ખાઈપર હસવા લાગ્યા ને વિચાર કર્યો કે કોઇ નોકર આપણે કામનો જ નથી. હવેથી તો બધું કામ હાથેથી કરવું. કેમકે નોકરો તો કહીએ કંઇ ને કરે કંઈ અને તેથી કરીને આપણુને વખતે મોટી નુકશાનીમાં ઉતરવું પડે એના કરતાં હાથે કામ કરી લેવું એ ઉત્તમ છે. વળી આપણામાં પણ એક કહેવત છે કે "આપ મુવા વિના સ્વર્ગે જવાય નહિ." પોતાનું કામ તો હમેશાં પોતે જ કરવું જોઇએ કે જેથી મનનું ધારેલું કાર્ય સત્વર બની શકે.

## સુવાકયમાળા.

(૧) જે મનુષ્ય ભગવાનમાં પ્રેમ કરતો નથી તે વાંઝીઆ ઝાડ જેવો છે.

(૨) આપતકાળ આવે તોપણ ઉદ્વેગ ન થાય તેનું નામ શાન્તિ કહેવાય.

(૩) લાખ રૂપિઆની હવેલી કરાવીને ગીરો મુકી તેમાં શું માલ? એના કરતાં ન કરાવી હોત તો સારૂં.

(૪) સુખ ત્રણ વાતમાં છે.

(૧) ભગવાનની અખંડ સ્મૃતિ રાખવી.

(૨) સંતોનો સમાગમ (૬૪ લક્ષણોયુક્ત હોય તેવાનો)

(૩) સદ્‌વિચાર. (એક આત્મરૂપ થવા માટે તત્વજ્ઞાનના શબ્દરૂપી સદ્‌વિચાર. )

(૫) રસોઇ કરીને જમ્યા નહિ તો રસોઈ શા કામની?

(૬) એક રાજાને એક મહાત્માનો યોગ થયો ત્યારે રાજાએ મહાત્માને પ્રશ્ન પુછ્યો કે મારો મોક્ષ થાય એવો ઉપાય બતાવો. મહાત્માએ કહ્યું સવાશેર પ્રેમ વેચાતો લઇ આવો એટલે હું તમોને ઉપાય બતાવું. રાજાએ પોતાના શેહેરમાં સર્વે દુકાને તપાસ કરાવ્યો

પણ પ્રેમ કાંઇ મળ્યો નહિ પછી એક શેઠની દુકાને રાજા સ્વતઃ ગયા ત્યારે શેઠે કહ્યું રાજાજી પ્રેમ જોઇતો હોય તો રાજ્યનો ત્યાગ કરી મહાત્માનો યોગ કરી તેના ચરણમાં માથું મુકો ત્યારે જ પ્રેમ મળશે. રાજાને પોતાની ભૂલ જડી. તુરત મહાત્માને પાસે જઇ તેમને તન, મન ને ધનથી સેવા કરવા મંડયો, તેથી થોડા કાળમાં તેને આત્મજ્ઞાન પ્રગટ થયું ને પ્રભુના પદને પામ્યો. પ્રેમ વસ્તુ એવી છે કે તે ગાંધીને ત્યાં મળી શકતી નથી તેમ વાડીખેતરમાં ઉત્પન્ન થતી નથી. એ તો સદ્‌ગુરૂની કૃપાથી અંતઃકરણમાંથી પ્રગટ થાય છે ત્યારેજ પ્રભુ પ્રસન્ન થાય છે.

(૭) એકલું જ્ઞાન કહેવું ને સાંભળવું એ કાંઇ કઠણ નથી પણ એ ઘડી વૃત્તિને પાછી વાળીને ભગવાનનું ધ્યાન કરવું એ સૌથી કઠણ છે.

(૮) પૂર્વના પ્રારબ્ધ હોય તે પ્રમાણે આ સ્થુળદેહમાં ક્રીયા ન કરે તોપણ થયા જ કરે છે. જેમ કુંભારનો ચાકડો ફેરવે છે ને પછી મુકીદે તો પણ ફર્યા જ કરે છે.

(૯) જ્ઞાન થાય ત્યારે ત્રણ પ્રકારનું સુખ થાય છે. (૧) શાન્તિ થાય. (૨) સંશયગ્રંથી નિવૃત થાય. (૩) શુદ્ધ આત્મકારે વૃત્તિ થાય.

(૧૦) સ્ત્રીરૂપ માયા છે તેમાં જીવ પ્રાણી માત્ર જોડાણા છે તે ભવાટવીમાં ઘટમાળ માફક સંસાર ચક્રમાં ભમ્યા કરે છે.

(૧૧) ધનને સ્ત્રીથી આ જગત સુતરથી જેમ ફાળકો વિંટાયલો છે તેમ વિંટાએલું છે, ને તે બેથી જે વિરકત થાય તે બે ભુજાવાળો ભગવાન કહેવાય છે.

(૧૨) અક્કલ કપાળે રહે છે પણ તે કામ આવે ત્યારે અક્કલ નાશી જાય છે. લાજ આંખમાં રહે છે પણ લોભના આવવાથી તે નાશી જાય છે. પ્રીતિ હૃદયમાં રહે છે પણ ક્રોધ આવવાથી તેનો નાશ થઈ જાય છે. તેવી રીતે હિંમત નાભીમાં રહે છે પણ તાવ આવવાથી તે નાશી જાય છે.

(૧૩) નિચેની વાતમાં જે પુરૂષનું મન ઉછાળો ન મારે તે

એકાંતિક ભક્ત કહેવાય અને તે પુરૂષના ચર્ણની રજ દેવતાઓ માથે ચડાવે છે.

(૧) બાળક—ગોબરૂં, કાણું ભુત જેવું હોય તોપણ રમાડવામાં પ્રીતિ કરે છે.

(૨) સ્ત્રી—લાકડાની કે ચિત્રની કે પથ્થરની હોય તો પણ તેના ઉપર કુદૃષ્ટિ થાય તો સ્ત્રી માંસની જોઇને કેમ ન થાય ?

(૩) રાગ—શૃંગાર ઉત્પન્ન કરે તેવાં ગાયન બોલે તેથી ઠેકાણું રહે નહિ.

(૪) દર્પણ—કાચમાં વારંવાર જોવાથી મન સ્થિર રહે નહિ.

(૫) પરોણા—સગા તથા બીજા પરોણા આવે ત્યારે વૈભવ બતાવવાને મોટી મોટી વાતો કર્યા કરે.

(૬) હોળીના દીવસોમાં મન ઉછાળો ન મારે.

(૭) ધન—સો રૂપિએ સવાશેર દારૂનો કેફ તે કહેવત પ્રમાણે થાય.

(૮) માદક—ભારે પદાર્થ ખાવાથી ઇંદ્રિયો વિકળ થઈ જાય છે.

(૧૪) પ્રભુમાં પ્રીતિ થવાનાં ત્રણ કારણો છે.

(૧) હેત. (૨) હિંમત. (૩) આનંદ.

(૧૫) જે પુરૂષ કામનાથી મુક્ત થાય છે તે બ્રહ્મરૂપ થાય છે.

(૧૬) આ જગતમાં મનુષ્ય માટે વિદ્યા સમાન નેત્ર નથી, સત્ય સમાન તપ નથી, પ્રિતિ સમાન દુઃખ નથી ને ત્યાગ સમાન સુખ નથી.

(૧૭) પોતાને જે દુઃખ પડયું હોય તેનો વિચાર કરવો નહિ એજ તેનું ઔષધ છે.

(૧૮) મૌન રહેવાથી જ્ઞાનનું ફળ મળે છે.

(૧૯) ધર્મની ગતિ સુક્ષ્મ છે.

(૨૦) " ટાઢે ઉનું ન મળે, મળે તાએ તા;
સાંગો કહે સમજ્યા વિના, મરને મારે ધા.

(૨૧) મુર્ખ મનુષ્ય આત્મશ્લાઘા કરવાથી દીપતો નથી.

(૨૨) સુખ સહેજે અને દુઃખ દાખડે. સંતોષીને થોડું મળે તો આનંદમાં રહે. તૃષ્ણાવાળો મહેનત કરીને હેરાન થાય છે.

(૨૩) આ ત્રણ પ્રકારના માણસોની વાણી સાંભળવી પણ તેના ઉપર વિશ્વાસ કદી રાખવો નહિ.

(૧) દેવાળીઆની (રૂપિઆ લેવા જાય તો હા કહે પણ આપે નહિ.)

(૨) વ્યભિચારીની (મા અથવા બેન કહે પણ સ્ત્રીને ફસાવી બ્રહ્મચર્ય તોડાવે.)

(૩) અફીણીઓ—પ્રથમ ના પાડે પણ બધાથી બમણું ખાય.

(૨૪) દુનિયામાં બનતા સારા માઠા બનાવો મનમાં સમજી લેવા પણ કોઇને કહેવા નહિ. તો શાન્તિ રહેશે.

(૨૫) મનમાં જાણે મોજુ માણશું, હૈયામાં રહી ગઈ હામ;
વીવાહનું થયું બારમું, રામ બોલો ભાઇ રામ.

(૨૬) બહુ વેપાર વણજ્યા, દો નારી ભરથાર;
તે તો દુઃખ પામશે, કયા કરે કીરતાર.

(૨૭) દ્રવ્ય, માન ને સ્વાદ એ કરતાં પણ સ્ત્રીનું પાપ ભારે છે. દુર્વાસાને કદળી રોજ (૧૦૦) ગાળો દેતી તોપણ તેને પરણ્યા તે શાથી થયું કે યક્ષ સ્ત્રીઓ સાથે નગ્ન સ્વરૂપે સ્નાન કરતો હતો તે સ્નેહપૂર્વક જોવાથી કામ ઉત્પન્ન થયો માટે પરણવું પડ્યું, કારણકે તેમણે વચનનો લોપ કર્યો જે પ્રક્ષણ ન કરવું તે છતાં પણ આજ્ઞા વિરૂદ્ધ જોયું તેથી દુઃખ આવ્યું.

(૨૮) તુલસી પૂર્વસે પાપસે, હરી કથા ન સોહાય,
જેસે જ્વર કે જોરસેં, ભોજનકી રૂચી જાય.

(૨૯) લીંબડે તો લીંબોળીઓ જ થાય! જેવા સંકલ્પ તેવાં ફળ મળે છે.

(૩૦) હરી કે આગે કહાં દુરાઈ, મન અપનેકી બાત;
હરિ તો સબ જાનત હે, રોમ રોમકી બાત.

## શેઠની સમજણ.

શ્રાવણ માસમાં એક બ્રાહ્મણ એક ગામમાં કથા કરવાને આવ્યો હતો. આખા ગામમાં તેણે તપાસ કર્યો કે આશ્રય દેનાર કોણ છે? બેચાર દીવસ તો ગામની બહાર એક શિવાલયમાં ખાધાપીધા વિના પડયો રહ્યો, પછી એક ધનાઢય મનુષ્યે તેને પોતાની ઓસરીમાં બેસવાની પરવાનગી આપી. બ્રાહ્મણ બહુ રાજી થયો અને કથાની શરૂઆત કરી. બ્રાહ્મણના મનમાં એમ હતું કે પરમાત્માની કૃપાથી આશ્રય તો બહુ જ ભારી મળ્યો. મારા જેવો કોઇ ભાગ્યવાન નહિ, એમ મનમાં વિચાર કરવા લાગ્યો. બીજે દીવસે કથા શરૂ કરી. શેઠ લોભી ને કઠોર હૃદયનો હતો તે આ બ્રાહ્મણ બિચારો જાણતો નહોતો, તે કથા સાંભળે પણ ગુણ ગ્રહણ ન કરે ને પોતે એમ માની બેઠેલો કે કથા સાંભળે તો વૈરાગ્ય થવાથી ધંધો મુકી દેવાય! ને તેથી છોકરાંઓને દુઃખ પડે એવી તેની સમજણ હતી. એક દીવસ શેઠનો પુત્ર વર્ષ (૧૨) નો હતો તે કહે કે બાપા! હું કથા સાંભળવા જાઉં ત્યારે શેઠે ના પાડી ને કહ્યું કે પુરાણના શબ્દના ગોળા તારા કોમળ હૃદયમાં લાગે તો સંસાર છોડી દે માટે જઇશ નહિ. જુઓ જગતમાં આવી પણ સમજણવાળા શ્રીમાનો હોય છે. પણ જ્યારે કાળની સ્વારી આવી ચડશે ત્યારે વેપાર ધંધો કાંઈ પણ બની નહિ શકતાં લાખો રૂપિઆની મિલકત મુકી સિકંદરની પેઠે ખાલી હાથે પ્રભુના દરબારમાં જવું પડશે ત્યારે બધું કેમ મુકાશે! માટે સમજીને સત્સંગ કર્યો હોય તો તેનાં મીઠાં ફળો પ્રાપ્ત થાય છે.

## દુઃખમાંથી કોણ તરે.

જે પુરૂષો પારકી લક્ષ્મી જોઇને સંતાપ કરતા નથી અને વિષયોથી દુર રહે છે, જેઓનાં કાર્યો દંભ રહીત હોય છે અને જેના ધનનો સત્ય કાર્યમાં ઉપયોગ થાય છે, જે પોતાના ક્રોધને દાબી દેય છે ને ક્રોધ પામેલા બીજા પુરૂષને શાન્ત કરે છે, અને કોઇ પ્રાણીઓ ઉપર ક્રોધ કરતા નથી તે પુરૂષો દુસ્તર દુઃખોને તરી જાય છે.

દુનિઆમાં મનુષ્યો માટે ચાર પ્રકારની ઔષધી છે તેમ મોક્ષને માટે પણ ઔષધી છે.

## ચાર પ્રકારની ઔષધી.

(૧) વર્ણહારીણી—ઘાની પીડા મટી જાય.
(૨) સંધિની—સાંધ્યા તૂટયા હોય તો મળી જાય.
(૩) વિશ્યકરણી—બાણ પેઠેલાં હોય તો નિકળી જાય.
(૪) સંજીવીની—મરી ગયેલો જીવતો થાય.

તેમ મોક્ષને માટે નીચે પ્રમાણે ચાર ઔષધી.

૧. જ્ઞાન (વર્ણહારિની) આત્માને ભગવાન સાથે સાંધો થાય છે.
૨. ધર્મ–(સંધિની) અનીતિરૂપી ખાડા પડયા હોય તે નીતિએ વર્તવા માંડયાથી ઘા રૂઝાય છે.
૩. વૈરાગ્ય (વિશ્યકરણી) વિષયરૂપી શલ્યના બાણ લાગ્યાં હોય તે નિકળી જાય.
૪. ભક્તિ–(સંજીવીની) જન્મ મરણ થકી રહીત થાય.

## કારાગ્રહ.

આ સંસાર છે તે જેલખાનું (કારાગ્રહ) છે તેમાં જેને જેટલો ગુન્હો હોય તે પ્રમાણે સજા થાય છે. તે પ્રમાણે આ દેહ છે તેમાં આયુષ્ય પ્રમાણે (ટીપ) સજા સમજવી. વળી તેમાં સતપુરૂષનો યોગ થાય તો ક્રિયમાણને સંચીત કર્મ બળી જાય ને પ્રારબ્ધ ભોગવી લીધું છે એટલે આ દેહ મુકયા પછી તેને જન્મમરણ ભોગવવું પડતું નથી ને છેલ્લો જન્મ થઈ જાય છે.

## પોપટ અને ગરૂડજી.

એક પોપટને અને ગરૂડજીને ભાઇબંધી હતી. એક વખતે તેઓ બંન્ને બેઠા બેઠા વાતો કરતા હતા ત્યાંથી યમ રાજા નિકળ્યા તેઓ પોપટને જોઇને હસવા લાગ્યા કે આ પોપટનું મોત લોકાલોક પર્વતની ટોચની ગુફામાં છે ને એક મુર્હુત આયુષ્ય બાકી છે. એમ વિચારીને હસવું આવેલું. પછી પોપટે ગરૂડજીને વાત કરી કે

યમરાજા હસ્યા તેથી મારૂં મોત આવ્યું તેથી તમે મને બચાવો. ગરૂડજી પોતાના ભાઇબંધ પોપટને લોકાલોક પર્વતની ગુફામાં મુકી આવ્યા ને ભગવાન પાસે જઇને પોપટના પ્રાણ બચાવવાને માટે પ્રાર્થના કરવા લાગ્યા. એટલે ભગવાનને યમરાજાના દરબારમાં આવ્યા તો પોપટનો આત્મા ત્યાં આવી ગયેલો હતો તે જોઈ ભગવાન ગરૂડજીને કહેવા લાગ્યા કે આયુષ્ય પુરૂં થયું કે ક્ષણ પણ કોઈ રોકી શકતું નથી માટે હે ગરૂડજી પોપટના સ્નેહનું વિસ્મરણ કરો. એમ કહી ભગવાન વૈકુંઠમાં ગરૂડજીને લઇને ગયા. ગરૂજી પણ મનમાં સમજી ગયા કે "તૂટીની બુટી નથી".





## ફુલછાબ દસમી.

### સમજણ વિના સુખ આવે નહિ.

પૂર્વે ગ્વાલીયર દેશમાં દુઝણાં નહોતાં તેથી આ દેશના કોઈ રાજાએ ત્યાં બેચાર ગાય મોકલી પણ કોઇને દોતાં આવડે નહિ એટલે ગાય ખખળે એટલે આંચળ નિચે બોઘણું મેલી વાછડું છોડી મુકતા એટલે વાછડું બધું દુધ ધાવી જાય ને ગૌમુત્રથી બોઘણું ભરાઈ જાય તેને ગાળીને પીવા માંડયા પણ ખારૂં લાગવા માંડ્યું એટલે આ દેશના રાજા ઉપર કાગળ લખ્યો કે દુધ તો સારૂં છે પણ જરા ખારૂં છે. પછી તે રાજાએ દોવાની યુક્તિ ગોવાળ મોકલી શીખવી ત્યારે દુધનો ખરો સ્વાદ આવ્યો તે પ્રમાણે આપણે પણ મહિમા જાણ્યા વિના સત્સંગનું ખરૂં સુખ લઇ શકતા નથી અને

માયારૂપી કાદવમાં દેડકાની સમાન આનંદ માની રહ્યા છીએ પણ જ્યારે કોઇ ખરા સદ્‌પુરૂષના દર્શન થાય, તેની આપણા માથે કૃપા થાય ત્યારે જ સત્સંગનું ખરૂં સુખ જાણી શકીએ ત્યાંસુધી તેનું ખરૂં સુખ જાણવામાં આવતું નથી.

## એક મીયાંની માનતા.

એક મીયાં હતો. તેનો છોકરો માંદો થયો ત્યારે તેણે બાધા રાખી કે મારો છોકરો સાજો થાય તો રૂ. ૧૦૦) અલ્લાને ભેટ કરીશ. થોડા દિવસ ગયા એટલે છોકરો પ્રભુકૃપાથી સારો થયો એટલે મીયાં-ભાઇનું ચિત્ત બદલાઇ ગયું ને બોલ્યો કે, “ સોકા કીયા સાઠ, આધા ગયા નાઠ એટલે ૩૦ રહ્યા. દસ દેયંગે, દસ દીલવાયેંગે ને દશમેં લેના કયા ને દેના કયા એમ થાય છે. માટે ધર્મનું કામ તત્કાળ કરવું ને વ્યવહારનું કામ વિચારીને કરવું. ધર્મનું કામ છે તે આત્માની શુદ્ધિ માટે છે ને પૈસા ખરચવા તે તો ઉદાર હોય તે ખરચી શકે તેમાં નવાઇ નથી. માટે આત્મારૂપ થઈ ભગવાનની ભક્તિ કરવી અધિક છે. પણ આ મીયાંની પેઠે પરમેશ્વરને છેતરવા નહિ. તે તો અંતરયામી છે ને રજ રજની જાણે છે. માટે તેનાથી દગો રમનારનું આ લોકમાં તો શું પણ ચૌદ લોકમાં કયાંઇ પણ શ્રેય થતું નથી.

## વિવિધ પવિત્ર વાણી.

ઢોરોનો રખવાળ ગોવાળ હોય છે તે વગડામાં ઢોરને છૂટાં છૂટાં ચરવા દે પણ ભેગાં થવા દે નહી. તેમ કાળરૂપી ગોવાળ છે તે દરેકને છુટાં છુટાં કરી નાંખે છે શા માટે કે વૈરાગ્ય થાય પણ મોહ છે તેથી દુઃખ જનાવરની માફક સહન કરે છે પણ ભજન કરતા નથી તેથી દુઃખ મટતું નથી.

× × ×

માળી જેમ બાગમાં ઝાડનું રક્ષણ કરે છે ને ફુલ તોડી લે છે અથવા જે ઝાડ વધી જાય છે તેને કાપી સરખાં કરે છે તેમ કામ રૂપી માળીછે તે દુનિઆના માણસોનો નાશ કરે છે પણ મોહ છે

તેથી મરણુની બીક જરાપણ નથી પણ જો સંતસમાગમ કરે તો જ્ઞાન થાય ને પછી વૈરાગ્ય થાય પણ ધન ભેગું. કરવાનો તાન છે તેથી સંત સમાગમ થતો નથી.

× × ×

ગરીબના બેલી પરમેશ્વર એ જુની કહેવત છે તે ખરેખરી છે. ભગવાનને ગરીબ ભક્ત બહુજ વહાલોછે કારણ કે તેને કોઇપણ જાતનું અભિમાન હોતું નથી એટલે જેનામાં અભિમાન ના હોય તેને ભગવાન વહેલા વશ થઇ જાય છે. જુઓને દુર્યોધનના મેવા મુકી વિદુરજીની ભાજી આરોગી ભગવાન રાજી થયા માટે આપણે કોઇપણ પ્રકારનું અભિમાન ન રાખવું કારણ કે અભિમાન રાજા રાવણનું રહ્યું નહિ તો આપણે શું ગણુતરીમાં.

× × ×

એક પાટીદાર ને વાણીઓ ભક્ત સારા હતા પણ દ્વેષ ભાવે કરીને એક બીજાને મારવાને માટે રૂ. ૧૦૦) ની માનતાઓ રાખી હતી. છેવટે વાણીએ પાટીદારને મારી નાંખ્યો ને પોતે પણ ફાંસીએ ગયો માટે એક દોષથી પણ દુનિઆમાં મોટામાં મોટું દુઃખ આવી પડે છે.

× × ×

બાળક ન્હાનું હોય ને રડતું હોય ત્યારે તેના મોઢામાં આપણે અંગુઠો આપીએ તે ધાવીને રાજી થાય છે, ને તુર્ત છાનું રહે છે. પણ તેને સમજણુ નથી કે મારા મોઢાની લાળ છે તે અંગુઠાને અડે છે તે હું ચાટું છું. તે તો દૃષ્ટાંત છે પણ સિદ્ધાંત એમ સમજવો કે દરેક માણુસ પાપ ને પુણ્યનું ફળ ભોગવે છે. પુણ્યનું ફળ સુખ છે ને પાપનું ફળ દુઃખ છે પણ મુર્ખ એમ નથી સમજતો. મારા પુણ્યનું ફળ છે તેનું આ સુખ ભોગવું છું ને જ્યારે દુઃખ પડે ત્યારે શોક કરે છે પણ એમ જાણુતો નથી કે આ મારા પાપનું ફળ છે.

× × ×

બાગ હોય તેમાં ફળ ફુલવાળાં ઝાડોને સાચવવા કાંટાની વાડ કરે છે તેમ સત્પુરૂષોનો સમાગમ કરવા જતાં દુર્જનો નડે છે, તો તે કેવી રીતે નડે છે તો તે એમ કહે છે કે આપણે સંસારી છીએ. આપણાથી ભજન ન બની શકે એ તો ત્યાગીઓનું કામ છે. આપણે એમ કરીએ તો વ્યવહાર અટકી પડે વિગેરે. લોકમાં મળતું રાખીએ ત્યારે આપણી લાજ રહે. નહિ તો લોકો આપણને ગાંડા જેવા કહે માટે દુર્જન મનુષ્યના મુખની વાણી ન સાંભળવી.

× × ×

લક્ષ્મીજીએ ભગવાનને કહ્યું કે તમને અર્પણ કરૂં એવી દુનિયામાં કઇ ચીજ છે, સર્વ નાશવંત વસ્તુઓ છે ને વિકારવાળી છે અને દુનિયામાં પણ જે માણસો સુખ જે પદાર્થો વડે ભોગવે છે તે તમારે ત્યાંથી આવ્યું છે માટે હું આપને આ મારો દેહ અર્પણ કરૂં છું કારણકે આ દેહ મારો છે તેવડે બે હાથ જોડું છું ને મસ્તક નમાવું છું માટે મારા ઉપર પ્રસન્ન થાઓ.

× × ×

## બંધુ પ્રેમ.

લક્ષ્મણે ભાઇના પ્રેમને સ્ત્રીના પ્રેમથી વિશેષ ગણ્યો તેથી ઉર્મિલાને છોડીને ચૌદ વર્ષ મોટા ભાઇની સાથે વનવાસ ભોગવ્યો અને રામની આજ્ઞામાં રહી દાસત્વ કીધું. વનવાસમાં એક વખત નિદ્રામાં અજાણતાં સીતાનો સ્પર્શ થયો હતો તે માટે બાર વર્ષ નિરાહાર રહ્યા એ તેનામાં નિષ્કામી વ્રત નામનો મહાન સદ્‌ગુણ હતો. તેનામાં રણશૌર્ય, બાણ યોજવાની કળા ને સહાસિક વૃતિ એ ક્ષત્રિનાં ભૂષણ હતાં. એનો જાતી સ્વભાવ ઉગ્ર, ઉછૃંખળ ને ક્રોધી હતો તે પ્રસંગે પ્રસંગે બહાર દેખાઈ આવતો હતો, પણ તેને બંધુના વચન અંકુશે એક પણ અઘટિત કર્મ કર્યું નથી. ભરત જેને રાજ્ય અપાવવાને દશરથનું તથા કુટુંબનું મન દુખવ્યું ને રામને વનવાસ કરાવ્યો તેણે રાજ્યનો લોભ નહિ રાખતાં રામ પાછા આવતાં સુધી

યોગપણે કંદમૂળ ખાઇ રામની પાદુકાની સેવા કર્યા કીધી એની બંધુતા ને કુલીનતાનો વિવેક ખરેખર સ્તુતિપાત્ર છે. પોતાના વડીલ બંધુના સ્નેહને વશ થઇ પોતાની માતાનો સદાને માટે ત્યાગ કર્યો હતો. ધન્ય છે તેમની ભક્તિ અને ભાતૃભાવને.

## દેહનો નિરધાર નથી.

### દોહરો.

મગન થઈશ નહિ માનવી, દેહનો નહિ નિરધાર.
પરપોટો પાણી તણો, ફુટતાં કેટલી વાર.

## લેણા દેવી.

એક વખતે એક ઝુંપડીના પાળીઆમાં એક દેવીએ આશ્રય કીધો હતો. તેનો એક નાસ્તિક માણસના કહેવાથી ગામના તમામ લોકોએ દેવીને સ્થાનક છોડાવવા માટે પાણાનો માર માર્યો. દેવી મનમાં સમજી ગઈ કે આ વખતે હું મારા સ્થાનક પાળીઆમાં રહીશ તો નક્કી હેરાન થઇશ માટે તે ત્યાંથી પોતાનું રહેઠાણ છોડી પડખે એક લીંબડાના થડમાં ગઈ. તે ગામમાં એક દેવીનો અનન્ય ભક્ત હતો તેને પણ પથ્થરના ઘા કરવાનો હુકમ થતાં તે મનમાં વિચાર કરવા લાગ્યો કે સૌની હારે હારે ઘા કરવો જોઇએ પણ મારે દેવીના સ્થાનકે ઘા નહિ કરતાં પેલા લીંબડાના થડને વાગે તેમ ઘા કરવો એટલે વાંધો નહિ આવે ને લોકો મારો અપરાધ પણ નહિ ગણે. એમ જાણી તેને લીંબડાના થડ ઉપર ઘા કર્યો અને તે દેવીને જ લાગ્યો કારણકે દેવીએ પોતાનું સ્થાનક લીંબડાના થડમાં કર્યું હતું. એટલે દેવી પોતાના ભક્ત ઉપર જ કોપાયમાન થઈ. અરે મૂર્ખ ? તારાજ ઘાથી મને નુકશાન થયું છે. બીજાના ઘાથી મને કાંઈ હરકત આવી નથી. માટે જા તારૂં અનિષ્ટ થશે. એવો દેવીએ તે ભક્તને શ્રાપ આપ્યો. ત્યારે ભક્ત કહે હે માતુશ્રી મેં એમ ધાર્યું કે તમે પાળીઆમાં બિરાજમાન હશો એમ ધારી મેં લીંબડાના વૃક્ષ નિચે ઘા કર્યો તે આપને જ વાગ્યો ત્યાં કોઇનો દોષ નથી

મારાં નસીબનો જ વાંક છે. ભલે ચોસઠ દેવીઓ સહાય કરે પણ જો પાંસઠમી લેણાદેવી ન હોય તો આવી રીતે થાય. તેમાં હું કોનો દોષ કાઢું મારા કર્મનો જ દોષ છે કે આપના સાથે મહારી લેણા દેવી નથી એટલે આખા ગામના દુશ્મનોને મુકી આપે મને જ કે જે હું તમારો ભક્ત છું તેને જ શ્રાપ દીધો. ખેર કોઈ વખત ભલું કરતાં આવી રીતે ભુંડું થાય છે.

## એક ખેડુતની વાસના.

એક ખેડુતનું બાજરાનું એક ખેતર પાકયું હતું. તેમાં પક્ષીઓ ન આવે તેટલા માટે તે ખેડુત રાત્રિદિવસ તેનું રખોપું કરતો હતો. ત્યાંથી એક વખત નારદજી નિકળ્યા. તે વખતે ખેડુતના મનમાં આવ્યું કે નવો દાણો છે માટે આ મહાત્માને થોડોક પોંક ખવરાવું તો ઠીક. એમ ધારી મહાત્માને આજીજી કરી રોકયા ને બાજરાનો પોંક પાડી ખવરાવ્યો. નારદજી તેના શુદ્ધ ભાવથી અતિ પ્રસન્ન થયા. પરન્તુ આ ખેડુતને વાસના એટલી બધી હતી કે નારદજી પાસે મરણ વખતે મહારા છોકરાને ત્યાં બળદરૂપે અવતાર દેવાની ઇચ્છા જણાવી. નારદજી તથાસ્તુ કહી ચાલતા થયા. કેટલાક દીવસે તે ખેડુતના દેહનો અંત આવ્યો ને મરીને પોતાના પુત્રને ત્યાં બળદરૂપે અવતર્યો. ચૈત્ર વૈશાખનો દીવસ છે ને એક તરફ બળદ તથા બીજી તરફ બળદરૂપે પોતાના પીતાશ્રીને જોડી આ ખેડુતનો છોકરો ખેતર ખેડી રહ્યો છે ત્યાંથી નારદજી નિકળ્યા ત્યારે નારદજીને દયા આવી ને પૂર્વના જન્મની ઓળખાણ દીધી ને કહ્યું કે તેં મને પોંક ખવરાવ્યો તેનો બદલો ફરીને પણ હું તને આપું છું માટે માગ તારી મરજી પડે તે હું આપવા તૈયાર છું. ખેડુત બોલ્યો મહારાજ મહારા દીકરાને એકજ બળદ છે ને જો તમે મને બીજે ઠેકાણે લઈ જાઓ તો ખેડ તૂટી પડે ને બિચારો હેરાન થાય. માટે જો મને ફરીને અવતાર આપો તો મહારાજ છોકરાના ઘરમાં સર્પનો અવતાર આપજો કે તેની સર્વ ચીજોની સંભાળગત રાખું

નારદના વચનથી તેમ થયું ને ઘરમાં સર્પરૂપે રહેવા લાગ્યો, ઘરમાં ફુફાટા મારે ને કોઈ ચીજ કોઇને લેવા દે નહિ પેલા છોકરાને જાણ થતાં પકડી એક વાડમાં નાંખી દીધો ત્યાં હજારો કીડીઓના ચટકાની વેદનાથી અતિ દુઃખી થવા લાગ્યો ત્યારે તેની વાસના તદ્દન છુટી ગઇ. ત્યાં નારદજી પધાર્યા ને દર્શન થયાં બાજરાના પોંકના પ્રતાપે તે ખેડુત નિરવાસનિક થતાં તેને વૈકુંઠમાં લઇ ગયા. જુઓ વાસના કેવી બળવત્તર છે. મહાત્માની એક પોંકની સેવા આ ખેડુતને કેટલી કામમાં આવી. બે જન્મ ધરાવી વાસના નિરલેપ કરાવી છેવટ વૈકુંઠનો વાસી બનાવ્યો માટે મહાત્માની કરેલી સેવા કદી અફળ જતી નથી એ નિર્વિવાદ છે.

## બે રાજકુંવરની વાત.

એક રાજાને બે રાજકુંવરો હતા. એક વખતે રાજા ઉપર કોઇ બીજા રાજાએ ચડાઇ કરી ત્યારે તેની સામે લડવાને માટે તે રાજાએ પોતાના બન્ને પુત્રોને હુકમ કર્યો. પુત્ર પીતાની આજ્ઞા થતાં દુશ્મનોની સાથે પૂર્ણ ઉત્સાહથી લડયા ને દુશ્મનોને ગામ બહાર કાઢી મુક્યા ને પછી બન્ને પુત્રો હાથમાં ખુલ્લી તરવાર લઈ પીતાશ્રીની પાસે આવ્યા. એક પુત્ર પીતાશ્રીને પગે લાગી પૃથ્વી ઉપર પડી ગયો અને બીજો પુત્ર પગે લાગ્યા વિના પૃથ્વી પર પડી પ્રાણ છોડી ગયો. તેથી રાજાને શંકા થઈ કે એક પુત્ર મને મરતી વખતે પ્રણામ કરી પ્રાણ છોડી ગયો ને બીજો પુત્ર પ્રણામ કર્યા વિના પ્રાણ છોડી ગયો તેનું શું કારણ હશે? કાંઈ ભયંકર ભેદ હોવો જોઇએ. તુરત રાજા રાણીવાસમાં ગયો ને રાણીને સમજાવી કહેવા લાગ્યો હે રાણી આજ તું સાચે સાચું કહે? આનું શું કારણ? રાણી કહે હે રાજા હું પવિત્ર છું, તમે લેશ માત્ર શંકા કરો નહિ. જે પુત્ર તમને પ્રણામ કર્યા વિના મરી ગયો તે પુત્રે એક વખતે દાસીના દુધનું પાન કરેલું વાંસેથી મને ખબર પડતાં બધું દુધ તેના પેટમાંથી કાઢી નાંખેલું, પણ એક ફોરો છેવટ રહી ગયો હશે તેના પ્રતાપે આવું પરીણામ

આવ્યું છે, બીજો કાંઇ તફાવત નથી એમ ધાવણથી પણ એક માબાપના પુત્રો પર કેવી ભયંકર અસર થાય છે તો પછી જગતમાં અનેક પ્રકારના બનાવો બને છે ત્યાં પુછવું શું!

**પોતાના લાભને માટે અન્યનો જીવ લેવો એ મહા પાપ છે.**

એક બાદશાહને એક ભયંકર રોગ લાગુ પડવાથી કેટલાક યુનાની હકીમોએ નિર્ણય કર્યો કે અમુક પ્રકારના માણસના પીત વિના અન્ય કોઇ ઇલાજ નથી. બાદશાહે એ પ્રકારનો માણસ શોધી કાઢવાને આજ્ઞા કરી. સેવકોને એક ખેડુતનો છોકરો એ પ્રકારનો જણાતાં તેને શોધી કાઢ્યો. બાદશાહે તે છોકરાના પીતાને બોલાવી પુષ્કળ ધન આપી રાજી કર્યો. કાજી સાહેબે પણ ઇન્સાફ આપ્યો કે બાદશાહની બિમારી માટે એક રૈયતનું ખૂન ન્યાય સંગત છે. પછી જ્યારે જલ્લાદે તેને મારવાની તૈયારી કરી ત્યારે તે છોકરો આકાશ તરફ જોઇને હસ્યો. બાદશાહે તેને આવી અવસ્થામાં હસવાનું કારણ પૂછ્યું? તેને જવાબ આપ્યો. "મારાં માબાપ મને બહુ લાડ લડાવતાં અને હું પણ તેમના ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખી ભયરહિત તથા આનંદમાં રહેતો, વળી લોકોના મોઢે રોજ એવું સાંભળ્યા કરતો કે આપણા બાદશાહ તો રૈયતને માબાપ કરતાં પણ વધારે ચ્હાય છે, અને પોતે પંડે તો કોઇને કોડીનું પણ નુકશાન કરતા નથી, પણ પોતાનો કોઇ અમલદાર કે બીજો માણસ જરાપણ કનડે નહિ એવી કાળજી રાખે છે, તથા રોગથી અથવા બીજા કારણથી કોઇપણ માણસ દુઃખી થતું હોય તો તેને સર્વ પ્રકારની સહાય તથા આશ્રય આપે છે. આવું સાંભળી હું મારા મનમાં રાજી થતો, પણ જ્યારે રાજાએ મારો જીવ લેવાનો ઘાતકી વિચાર કીધો ત્યારે મારા મનમાં થયું કે રાજાની ખોટી કીર્તિ જગતમાં ફેલાણી છે માટે મને હસવું આવે છે. રાજાએ આ બાળકના વચનો સાંભળી પોતાનો વિચાર ફેરવી નાંખ્યો, અને પોતાના લાભને માટે અન્યનો જીવ લેવો એ મહા પાપ છે એવું તેને જ્ઞાન થયું.

## નટની માયા.

એક નટ એક રાજા પાસે આવી કહેવા લાગ્યો. કે આ મ્હારી સ્ત્રીને આપ સાચવી રાખશો. હું આકાશમાં ચડી દેવતાઓ સામુ યુદ્ધ કરૂં છું. રાજાને તેના કહેવા ઉપર વિશ્વાસ આવતાં હા પાડી. એટલે નટ તુર્ત આકાશમાં સર્વના દેખતાં ચડ્યો થોડીવારમાં તેના પગ, હાથને માથું આકાશમાંથી નિચે પડયાં એટલે સ્ત્રી રોવા લાગી ને તેના ધણીની વાંસે સતી થઇ ને બળી ગઇ. થોડીવારમાં નટ રાજા પાસે આવી પોતાની સ્ત્રીની માંગણી કરવા લાગ્યો. રાજાએ કહ્યું કે તારી સ્ત્રી તો સતી થઇ બળી ગઇ તે હું ક્યાંથી લાવી આપું? નટ કહે રાજાજી એમ બોલે ચાલે તેમ નથી. મેં આપને મારી સ્ત્રી સોંપેલી છે માટે ગમે તેમ કરો. રાજાએ છેવટે અમુક રકમ આપી તેનું સમાધાન કર્યું. જુઓ નટની માયા! જ્યારે તે પણ આપણે જાણી શકતા નથી તો પછી મહાત્માઓની શક્તિને તો ક્યાંથી જાણી શકીએ? એ શકિત તો મનુષ્ય કદી પણ જાણી શકતો જ નથી. એ તો જ્યારે સદ્‌ગુરૂની કૃપા થાય ત્યારે દેવીશકિત જણાય છે.

## પાણીના એક ટીપાની પણ ખરે વખતે કીંમત છે.

જ્યારે મહમદ ગીજની રણને રસ્તે પોતાના દેશમાં જતો હતો ત્યારે તેને પાણી વિના જે જે સંકટો પડયાં છે તેનું વર્ણન થઇ શકતું નથી.

તેણે પાણી વિના કેટલાક ઉંટોને મારી તેના પેટમાંથી પાણીની કોથળીઓ કાઢી કેટલાક મનુષ્યોના જીવ બચાવ્યા હતા. તે વખતે એક ભરવાડ પોતાના દીકરાના ભયંકર મંદવાડ વખતે એક પાણીનું પુંમડું ભરીને બેઠો હતો તે વખતે તેની પાસે એક જ પાણીનું પુમડું હતું તેનો દીકરો પાણી પાણી પોકારી રહ્યો હતો ત્યાં જંગલમાંથી અનાયાસે તે પાણીની ઇચ્છા રાખી એક રાજા મરવાની અણી ઉપર આવી રહેલો હોઇ ભરવાડ પાસે તે પાણીનું પુંમડું માગવા લાગ્યો ને કહેવા લાગ્યો કે તું આવે વખતે મારો જીવ બચવીશ તો તેનો બદલો હું તને અવશ્ય આપીશ. ભરવાડ ધર્મસંકટમાં આવી પડ્યો!

એક પુમડું પાણી જો રાજાને આપે તો પુત્રનો જીવ જાય ને પુત્રને આપે તો રાજાના પ્રાણ જાય એવી સ્થિતિમાં આવી ગયો હતો પણ તેને તે વખતે વિચાર કર્યો કે મારો પુત્ર કદાપિ પાણી વિના મરશે તો ચાલશે, પણ આ લાખોનો પાલણહાર રાજા મરશે તો બહુજ અન્યાય થશે એમ ધારી પુત્રને જતો કરી તે રાજાને પાણીનું પુમડું આપી રાજાનો જીવ બચાવ્યો ને પુત્રને મરવા દીધો. બાદશાહે છેવટે તે ભરવાડને બે ગામ આપ્યાં પણ ધન્ય છે એ ભરવાડને કે જેને પોતાના પુત્રને મરણ વખતે મદદ નહિ કરતાં રાજાનો જીવ બચાવ્યો! દુનિયામાં આવા પણ માણસો જોવામાં આવે છે કે પોતાને નુકશાન થતું હોય તો તે થવા દઈ અન્યનું હીત કરે છે.

દાણા વાવ્યા વિના અનાજ નિપજતું નથી. સુગંધ માત્ર અગરબત્તીમાંથી એની મેળે નિકળતી નથી પણ જ્યારે અગરબતીને સળગાવીએ ત્યારે જ સુવાસ નિકળે છે ને તેમાંથી અંબરની બેહેક આવે છે. જો તમે મોટાઇ મેળવવા ઇચ્છતા હો તો તન, મન ને ધનથી ખુબ ઉદારતા બતાવો; કારણકે વાવ્યા સિવાય અનાજ પેદા થઇ શકતું નથી.

## એકલશૃંગી રૂષી.

એકલશૃંગી રૂષી મુળથી જંગલમાં એકલા જ રહેતા હતા અને તેને જગતનો કાંઇ પણ સબંધ નહોતો તેમ સ્ત્રી ને પુરૂષનો તેને ભેદ નહોતો, એક વખતે દેવતાની ઈર્ષાથી તેના તપને ભંગ કરવાને માટે એક ગુણીકાને ત્યાં મોકલવામાં આવી. ગુણીકાએ શરૂઆતમાં સુંદર પોષાક પહેરી એકલશૃંગી રૂષી પાસે આવી. રૂષી તો ધ્યાનમાં મગ્ન હતા. જ્યારે બાર વાગે કડવાં ફળોનું પ્રાસન કરવા જાગૃત થયા ત્યારે પેલી ગુણીકાએ તેને પ્રથમ સુંદર ફળો ચખાડયાં તેથી તેને પ્રથમ રસાસ્વાદ જાગૃત થયો, એટલે બીજે દીવસે દુધમાં કેસર નાંખેલા પેંડા લાવી તેને ખવરાવ્યા તેથી તેની મિષ્ટ ભોજન ઉપર વૃત્તિ થઈ. બીજે દીવસે એકલશૃંગીના પીતા પોતાના પુત્રની ખબર કાઢવા આવતાં તેને સુંદર ફળોનું વર્ણન કર્યું. આથી પીતાજી મનમાં

સમજ્યા કે રખેને મારા પુત્રનું કોઇ તપ ભંગ કરે છે. તેને તુર્ત મીઠાં ફળોની નિંદા કરવા માંડી. પુત્ર! મિઠાં ફળોમાં કાંઇપણ માલ નથી. એટલું કહી પીતા પોતાના સ્થાનકે ગયા ત્યાં પેલી ગુણીકા આવી તેને મીઠાં ફળો ચખાડવા લાગી. ત્યારે એકલશૃંગીએ કહ્યું કે આવાં ફળો ક્યાં થતાં હશે? તેણે ઉત્તર આપ્યો કે તમે અમારા આશ્રમમાં આવો તો હમેશાં મિષ્ટ ભોજન ખાવા મળશે. રસાસ્વાદની ખોટી લાલચે હજારો વર્ષની તપશ્ચર્યા છોડી રૂપી વેશ્યાના આશ્રમે ગયા ત્યાં તેના હાવભાવમાં લપટાઇ ગયા ને હજારો વર્ષનું તપ સ્હેજ સમાગમથી ગુમાવ્યું. માટે વિષય એવા જબરા છે કે તેને લગારેક પેશવા દઈએ તો તે કેટલું નુકશાન કરે છે તે કહી શકાતું નથી માટે તપેશ્વરીઓએ વિષયથી છેટા રહેવાને શાસ્ત્રમાં કહ્યું છે તે સત્ય છે.

## ફુલછાબ અગીયારમી.

### નિઃસાર સંસાર.

#### દોહરો.

સંસારે સઘળું દીસે કાચા રંગ સમાન;
વધુ સુખ તે તો વધુ ચપળ, વિદ્યુત્ તેજ પ્રમાણ.

#### હરિગીત છંદ.

ઉદ્યોગ યોગે અવનિમાં સૌ સુખ સઘળાં થાય છે,
પુરૂષાર્થ ચારે પામવાને યોગ્ય એથી થવાય છે;
સુનીતિ રીતિ પવિત્રતા થકી તે રૂડાં ઓપાય છે,
કુનીતિ રીતિ અધમતાથી દુષ્ટ જન રોળાય છે.

#### સંસારનું ઢાંકણુ સ્ત્રી છે.

સંસારમાં પુરૂષને પણ સ્ત્રીની પળેપળે જરૂર છે. ધન, બુદ્ધિ,

વિદ્યા તથા સગાંસ્નેહીઓથી જ ખોટ પુરી પડતી નથી તે ખોટ સ્ત્રી પુરી પાડે છે. સંસારની વ્યવસ્થામાં અમૃતપુરી સ્ત્રી જ શાન્તિ આપે છે. સ્ત્રી સિવાય બીજા પાસે હૃદયનો પૂર્વ વિકાસ થતો જ નથી. અને સ્ત્રીના આશ્વાસન સિવાય પુરૂપને પરમ શાંતિ મળતી જ નથી. સ્ત્રી ઘરનો સ્તંભ છે. સંસારમાં સ્ત્રી વિનાના પુરૂપનો વિવેક, બુદ્ધિ ને મમતા મોળી જણાય છે. ઘર સંસારમાં ઓછી બુદ્ધિવાળી સ્ત્રી પણ જબરૂં આકર્પણ કરી શકે છે. વડિલો, સંપત્તિ અને સંતતિ એ બન્નાનું સમાધાન રાખવાનું કાર્ય સ્ત્રી વિના થતું નથી અને વિપત્તિમાં તો સ્ત્રી સિવાય બીજું આશ્વાસન નથી. સંસારનું ઢાંકણ સ્ત્રી છે. ઇ. સંસારમાં દિકરીને માડીની જરૂર છે તેમ પુરૂપને પણ સ્ત્રી ની જરૂર છે.

## સંગતિનું ફળ.

મનુષ્યમતિ સંગતિથી ફરે છે,
ક્ષણે ક્ષણે સંગતિ પાસ દે છે;
અશકયને શકય શ્રમે કરે છે,
અધિકાર અધિકા સુસંગ દે છે.

## વિવિધ દોહરા.

જીસ્કુ રાખે રામ કૃપાળુ, ઉસકું ન મારે કોય;
ઉસપર દુનિયા ઉલટે, તોબી કુછ ન હોય.
લોભ પાપકા મૂલ હે, નર્ક મૂલ અભિમાન;
જો તરને કું ચાહો તો, છોડ લોભ અભિમાન.
કબ હુ કલહ ન કીજીએ, અપને ઘર મેં આપ;
ઘર ફીટે ઘર જાત હે, હોત પુનઃ સંતાપ.
ઘર વાંકી દિન પાધરા, મરદ ન મૂકે માણ;
ઘણે નરિંદાં ઘેરિયાં, રહે ગિરંદા રાણ.
માઇ જણ અહડા જણે, જહડા રાણ પ્રતાપ;
અકબર સુતો ઓઝકે, જાણ સિરાણે સાંપ.
પરદેશીના પ્રેમનો, વિપમ વિકટ છે પંથ;
પ્રમદા પરણીને તજી, કયારે મળશો કંથ.

કળીયુગના પરિતાપથી, ધર્મ ગયો પાતાળ;
વ્યાપ્યો અધર્મ વિશ્વમાં, અધર્મનો આકાળ.
ધનાઢ્યતા છે મન મહી, નહિ ધનમહિ જરાય;
તેમ વૃદ્ધતા બુદ્ધિમાં, નહિ વયમહી જણાય.
આવે જે સંકટ, ધૈર્યથી તેને સ્હેવું;
જે સ્થિતિ આપે ઇશ, સદ. તે સ્થિતિમાં રહેવું.
માન જહાં આદર જહાં, અરૂ નૈનનમેં નેહ;
સજ્જન ઉસ ઘર જાઇએ, પથ્થર બરસે મેહ.
સુખ પછી આવે દુઃખ ને, દુઃખ પછી સુખ થાય;
સુખ દુઃખો પરિવર્ત્તતાં, ચક્ર સમાન સદાય.
તેથી સુખનો હર્ષ શો, દુઃખ વિશે શો શોક;
દ્વૈત ભાવમય વિશ્વમાં, એમજ જીવે લોક.
ભાવી હોય તે થાય છે, શુભ કે અશુભ સદાય;
અખંડ છે આ વિશ્વમાં, અસ્તોદયનો ન્યાય.
આપનાર સૌ વસ્તુનો, સાચો તે સુલ્તાન;
માલિકનો માલિક તે, તેનું ધરવું ધ્યાન.

## નારીને એક કવિએ આપેલી ઉપમા.

કટારી જાત ઔરત કી, જિગરની ચીરનારી છે,
તથા તલ્વાર પણ ઔરત, છતાંયે રેંસનારી છે;
ગણો બંદૂક ઓરત પણ બદનને વીંધનારી છે,
ગણાતી તોપ ઓરત દુર્ગને તે ભેદનારી છે;
અરે જે શક્તિએ નર જાતિની સત્તા વધારી છે;
જગતમાં શક્તિ પણ તે જાતિની તો મૂળ નારી છે.

## વિદ્યા વદનમાં અને લક્ષ્મી સદનમાં.

**पराधीनं वृथा जन्म परस्त्रीषु वृथा सुखम् ॥**
**परगृहे वृथा लक्ष्मी विद्यावा पुस्तके वृथा ॥**

પરાધીન મનુષ્યોના જન્મ વ્યર્થ છે, પરસ્ત્રીમાં સુખ વ્યર્થ છે, બીજાના ઘરમાં ધન વ્યર્થ છે અને પુસ્તકમાંની વિદ્યા વ્યર્થ

છે. અર્થાત વિદ્યા વદનમાં હોય અને લક્ષ્મિ સદનમાં હોય તોજ તે અમુક પ્રસંગે તાત્કાળ ઉપયોગમાં આવી શકે છે. આપણામાં એક જુની કહેવત છે કે "ગરથ ગાંઠે ને વિદ્યા પાઠે" જે પોતાના પાસે હોય તેજ પૈસા કામમાં આવે છે ને સભામાં ગયા હોઇએ ત્યારે આપણે તે વખતે બોલી શકીએ તેજ વિદ્યા ગણાય છે પણ તે વખતે આપણે ઘરનાં પુસ્તકને યાદ કરીએ તે વિદ્યા ગણાય નહિ પુસ્તકમાં તો ઘણુ હોય પણ તે આપણને કામનું શું ?

## સામાન્ય નીતિ નિરૂપણ.

ફાંસી પ્રીત લગાય કે, મોમન લિયો ચુરાય;
અબતો તેરે બસ પર્યો, છૂટિ શકે નહિ હાય.
પરનારી વિષની છૂરી, લગાડશો નહિ અંગ;
લંકાપતિનો લય થયો, ચહી પરસ્ત્રી સંગ.
તેને ચાખે કોઇ નહિ, જેને રાખે રામ;
ભલે હોય દુનિયામહીં, દુસ્મન લોક તમામ.
રણમાં ઝુંઝો શૌર્યથી, કર ધારી તલવાર;
અમર નામ કરી આવજો, અરિવિદારી મમબાળ.
સૂરતસેં કીરત બડી, બિના પાંખ ઉડ જાય;
સૂરત તો જાતી રહે, કીરત કભૂ ન જાય.
તુલસી કહે અજ્ઞાનિકો, રહત નહીં મન અધીર;
પીછે બાળક જન્મલે, આગે ઉપજત ખીર.
મુડદેકું હરી દેત હે, કપડા, લતા, આગ;
જીવત નર ચિંતા કરે, વાકો બડો અભાગ.
તીન તુક કૌપીનકે, અરૂભાજી બિન નૌન;
તુલસી રઘુવીર ઉર વસે, ઇંદ્ર બાપુરો કૌન.

## સમર્થ રામદાસ સ્વામી.

ગોદાતીર ઉપર અબંડ પરગણામાં જાંબગાવ કરીને એક ગામ છે ત્યાં સૂર્યાજી પંત કુળકર્ણી રહેતો હતો. તે ઘણો પવિત્ર હતો અને મોટો રામભક્ત હતો. તેની સ્ત્રીનું નામ રાણુબાઇ તેમને ઘણા

દિવસ સંતાન નહોતું પછી ઇશ્વરકૃપાથી બે દીકરા થયા. પેલાનું નામ ગંગાધર હતું અને બીજાનો જન્મ શકે ૧૫૩૦ માં થયો હતો. તેનું નામ નારાયણ રાખ્યું હતું. પછીથી તે રામની ભક્તિ કરવા લાગ્યો તેથી તેનું નામ રામદાસ એવું પડયું. તે જ આ પ્રસિદ્ધ રામદાસ સ્વામી. તેઓએ ઘણા ચમત્કાર કર્યા અને તેઓ દૈવી અંશ કહેવાતા હતા. તેથી લોકો તેમને 'સમર્થ,' કહેતા હતા. રામદાસ સ્વામી નાનપણથી જ વિરક્ત હતા. માબાપે તેમનો વિવાહ કરવાનો નિશ્ચય કર્યો અને સર્વ તૈયારી કરી એટલામાં તેઓ નાશી જઈ નદી કીનારે એક ઝાડ ઉપર સંતાઇ બેઠા. તેમના સગાને ખબર પડવાથી તેઓ ત્યાં આવી તેમને પકડવાનો યત્ન કરવા લાગ્યા. તેથી તેઓએ ઝાડ ઉપરથી પડતું મૂક્યું. અને પડવાથી તેમના કપાળમાં સખ્ત ઇજા થતાં ઢીમણું થયું. તે તેમના જન્મપર્યંત નિશાની તરીકે કાયમ હતું. આ પ્રમાણે વિવાહ ન કરતાં ઘરમાંથી ચાલી નીકળી તેઓ થોડા દિવસ નાશિક પાસે પંચવટીમાં રહી પછી સતારા પાસે ચાફલમાં આવી રહ્યા. ત્યારપછી બાર વર્ષ સુધી તેમણે સર્વ તીર્થયાત્રાઓ કરી. એ રીતે ઘર છોડે તેમને ૨૪ વર્ષ થયાં હતાં તેથી તેમને મળવાને તેમની માતુશ્રી અત્યંત ઉત્કંઠિત થઈ હતી. અહી રામદાસ સ્વામીએ પણ ઘર તરફ જઈ સગાઓને મળવાનો નિશ્ચય કર્યો. તેઓ ઘેર ગયા અને બહાર ઓટલા ઉપર બેશી "જય જય રઘુવીર સમથ" એમ કહી મોટેથી પોકાર કર્યો, તે સાંભળી તેમની ભોજાઇ તેમને કોઇ બાવા જાણી ભિક્ષા આપવા સારૂ ચોખા લઇ આવી, તે જોઇ સમર્થે કહ્યું કે "ભાભી આવી રીતે ભિક્ષા લઈ જનાર આ સાધુ નથી." એ શબ્દ તેમની માના કાન ઉપર પડયો કે તુરત તેણે જાણ્યું કે નારાયણ આવ્યો અને તેને અતિ આનંદ થયો. તેઓ પરસ્પર અતિ પ્રેમથી ભેટયાં. એ રીતે સમર્થ આંહી થોડા દિવસ રહી પછી મહાબળેશ્વર ગયા, ત્યાંથી જરંડે ગયા, અને ત્યારપછી ઘણું ખરૂં તેઓ ચાફળમાં રહેતા હતા. એ મોટા સાધુ હતા અને તેમણે ઘણા અલૌકિક ચમત્કાર કર્યાનું પ્રસિદ્ધ છે. તેમના શિષ્ય

વર્ગમાં પ્રસિદ્ધ શિવાજી રાજા હતા, તેઓ દરેક રાજ્ય સંબંધી અને બીજા કામોમાં પણ તેમની સલાહ લેતા અને તે પ્રમાણે ચાલતા. તેઓ શકે ૧૬૦૩ ના માઘ વદી ૯ ને રોજ આ પૃથ્વી પર અનેક પ્રકારના સામર્થ્ય બતાવી એકાગ્ર ચિત્તથી રામનું સ્મરણ કરતા સમાધિસ્થ થયા. તેમણે ઘણા ગ્રંથો લખે છે તેમાં દાસબોધ નામનો ગ્રંથ બહુ જ જ્ઞાનોપદેશથી ભરેલો છે.

## કઠોર ભાષા ન બોલવા વિષે.

પથ્થર સો બોલ કહુ ડારિયે ન કાહુ પર,
ડારિયે તો હીરસેં લપેટ કર ડારિયે;
મુખતેં બિગારીયે ન ચિતતેં બિસારીયે ન,
મહા રોસ ભયો તોઉ મનમાંહી મારિયે.
એક ધાવહીસો કૂપ ખોદ્યો ન જાત કહું,
ધીરે ધીરે લિયે કામ સબહિ સુધારીએ;
રાજનીતિ રાજકે બજરનકું જસુરામ,
ગુડ હી તે મરે વાકું વિખતે ન મારીએ.





## ફુલછાબ બારમી.

### સંસાર સમુદ્ર કેમ તરાય?

आयुः कल्लोललोलं कतिपयदिवसस्थायिनी यौवनश्री ।
रर्थाः संकल्पकल्पा घनसमयतडिद्विभ्रमा भोगपूराः ॥
कंठाश्लेषोपगूढं तदपि च न चिरं यत्प्रियाभिः प्रणीतं ।
ब्रह्मण्यासक्तचित्ता भवतभवभयांभोधिपारं तरीतुम् ॥

આયુષ્ય તરંગને પેઠે ચંચળ છે, યૌવન એ ચાર દિવસનું છે, અર્થ સંકલ્પ માત્ર છે, ભોગો વરસાદ વખતની વિજળી જેવા છે, પ્રિયાઓએ આપેલું કંઠાલિંગન તે કાંઈ કાયમ રહેતું નથી. માટે ભવ ભયરૂપી સમુદ્ર તરવાની ઇચ્છા હોય તો બ્રહ્મ ઉપર ચિત્ત લગાડો.

**" आशायाः परमं दुःखं निराशा परमं सुखम् "**

आशा नाम नदीमनोरथजला तृष्णातरंगाकुला ।
रागग्राहवती वितर्कविहगा धैर्यद्रुमध्वंसिनी ॥
मोहावर्तसुदुस्तरातिगहना प्रोत्तुंगचिंतातटी ।
तस्याः पारगता विशुद्धमनसो नन्दन्ति योगीश्वराः ॥

આશા એ કોઈ એક નદી, જ્યાં મનોરથ રૂપી જળ છે, તૃષ્ણા રૂપી જેમા તરંગો છે, જેમાં રાગરૂપી મગરો છે, વિતર્ક એજ જેમાં પક્ષિઓ છે, ધૈર્યરૂપી ઝાડોનો જે નાશ કરે છે, મોહરૂપી ભમરાથી જે તરવી કઠણ છે ને ચિંતારૂપી જેના ઉંચા તટો છે, તેને ઉતરીને બીજે પાર ગયેલા એવા શુદ્ધ મનના યોગીશ્વરો આનંદને પામે છે અર્થાત આશા ત્યાગથી પરમ સુખ છે તેમજ આશાથી દુઃખની ઉત્પતિ છે.

स्थाल्यां वैदूर्यमय्यां पचति तिलखली चंदनैरिंधनाद्यैः
सौवर्णैर्लांगलाग्रैर्निखनति वसुधामर्कमूलस्य हेतोः ।
छित्त्वा कर्पूरखंडान् वृतिमिह कुरुते को द्रवाणां समंता
त्प्राप्येमां कर्मभूमिं न चरति मनुजो यस्तपो मंदभाग्यः ॥

જે મંદ ભાગ્ય પુરૂષ આ કર્મભૂમિમાં આવીને તપ કરતો નથી તે ચંદનના લાકડાથી વૈદૂર્યમય પાત્રમાં તલનો ખોળ પકવે છે, આંકડાના મુળ માટે સુવર્ણના હળથી પૃથ્વીને ખેડે છે, અને કપુરના ઝાડ તોડીને કોદરાની આસપાસ તેની વાડ કરે છે.

## ધ્રુવજી કેમ ભક્ત થયા.

ઉત્તાનપાત રાજાને બે સ્ત્રીઓ હતી. એકનું નામ સુનીતિ અને બીજીનું નામ સુરૂચિ પૈકી પહેલી અણમાનેતી હતી. તેના પુત્રનું નામ ધ્રુવ એ પણ અણમાનીતો હતો. એક વખતે તે પાંચ વર્ષનો હતો ત્યારે તેનો ઓરમાનભાઈ રાજાના ખોળામાં બેઠેલો જોઈ ધ્રુવ પોતે પણ ત્યાં બેસવા ગયો તે સુરૂચીને પસંદ પડયું નહિ અને ધ્રુવનો તેણે તિરસ્કાર કર્યો. ત્યારે તે રોતો રોતો પોતાની મા સુજાતિ પાસે આવ્યો અને સર્વ વાત કહી, ત્યારે તેને ઘણું ખોટું લાગ્યું ને બોલી કે ઇશ્વરની આરાધના કર્યા વગર એવું ભાગ્ય ક્યાંથી પ્રાપ્ત થાય? તે સાંભળીને ધ્રુવને પશ્ચાતાપ થયો અને તરત અરણ્યમાં જવા નીકળ્યો. તે વખતે તેની માતાએ બહુ જ સમજાવ્યો પણ રહ્યો નહિ. રસ્તામાં તેને નારદજી મળ્યા અને તેને કહ્યું: " તું નાનો છે, તારાથી તપ થવાનું નથી, માટે તું પાછો ઘેર જા " એમ ઘણો ઉપદેશ કર્યો પણ તેણે માન્યું નહિ. ત્યારે નારદ મુનિને તેની બહુ દયા આવી એટલે તેણે એક મંત્ર તથા ઇશ્વરના ધ્યાનનો ઉપદેશ કર્યો ને પછી તે અરણ્યમાં ગયો અને થોડા વખતમાં પ્રભુએ તેનો ભાવ જોઈ દર્શન દીધાં. આજ પણ તે અવિચળ પદ ભોગવે છે માટે પરમાત્માની ભક્તિમાં કાંઈ ઉમર જોવાતી નથી પણ ભાવ જોઇએ ?

## મનુષ્યને ઓળખીને તેના સાથે વ્યવહાર કરવો.

એક બીલાડી દુધ પીવા માટે એક ખેડુતના ઘરમાં ગઈ. તે

એવુંતે એક કાળા હાંડલામાં દુધ રાખેલું હતું તે બીલાડીએ શોધી કાઢી તેમાં પોતાનું મોઢું નાંખ્યું પણ વાસણનું મોઢું ન્હાનું હોવાથી સહેલાઇથી મોં અંદર જાય નહિ, પણ છેવટે જોર કરી નાંખવાથી માટીનું ઠામ ફુટી ગયું ને કાળા હાંડલાનો કાંઠલો બીલાડીની ડોકે વળગી રહ્યો. એક દીવસે કેટલા એક ઉંદરો તેના પાસેથી જતા હતા તેની સાથે બિલાડી પણ જવા લાગી ને ઉંદરોને કહેવા લાગી મેં યાત્રા કરી છે તેથી મેં આ કેદાર કંકણ ધારણ કર્યું છે. ને મારૂં નામ "શાન્તિ બ્રાહ્મણી છે" પછી બીલાડીનો વિશ્વાસ ઉંદરોને આવ્યો. પછી તો બીલાડી છેવટનો ઉંદર ગુપચુપ પકડી લે. પછી એક વખતે બધા ઉંદરોએ વિચાર કર્યો કે આપણી નાત કેમ ટુંકી થતી જાય છે! એમાં કાંઇ કારણ છે. તેથી તેમણે એક સંપ કરી એક બાંડા ઉંદરને છેલ્લો રાખ્યો તેનો નાશ બીલાડીએ તુરત કરી નાંખ્યો તેની ઉંદરને જાણ થતાં બીલાડીબાઇને વિદાય કરી. એવી રીતે મનુષ્યને પણ ઓળખીને તેના સાથે સંગ કરવો જરૂરનો છે, નહિતો કેટલાક બીલાડીના પેઠે ખોટા દંભથી પોતાનો સ્વાર્થ સાધે છે.

## ભગવાનને સંભારીને ક્રીયા કરે તો ભગવાન જરૂર રક્ષા કરે તે વિષે.

એક વખતે હનુમાનજી લંકામાં અર્જુન ભેગા થયા તે વખતે પત્થરની પાજ રામચંદ્રજીએ બાધેલી તેના મહિમાની વાત કરવા લાગ્યા. ત્યારે અર્જુને કહ્યું કે હું તે વખતે હોત તો બાણની પાજ બાંધી આપત. પછી હનુમાનજીને અર્જુન ને ઘણો જ વિવાદ થયો. અને પછી અર્જુને ભગવાનને વિસારીને અભિમાનથી પાજ બાંધવાની પ્રતિજ્ઞા લીધી. પણ તે પાજ હનુમાનજી તેના ઉપર કુદયા તેથી ભાંગી ગઇ. ત્યારે અર્જુન બળી મરવા તૈયાર થયા, પણ પોતાના ભક્તની પ્રતિજ્ઞા સત્ય કરવા ભગવાન ત્યાં પધાર્યા ને અર્જુનના બાણનીનિચે સુદર્શન ચક્ર ગોઠવ્યું તેથી બાણની પાજ બંધાઇને તે ન તૂટી. આવી રીતે ભક્તની સહાયતામાં પ્રભુ હમેશાં ઉભા જ છે પણ પ્રભુને સંભારી કાર્ય કરવું એ ભક્તનો ધર્મ છે.

## સુંદરદાસજીની વંદના કોને છે?

ધુળ જેસો ધન જાકો
સુળીસો સંસાર દુઃખ;
પાપ જેસી પ્રભુતાઈ,
સાપ જેસો સન્માન;
બડાઈ તો બીછુન જેસી,
નાગણીસી નારી હે;
અગ્નિ જેસો ઇન્દ્ર લોક,
વિઘ્ન જેસો વીધી લોક;
કીર્તિ કલંક જેસી,
સીધી શી ઠગારી હે;
વાસના ન કોઈ વાતે,
એસી મતી સદા જાકે;
સુંદર કહત તાકું, વંદના હમારી હે.

## કાલ કોણે દીઠી છે?

### દોહરા

પંખી ટોળું વૃક્ષપર, હળીમળ્યું છે હાલ;
પ્રાતઃમાં ઉડી જશે, કોણે દીઠી કાલ. ૧
પુષ્પ સુગંધી બની, અનુપમ ફુલની માળ;
પણ તેતો કરમાઇ જશે, કોણે દીઠી કાલ. ૨
જાયું તે તો જાય છે, સૌના એજ હવાલ;
માન કહ્યું રે માનવી, કોણે દીઠી કાલ. ૩
સુકૃતના શા ફાયદા, સુકૃત કરવું હાલ;
એક દીન એવો આવશે, કોણે દીઠી કાલ. ૪
પુત્ર, પુત્રીને પ્રેમદા, પર તું રાખે વ્હાલ;
પણ સૌ સ્વારથના સગાં, કોણે દીઠી કાલ. ૫
દૃષ્ટિ વિપર્યાસે તને, સુખદુઃખ ભાસે જાળ;
પસ્તાવો પાછળ થશે, કોણે દીઠી કાલ. ૬

ચાર ચોર ચોરી કરે, આઠ તેરનું સાલ;
લુંટારા લુંટી જશે, કોણે દીઠી કાલ. ૭
તે માટે સજ થઈ રહો, સાવચેત હુશિયાર;
ફરી નહિ આવે કદી, કોણે દીઠી કાલ. ૮
ઠામ ઠામ ઠાલો સહુ, દીપક ઝાળ ઝમાળ;
તેપણ બુઝાઈ જશે, કોણે દીઠી કાલ. ૯
કૈક ગયાને જાય છે, જશે થશે બેહાલ;
સુકૃત્ય સાથે આવશે, કોણે દીઠી કાલ. ૧૦




## ભાવનાનું બળ.

ભાવ હોય તો અવસ્ય ભગવાનનો ભેટો થાય છે. કોઈ એક ગામમાં એક ભાવીક ભક્ત રહેતો હતો અને તે દરરોજ કથાકીર્તન સાંભળતો હતો, બ્રાહ્મણની સેવા કરતો હતો અને ભગવંતનો ભેટો ક્યારે થશે એમ મનમાં હમેશાં ચિંતવન કરતો હતો. તે ભક્તરાજ કોઈ સમર્થ પુરૂષ મળે તો મને ભગવંત ભેટો કરાવે એમ ઇચ્છતો હતો અને તેવા પુરૂષના સમાગમની તે રાહ જોયા જ કરતો હતો. તે ભક્તરાજ કૃષિકર્મ કરીને પોતાનો નિર્વાહ ચલાવતો હતો. એક દિવસે તે ખેતરમાં હળ હાંકતો હતો, તે સમયે કોઈ એક મહાત્મા તે રસ્તેથી જતા હતા. મહાત્માને પાણીની તૃષા લાગી હતી, તેથી તે આ ખેડુત પાસેથી પાણી મળશે એમ ધારીને તે ખેડુત પાસે આવ્યા અને આશિર્વાદ આપીને કહ્યું કે, ભકતરાજ અહી પાણી મળશે ખરૂં ? એમ પૂછ્યું આ ભક્તરાજ ખેડુતે મહાત્માને જોઈને તેમને દંડવત પ્રણામ

કર્યા અને હળ ઉભું રાખી કુવામાંથી પાણી ભરી લાવીને મહાત્માને આપ્યું, મહાત્માએ પુનઃ આશિર્વાદ આપ્યો ને કહ્યું કે, ભક્તરાજ આપ કાંઈ ભણ્યા છો કે નહિ ? ત્યારે ભક્તરાજે કહ્યું કે, જેવા બેલ છે (બળદ) તેવોજ હું છું, હું તદ્દન નિરક્ષર છું. ત્યારે મહાત્માએ કહ્યું કે, હવે તારી ઉમર તદ્દન પરીપકવ થવા આવી છે અને થોડા દિવસમાં તારે કાળાધીન થવું પડશે માટે હવે તું ઇશ્વરના નામનો જપ કર કે, જેથી તારૂં કલ્યાણ થાય. ત્યારે ભક્તરાજ ખેડુતે કહ્યું કે, મને કશું જ આવડતું નથી, મહાત્માએ કહ્યું કે, હું તને મંત્રોપદેશ આપું તેને તું દરરોજ મનમાં ગોખ્યા કરજે, મહાત્માએ કહ્યું કે, નમો ભગવતે વાસુદેવાય એમ કહે, ત્યારે ખેડુત ભક્તરાજે કહ્યું કે, આતું લાંબુ નામ મને મોઢે નહિ રહે, મહાત્માએ બેચાર નામ કહ્યાં પણ ભક્તરાજ તો એમજ કહેતા ગયા કે મને આ પણ નહિ આવડે. છેવટે મહાત્માએ જે ગોપાળનું નામ લીધું. ત્યારે ભક્તરાજે કહ્યું કે આ તો મને આવડશે. ત્યારે મહાત્માએ કહ્યું કે; તેને રોજ તું મનમાં ગોખ્યા કરજે, હું પાછો અહીંથી કોઈક વખતે નિકળીશ ત્યારે બીજું સાધન તને બતાવીશ. એમ કહી મહાત્મા તો ત્યાંથી વિદાય થયા અને ભક્તરાજ તો જેગોપાળ જેગોપાળ એમ બોલવા લાગ્યા, તેટલામાં તેના છોકરાની વહુ ખેતરમાં ભાત (ખાવાનું) આપવા આવી. તો ડોશાને જેગોપાળ જેગોપાળ એમ લવતા જોયો. છોકરાની વહુએ પૂછ્યું કે તમે આ શું લવ્યા કરો છો, ત્યારે ડોશાએ કહ્યું કે તારે તેનું શું કામ છે. વહુએ કહ્યું કે, તમે ખાઈ લ્યો. ત્યારે ડોશાએ કહ્યું કે હું નામ ભુલી જઈશ, માટે તમે જેગોપાળ જેગોપાળ એમ બોલો અને હું ખાઈ રહું એટલે મને તે યાદ કરીને પાછું કહેજો. વહુએ કહ્યું કે બહુ સારૂં, હું નામ લઉં છું, તમે જમી રહેશો એટલે હું તમને પાછું બતાવીશ. ડોશો જમવા બેઠો, વહુએ વિચાર કર્યો કે, આને કોઈ સાધુડો મળી ગયેલો લાગે છે અને ભક્ત થઈ જશે તો ખેડના કામમાં ધ્યાન દેશે નહિ માટે તેને બીજું જ નામ બતાવી દેવું. એટલામાં ડોશો જમીને ઉઠયો અને મને પેલું નામ કહો એમ કહ્યું. વહુએ કહ્યું કે

જે સોફાળ (ઓઢવાનું કપડું) નામ છે. ડોશાએ જે સોફાળ એમ બોલવા માંડયું. દુનિયામાં મનુષ્ય એટલા ભોળા હોય છે કે તેને કશું સ્મરણમાં રહેતું નથી. આ ભોળો ભકત તો જેગોપાળને બદલે જેસોફાળ બોલવા મંડી ગયો, પરન્તુ તેનાં અંતરમાં જરા પણ શંકા નહોતી કે હું આ ખોટું નામ લઉં છું. આ પ્રમાણે ભકતરાજે જેસોફાળનો મંત્ર જપવા માંડયો "કાગનું બેસવું ને તાડનું પડવું" એ કહેત પ્રમાણે ત્યાંથી વિષ્ણુને લક્ષ્મીજી વિમાનમાં બેસીને નીકળ્યાં, વિષ્ણુએ લક્ષ્મીજીને કહ્યું કે આંહી મારો ભકત છે અને તે એટલો તો ભોળો અને વિશ્વાસુ છે કે, તને હું શું કહું ? ત્યારે લક્ષ્મીએ કહ્યું તમારા ભકતના મારે દર્શન કરવાં છે, માટે વિમાનને નિચે ઉતારો. લક્ષ્મીના કહેવાથી શ્રી વિષ્ણુએ વિમાન નીચે ઉતાર્યું અને એક ખડક હતી તેમાં વિષ્ણુ બેઠા અને લક્ષ્મીજીને કહ્યું કે, તમે દર્શન કરી આવો. લક્ષ્મીજી ભકતરાજ પાસે જઇને તે શું નામનો જપ કરે છે તે છુપી રીતે સાંભળ્યું તો તે ભકતરાજ જેગોપળ નામ લેવાને બદલે જેસોફાળ જેસોફાળ એમ બોલતા હતા. લક્ષ્મી, એ ભકતરાજને કહ્યું કે, ભકતરાજ ! આપ કોનું નામ લ્યો છો તે મને કહેશો ? ત્યારે ભકતરાજ ચીડાઇ જઇને કહેવા લાગ્યા કે, એક રાંડ છોકરાની વહુ આવીને હમણા હેરાન કરી ગઇ હતી વળી આ બીજી રાંડ કયાંથી અહીંઆ મુઇ. લક્ષ્મીએ પુનઃ ભકતરાજને પૂછ્યું કે, આપ કોનું નામ લ્યો છો, તે મને જણાવશો ? ત્યારે ડોશાએ કહ્યું કે, તારા સાંઢનું (ધણીનું) નામ લઉં છું. ત્યારે લક્ષ્મીએ પુનઃ પુછયું કે, મારો સાંઢ કયાં છે ? ત્યારે ડોસાએ કહ્યું કે, જો ? પેલી ખાડમાં પડયો છે. આ પ્રમાણે વાતચીત ભક્તરાજ સાથે કરીને લક્ષ્મીજી વિષ્ણુ પાસે પાછાં આવ્યાં અને કહ્યું કે, આ બિચારો ભોળો ભક્તરાજ છે અને તેને કશી જ ખબર નથી માટે તેની ઉપર કૃપા કરીને તેને તમારાં દર્શન આપો. લક્ષ્મીના કહેવાથી શ્રી વિષ્ણુએ તેને દર્શન દીધાં. પરમાત્માના દર્શનથી ડોશાની અવિદ્યા તુરતમાં નાશ પામી ગઇ અને તે જ વખતે ઇશ્વરમાં તન્મય થઇ ગયો. થોડા

વખત પછી મંત્ર દેનાર મહાત્મા પણ આવ્યા. ડોશાની સ્થિતિ પ્રભુપરાયણ જોઈ તેપણ બહુ જ પ્રસન્ન થયા. આવી રીતે ભાવનાનું ફળ મનુષ્ય માત્રને હમેશાં મળે છે. માટે ભાવના ઉંચા પ્રકારની રાખી હમેશા તેનું સેવન કરવું જોઈએ. એ સત્ય ભાવનાથી આ સંસાર તુરતજમાં છુટી જાય છે અને જન્મમરણનો ફેરો મટી જાય છે અને અવિનાશી સુખ મળે છે તેના અનેક દાખલાઓ ભકતમાળમાં આપવામાં આવેલ છે. પૂર્વે નરસિંહ મહેતાને મીરાંબાઈ નામના મહાન ભક્તો પણ ઊંચ ભાવનાથી પરમપદને પામ્યા છે અને તેને હજારો વર્ષ ગયા છતાં તેના નામ આજ ઘેર ઘેર જોવામાં આવે છે.

## હીંસા રૂપી કર્મથી કેટલું દુઃખ ભોગવવું પડે છે.

પૂર્વે માર્કંડ નામના એક રૂષી હતા. એ રૂષી મહાન પ્રતાપી હતા, પરન્તુ બાલ્યાવસ્થામાં એક વખતે અજ્ઞાનતાથી એક જીવડાને કાંટાવતી રમત કરતાં વીંધેલો હતો તેથી તે કર્મનું ફળ તેને ભોગવવાનું વર્તમાન જન્મમાં નક્કી થએલું હોવાથી તે જે આશ્રમમાં તપ કરતા હતા તે આશ્રમમાં રાજાને ત્યાંથી ચોરેલું ધન છુપાવીને બ્રહ્મકુમારો સાથે તેઓ પણ ધ્યાન કરવા લાગ્યા. રાજાના અનુચરો તપાસ કરતાં આ આશ્રમમાં આવી પહોંચ્યા અને રાજાનું દ્રવ્ય આ આશ્રમમાં પડેલું જોવાથી આ મહાત્મા ચોર છે અને આપણને જોઈને ધ્યાન કરવા લાગ્યા છે એમ જાણીને તે મહાત્માને માલમુદ્દા સાથે રાજા પાસે રજુ કર્યા. મહાત્માને તેના આશ્રમમાંથી ઉપાડીને રાજા પાસે હાજર કર્યા છતાં પણ મહાત્મા તો સમાધીમાં જ હતા. શરીરપર થતી હીલચાલને લીધે તે મહાત્મા સમાધિમાંથી જાગ્રત થઇ આડીઅવળી દૃષ્ટિ કરવા લાગ્યા અને આશ્રમ ક્યાં ગયો અને મને આ સ્થળે કોણ લાવ્યું હશે એમ વિચાર કરવા લાગ્યા. રાજાએ માલમુદ્દા સાથે ચોર મળ્યો છે એમ જાણી તેને શુળીએ ચડાવવાનો હુકમ ફરમાવ્યો પણ તે મહાત્માને ધ્યાનનિષ્ટ હોવાથી શુળીનું દુ:ખ નહિ થતાં જીવતા રહ્યા પણ કર્મનું ફળ ભોગવવું પડયું.

## ટેક રાખવા વિષે.

હોયે ખરો કુલવાન તે, નીજ ટેકને છોડે નહિ,
શીર જાય તોપણ શું થયું, દઇ કોલ તે તોડે નહિં;
આપ્યું વચન તે પાળવા, હરીશ્ચંદ્ર દુઃખ પામ્યા ખરે,
વિક્રય કરી સુત નારનો, પોતે રહ્યા નીચના ઘરે;
આપ્યું વચન તે પાળવાને, પ્રાણ છોડયો દશરથે,
ગુણો ગવાણાં સૃષ્ટીમાં, કવિઓ કવિતામાં કથે.

## અદેખા વિષે

### દોહરા

વણ પાવકથી પરજળે, અદેખા તણું ઉર;
અન્ય તણી ઉત્કૃષ્ટતા, જોઈ ન શકે જરૂર.

## કોઈનું ભલું કરવાથી પ્રભુ રીઝે છે તે વિષે

### હરીગીત છંદ

તું તીર્થમાં જ્યાં ત્યાં વિચરતો ધર્મ જાણીને ધસ્યો,
વૈરાગ્યથી વસ્તી તજીને વન વિષે જઇને વસ્યો;
ભગવાં ધરીને ભટકતો રહી પેટ ભીખીને ભર્યું,
શી રીત ઇશ્વર રીઝશે તેં સારૂં કોનું શું કર્યું.
તેં નિત્ય સ્નાન ત્રિકાળ કીધું ચોળી ગોમય ચોળીને,
તેં પંચગવ્ય વિશેષ પ્રાસન, કીધાં ઘોળી ઘોળીને;
આહાર એક જ વાર કરવો એવું વ્રત તેં આચર્યું,
શી રીત ઇશ્વર રીઝશે તેં સારૂં કોનું શું કર્યું.
તેં હોમ હવન ઘણા કર્યાં, ઘી હવનમાં હોમ્યાં ઘણાં,
તેં ચાલી નદીએ ચઢાવ્યાં દુધ, દહીં ગાયોતણાં;
બહુ વર્ષ મુખ મુનીવ્રત ધર્યું તે ઠીક તુજ મનમાં ઠર્યું;
શી રીત ઇશ્વર રીઝશે તેં સારૂં કોનું શું કર્યું.
તેં નવનવાં નૈવેદ ધરીને તે પ્રસાદી તું જમ્યો.
ઉપવાસ ને એકાસણા કરી દેહને તેં બહુ દમ્યો;
ખાડો કરીને દાટીયું જે અન્ન જમતાં ઉગર્યું,

શી રીત ઈશ્વર રીઝશે તેં સારૂં કોનું શું કર્યું.
તેં પ્રાર્થના પ્રભુની કરી મુખ વિવિધ વચન ઉચ્ચારીને,
તેં સ્તોત્રપાઠ ઘણા કર્યા નિત્ય નિત નિયમ ધારીને;
ગદગદ સ્વરે ગુણગાન કરતાં આંખથી આંસુ ઝર્યું,
શી રીત ઈશ્વર રીઝશે તેં સારૂં કોનું શું કર્યું.
ભગવાન લુખી ભક્તિથી રીઝે નહિ રજ માત્ર તે,
પણ ભક્તિ પર ઉપકાર સાથે થાય પ્રભુ પ્રીય પાત્ર તે;
તે વગર વાદવિવાદ કીધો કામ તેથી શું થયું,
શી રીત ઈશ્વર રીઝશે તેં સારૂં કોનું શું કર્યું.

## સુબોધ સંગ્રહ પાઠ પહેલો.

### દોહરા.

સુખ દુઃખ જો જે માનવી, છે લેવું તુજ હાથ;
નથી બીજાના હાથમાં, યાદ રાખજે વાત.

* * *

સદ્કરણી, સદ્‌ગુણથી, મળશે સર્વે સુખ;
બદકરણી દુર્ગુણથી, દારૂણ મળશે દુઃખ.

* * *

લુચ્ચાને લુચ્ચો કહી, કોઈ કહેશો ભઈ;
મારી પડશે માંગવી, ફિટકી તે ઘર જઈ.

* * *

તારૂં આખર શું થશે, અને વળી કયાં જઈશ;
ઘણું કમાયો હાથથી, સાથે શું તું લઈશ.

* * *

શક્તિ જોઈને સોંપવું સેવક જનને કામ;
અનુચિત કર્મે યોજતાં, બગડે કામ તમામ.

* * *

નિંદા સ્તુતિ નવ ગણો, હઈડે રાખી હામ;
સર્વેનું શુભ ચાહીને, કર તું તારૂં કામ.

* * *

મુરખ જાણે મુજ વિના, ચાલે નહિ વ્યવહાર;
ગયા યુધિષ્ટર રામ નળ, પણ ચાલે સંસાર.

* * *

પારસ ક્યાં પામીશ, ત્રાંબાનું તગદીર જો;
દોડે શીદ અધીર, થવું હોય તે થાય છે.

* * *

સંગત બિચારી શું કરે, જેનું હૃદય કઠોર;
નવ નેજા પાણી ચડે, પથ્થર ન ભીંજે કોર.

* * *

હોય ન ચોખી ચાલ, ચાકર અલ્પ પગારનો;
મુલ પ્રમાણે માલ, જરૂર જાણો જગતનો.

* * *

મૂર્ખ જીવ જતાં લગી, મુકે નહિ છંછેડ;
મંકોડો મુકે નહિ, બચકું તૂટે કેડ

* * *

ચોસઠ દીવા હે સખી, બાર રવિ તપંત;
ઘોર અંધારૂં તે ઘરે, જ્યાં સુત ન રમંત.

* * *

નારાયણ તું આપકા, પરકું પ્રથમ બુઝાવ!
જો ચાહે તો ઓરકા, ઘરકું પછી નિહાલ.

* * *

ફીરે નગારા કાલકા, ક્ષણભર છાના નહિ;
કોઇ આજ અરૂ કાલકો ઘડી પલકકી માંહી
ઘડી પલકકી માંહી સમજલે મનવા મેરા,
ધરા રહે ધનમાલ જંગલમે હોગા ડેરા;
કહત હે દીનદરવેશ જગતમેં જીતમજારા,
ક્ષણભર છાના નહિ, કાલકા ફીરે નગારા

* * *

આયેથે હરી ભનજકું, પીસન લગે કપાસ;
કાલ અચાનક લે ગયા, ધર્મ ન મેરી પાસ.

* * *

ભીંડા મરચાં છે બહુ ભાદરવાના,
છેકેલ જેવા ધનવંત નાના;
નહિ ભૂમિમાં મજબૂત મુળ,
પછી વૃધી કેમ થશે પ્રફુળ.

* * *




**લક્કડના લાડુ.**

**મનહર છંદ.**

અજાણ્યાને દીઠ્ઠીના દગારા દશબાર મળ્યા,
લક્કડના લાડુને વખાણ્યા ખૂબ વાણીમાં;
ભોળાજને ભોળવાઈ ખરીદ્યા તે મોંઘા મુલે,
જાણ્યું સારા જનોને જમાડીશું ઉજાણીમાં,
ભાંગીને તે જોયા ત્યારે લાકડાનો ભુકો ભાળ્યો,
પલાળી કરેલા લાડુ ખાંડ તણા પાણીમાં,
જેના મુખ આગળ મુકે તે થુથુ કરી થુંકે;
ધન ખરચેલું બધું થયું ધૂળ ધાણીમાં.

**લોર્ડ ચેસ્ટરફીલ્ડનો પુત્ર પ્રતિ ઉપદેશ.**

હે પુત્ર! તું હમણાં જુવાની ગુમાવીશ તે તારા ચારિત્ર્ય અને જમાપાસામાંથી ઓછી થશે, અને જે ક્ષણનો તું સારી

લાભ લઇશ તે ભારે વ્યાજ સાથે કોઈ શાહુકારને ત્યાં મુડી મુકી હોય તેની માફક ઘણો લાભ આવશે.

## જેને કાંઈ ન જોઇએ તે સુખી છે.

એક વખતે કોઈ એક મોટા રાજ્યમાં એક ફકીર રસ્તા ઉપર પડેલા પતરાવળાંમાંથી ચોખાના દાણા શોધીને ખાતો હતો. તેવામાં રાજાની સ્વારી તે રસ્તે થઇને જતી હતી. રાજાની દૃષ્ટિ તે મહાત્મા ફકીર ઉપર પડતાં દયા ઉત્પન્ન થઇ કે આ ફકીર રસ્તામાં પડેલાં પતરાળામાંથી ચોખાના દાણા શોધી ખાય છે માટે તેને હું કાંઈ પણ મદદ કરૂં તો ઠીક, એમ ધારી રાજ્યમહેલમાં જઇને પોતાના વિશ્વાસુ માણુસ સાથે સો રૂપિઆ તે મહાત્મા પુરૂષને દેવા માટે મોકલ્યા. માણુસે પેલા ફકીર પાસે આવી કહ્યું કે અમારા રાજાએ આપને આ ભેટ મોકલી છે તેનો સ્વીકાર કરો. પેલા ફકીરે ગુસ્સે થઇ તેનો તિરસ્કાર કર્યો એટલે તે માણુસ રાજા પાસે આવી બનેલી હકીકત કહેવા લાગ્યો. રાજાના મનમાં એમ થયું કે વખતે તે મહાત્માને મારી મોકલેલી ભેટ ઓછી પડતી હશે! એટલે તેને બસો રૂપિઆ મોકલ્યા તે પણ ફકીરે નહિ લેતાં તેનો તિરસ્કાર કર્યો, એટલે રાજાએ પાંચસો રૂપિઆ મોકલ્યા. તેપણ નહિ લેતાં વધારે ગુસ્સે થયો. ત્યારે રાજા પંડે પેલા મહાત્મા પાસે આવી કહેવા લાગ્યો કે આપને શું જોઇએ છીએ? પેલા ફકીરે કહ્યું કે હે રાજા! મહારા પાસે સાડા ત્રણ કરોડનું રાજ્ય છે તેમાંથી બે કરોડનું મેં બીજાને આપી દીધું છે; ને હવે દોઢ કરોડનું રાજ્ય મારા પાસે છે તે તારે જોઇતું હોય તો હું તને આપું! રાજાઓની વૃતિ હમેશાં રાજ્ય વધારવા તરફ વિશેષ કરીને હોય છે તેથી અતિશે દીનપણે કહેવા લાગ્યો કે હે મહારાજ! કૃપા કરીને મને દોઢ કરોડનું રાજ્ય આપો. હું આપનો જન્મભરનો આભારી થઇશ! ત્યારે ફકીરે કહ્યું કે હે રાજા! ભીખારી તો તું છે કે હું? તું કાંઇ ભીખારી નથી તારા પાસે પાંચ કરોડનું મોટું રાજ્ય છે તે છતાં તું દોઢ કરોડના રાજ્યની ઇચ્છા કરે છે તો તારા જેવો કોઇ મોટો મૂર્ખ નથી? આ

સંસારમાં અમારા જેવા ત્યાગી ફકીરોને પરમેશ્વરના નામ સિવાય બીજું કાંઇપણ જોઇતું નથી. તેમ બીજા પાસે ભીખ માગવાને મેં વૈરાગ્ય ધારણ કર્યો નથી. જેને સંસારમાં કાંઇપણ જોઈતું ન હોય તે હમેશાં સુખી છે. હું હમેશાં મારૂં જીવન પ્રભુસેવામાં પરાયણ કરૂં છું. ને જે વસ્તુ બીજાને ઉપયોગની નથી તેનાથી મારૂં પોષણ ચલાવું છું મારે તારી સેવાની જરૂર નથી. હું ખરેખરો ભીખારી નથી પણ મારા પાસે તેં વધારે રાજ્યની તૃષ્ણા બતાવી માટે ખરો ભીખારી તો તું છે. લાખો રૂપિઆ છે છતાં જેને સંતોષ નથી તેને કદીપણ સુખ મળતું નથી.

## બોધવચન પાઠ પહેલો.

(૧) કાંઈ લાકડાના ભારા વેચવાથી રાજ્યની પ્રાપ્તિ થતી નથી. એ તો જ્યારે પ્રભુની કૃપા થાય ત્યારે જ મોટું સુખ મળી શકે છે.

(૨) પ્રભુ તમારી પાસે શું માગે છે? પ્રમાણિકપણે વર્તો ને દયાળુ બનીને પ્રભુના માર્ગમાં નમ્રપણે ચાલો.

(૩) કુપ પડી મરવું ભલું, પીવું ભલું વિષપાન;
અનેક દુઃખની આપદા, નહિ વ્યભિચારી સમાન.

(૪) જીવે જે શુભ રીત, ચીરંજીવી જ તે;
એળે નાંખી દીધ, ઇતર જીવન દીસે.

(૫) જીવનની લંબાઇ નહિ માપતાં તેની ઉંડાઈ માપવી જોઇએ! માણુસ કેટલાં વર્ષ જીવ્યો એ નહિ ગણતાં તેણે શાશા વિચાર કર્યા ને શા કામ કર્યા એજ ગણવું જોઇએ!

(૬) શુદ્રક રાજાએ લખેલા જુનામાં જુના સંસ્કૃત નાટકમાં રાજકુમાર વિત્તને એ નાટકની નાયિકાને જ્યારે મારી નાખવાનું કહે છે અને કહે છે કે અહીં તને કોઇ જોનાર નથી ત્યારે વિત્ત એને જવાબ આપે છે કે, કુદરત બધી મહારી સાક્ષી થાય. આ કુંજના ભુતો, સૂર્ય, ચંદ્ર, પવન, આકાશ, પૃથ્વી, યમ અને મારો આત્મા એટલાં તો મારૂં પાપ જુએ જ.

(૭) સ્વામી રામતીર્થ કહે છે કે તમે માત્ર લાયક થાઓ પછી તમે કશી ઇચ્છા નહિ કરો તોપણ તમારી પાસે સર્વ કામનાઓ પૂર્ણ થશે. ભીંતમાં ચણવા યોગ્ય પથરો કોઈ દહાડો રસ્તામાં પડ્યો રહે છે? નહિ જ લોકો તેને ઉપાડી જ જવાના.

(૮) બુદ્ધિમાન કોને કહેવો કે જે ભલાઇથી, ઇશ્વરથી અને મોતથી ગાફલ ન રહે તે.

(૯) જે ઇશ્વરથી બીએ છે તેને બીજા કોઇથી બીવાની જરૂર નથી.

(૧૦) આટલા મનુષ્યોની સોબત કરવાથી કદી પણ સુખની આશા રાખશો જ નહિ.

(૧) કામાતુર, (૨) ક્રોધી, (૩) ચાડીઓ, (૪) ખટપટીઓ, (૫) લુચ્ચો, (૬) દુષ્ટ, (૭) નિર્લજ, (૮) જ્યાં ત્યાં લડી પડનારો, (૯) પરની નિંદા કરનારો.

(૧૧ રૂપિઆ સાચવી રાખવાના સ્થાન મળે પણ વાતો સાચવી રાખનારાના સ્થાન મળતાં નથી.

(૧૨) છોટે નરક પેટમે, રહે ન મોટી બાત;
પાશેરીકા પાત્રમેં, કહાંસે શેર સમાત.

(૧૩) ગોળે મરે તેને વિખ દેવાનું શું કામ? મીઠી જબાનથી જગ વશ થાય છે. આખું વિશ્વ વખાણ કરે છે, માટે મધુર વાણી બોલવાનો અભ્યાસ રાખવો.

(૧૪) દુધમાં પાણી નાંખેલું હોય છે ત્યારે પાણી પણ દુધના ભાવે વેચાય છે. એ પ્રીતિની રીતનો મહિમા છે. પણ તેમાં જ્યારે ખટાશ પડે ત્યારે તેઓ અળગાં પડી જાય છે અને સ્વાદ બગડી જાય છે.

(૧૫) કોઇ એક ભીક્ષુકે સેન્ટપીટર પાસે ભીક્ષા માગી ત્યારે તેણે જવાબ આપ્યો જે "સોનું રૂપું તો મહારી પાસે બીલકુલ નથી પરન્તુ મહારી પાસે જે છે તે તને આપું છું."

(૧૬) હેરીક કહે છે કે તમે "તારાથી બની શકે તો દાન આપ અને તેમ ન બને તો એક સહાનુભુતી દર્શાવતો મધુર શબ્દ કહે."

(૧૭) ફક્ત એકજ કર્મથી જો જગતને વશ કરવાની ઇચ્છા

હોય તો પારકા અપવાદરૂપી તૃણુથી ચરતી ગાયને પક્ષે (તમારી) વાણીને નિવારણુ કરો. અર્થાત પારકી નિંદા નહી કરવાથી જગત વશ થાય છે.

(૧૮) પ્રભાતમાં વહેલા ઉઠીને એક જાતિ બંધુને સુખી કરવાનો નિશ્ચય કરો! આ કામ સહેલું છે.

(૧૯) એક વખત મહાત્મા હરનાથબાબુને ભક્તરાજ મહારાજ પગે લાગ્યા, ત્યારે હરનાથબાબુએ કહ્યું કે. મને પગે લાગવાની જરૂર નથી. તમે પગે લાગવા જોગ છો! ત્યારે તે ભક્તરાજે કહ્યું કે, આપ મોટા છો.

(૨૦) પેજંટ કહે છે ભલાં કાર્ય કરવાની શક્તિ અને તેનો વિસ્તાર માણસના પોતાના ચારીત્ર પર જ આધાર રાખે છે, માત્ર વાણી કે બુદ્ધિના ઝળકાટ અથવા ચાલાકીથી ચારીત્રના દોષ ઢાંકયા રહેતા નથી.

## જીવનનો ઉદ્દેશ.

જીવન ક્ષણુભંગુર છે! અને કર્તવ્યોની સીમા નથી, માટે તપાસ કર! તારા બાળકોને શિક્ષણુ આપ્યું છે? દુઃખીને સુખી કર્યા છે? ગરીબની મુલાકાત લીધી છે ને પ્રભુ પ્રાર્થના કરી છે? તેનો વિચાર કરી લે. જીવનનો ઉદ્દેશ એવો ન હોવો જોઈએ કે પોતાના ખોટા સ્વાર્થપર હઠ પકડી હેરાન થવાય તે વિષે એક સાધારણુ દૃષ્ટાંત છે કે,—બ્રાહ્મણુના બે છોકરા પોતાના ગામથી શ્રાવણુ માસમાં પુજા કરવાના નિમિત્તે બીજે ગામ ગયા ત્યાં એક ધર્માત્મા મનુષ્યે બ્રાહ્મણુ ધારી પાકો સીધો આપ્યો તેની પોતે રસોઇ કરી પણુ ભોગજોગે પાંચ લાડુ થયા હવે ત્રણુ કોણુ ખાય? ને બે કોણુ ખાય?. તેનો વાંધો પડયો. બે પતરાવળાં પીરસ્યાં એકમાં ત્રણુ ને બીજા પતરાળામાં બે લાડુ મુકયા. અને ઠરાવ કર્યો કે "બોલે તે બે ખાય" ત્રણુ લાડુ ખાવાની લાલચે બંન્ને જણુા બેસી રહ્યા. સાંજ પડી પણુ બેમાંથી કોઈ બોલે નહિ ને શ્વાસ પ્રાણુ બંધ કરીને શબવત થઇને બેસી રહ્યા. યજમાને જાણ્યું કે બંન્ને જણુા મરી ગયા છે. એટલે તેમને સમશાને

લઈ જઇ લાકડા ભેગા કરી દીધા ત્યારે એક જણ જરા સમજુ હતો તેને વિચાર થયો કે વિના કારણે મરી જઇશું માટે ભલેને એક લાડુ ઓછો આવે! એમ ધારી બોલી ઉઠ્યો. ઉઠ પીતામ્બર! ત્રણ તારા ને બે મારા. લોકો હસવા લાગ્યા ને બન્ને જણા ઘેર આવી ત્રણ દીવસના ઠરેલા લાડુ ખાઇ શાન્ત થયા. આવી રીતે હઠ પકડવાથી જીવનનું સાર્થક થતું નથી પણ જો સત્ય, દયા, ધર્મ, અહિંસા એ મહાન ગુણો ઉપર હઠ પકડવામાં આવે તો આખર વખતે પ્રભુ સહાય કરે છે, અને જગતમાં તેમની નામના પણ રહે છે પણ આવા ખોટાં કાર્યમાં હઠ પકડવામાં પ્રાણનો વિના કારણે વિધ્વંશ થાય છે અને ફળ કાંઇ પણ મળતું નથી.

## વિવિધ જ્ઞાન વિલાસ.

ઘરમાં ઘરૂણી સંગ સંગરામે શુરવિર,<br>
લુટનાર લોકોને તો આપવા ઉદાર છે;<br>
જોરાવર જન પાસે ખરા ક્ષમાવાન રહે,<br>
પેટને અનાજ દાન દેવાને દાતાર છે.<br>
ભવનમાં ભંડારેલું ધન કાઢે ભોગવવા,<br>
તેતો પાછું સોંપવાને શાણા શાહુકાર છે;<br>
સુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,<br>
ચીત પાસે સત્ય બોલે એવા તો અપાર છે.

× × ×

પરોણા થઈ પર ઘેર પરાધીન પેટ ભરે,<br>
માન જો તે માનવીને માન ઘટી જાય છે;<br>
જ્યાંસુધી રહેવું યોગ્ય અધિક રહે અયોગ્ય,<br>
હોય પ્રીત પરમ તે નરમ જણાય છે;<br>
જુઓ હીતકારી નહિ જગમાં જનેતા જેવી,<br>
એણે પણ દશ માસ ઉદર રખાય છે;<br>
રહેજો અધિક કાળ તો તે કહે દલપતરામ,<br>
વૈરભાવ વદી દીલ દીલગીરી થાય છે.

× × ×

જોયા ઘણા જોગીને વિયોગી જન જોયા ઘણા,
જપ તપ કરી કટી કાયા કોડે કસે છે;
કોઈ જટાજુટ રાખે, મુડન કરાવે કોઇ,
વિજન વનમાં જાઈ ઘણા વળી વસે છે;
ભભુત લગાવે કોઈ મંદીર મસાણુ હોય,
સાથરા ઉપર સુએ હેત હરી રસે છે;
સંપતનું સુખ હોય દેહે ઘણું દુઃખ હોય;
કેશવ એવાને પણ લોભ સાપ ડસે છે.

× × ×

ભારે ભારે ભંડારો ભરાતાં વાર લાગે નહિ,
મોટાં મોટાં સરોવર જળે છલકાય છે;
હારો ખાંડી કળશીની કોઠીઓ કરેલી હોય,
તેટલું નાંખ્યાથી અન તરત ભરાય છે;
ભુમીમાં ખોદેલી ખાણુ તેપણ ભરાઈ ભાળી,
ઇશની કળાથી અતી કૌતક પમાય છે;
કેશવ કહું શું એક પાશેરનું પેટ પણ,
હાંસી હાંસી ભરો તોય હાલુ થઈ જાય છે.

× × ×

આ છે શરીર કહું કાચ તણી કટોરી,
આયુષ્ય કાળ લઈ જાય સદૈવ ચોરી;
સામાન્ય અંત સમયે સહુ રંક રાય,
વીંચાય આંખ પછી કાંઈ ન હાય હાય.

× × ×

ટાણા વિના બોધકે વિરોધ કાંઇ થાય નહિ,
ટાણા વિના ફુલ જેવા વચનો ફટાણા છે;
ટાણા વિના હેતપ્રિત હર્ષ–શોક હોય નહિ,
ટાણા વિના વાવરવાં નાણાં તે નકામાં છે;
ટાણા વિના વિરના કટાંણા હથીયાર હાય,

ટાણા વિના ચારે ફેર ફીરંગીના થાણા છે;
કેશવ કહે છે થવું હોય તે તો ટાણે થાય,
ટાણા વિનાં પાણી કોની આંખમાં સુકાણાં છે.

× × ×

ધનવાન માંહી દોષ હોય તે ગણાય ગુણ,
ધનવાન થકી લોક સઘળા દબાય છે;
ધનવાન થકી થાય ઉંધું તે ગણાય સારૂં,
ધનવાન ધૂળ ઘાલે લીલા તે લેખાય છે;
ધનવાન વદે તે તો વેદના વચન રૂપ,
ધનવાન તણું કુળ ઉત્તમ મનાય છે;
સારા ગુણ હોય તોય ધન જો ન હોય ભાઇ,
કેશવ કહું શું બધું ધૂળધાણી થાય છે.

× × ×

નાણા વિના નાતજાત માંહી નામ રહે નહિ,
નાણા વિના ભલાં ભાગ્ય ભોંયમાં દટાણાં છે;
નાણા વિના વાહ! વાહ! આવીને કરે કોણ?
નાણા વિના ખાવા ટાણે ખડખડ ભાણાં છે,
નાણા વિના સારા ગુણો સઘળા સમાઇ જાય,
નાણા વિના આંખ કાન નાક બધાં કાણાં છે;
કેશવ કહે છે નાણા વિના નર વાનર છે.
નાણાં નહીં હોય તેનાં અહીં કયાં ઠેકાણાં છે.

× × ×

વચનથી વેરવાઇ વેરને વિસારી મુકે,
વચનથી કીંમત જણાઇ આવે જનમાં;
વચનથી અંતરમાં આનંદ અધિક થાય,
વચનથી મહા ખેદ ઉપજે છે મનમાં;
અજાણ્યાથી પ્રીત થાય જાણ્યા વિપરીત થાય,
વચનથી જવું પડે પારકા વતનમાં,

સુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
વિદ્યા વશિકરણની વસે છે વચનમાં

× × ×

રાંધવું સીધવું કામ વાસણ વગેરે બધી,
પેટ જો ન હોત તો પંચાત કોને નડે છે;
પેટ વિના ભૂખ કે તરસ કયાંથી લાગે ભાઈ,
પેટ જો ન હોય તો કમાવું કોને પડે છે?
લાંચ ચાડી કે લબાડી પેટને પાપેથી થાય,
પેટ જો ન હોય તો ચાકડે કોણ ચડે છે;
ગમે કે ન ગમે એવી અતી કડી કુટવાળી,
કેશવ ઉપાધી બધી એક પેટ વડે છે.

× × ×

કીડી શોધે કણને કનકનું કામ કશું,
ચારપગું ઢોર તે તો ચાર ચાહીને ચરે;
સિંહને સ્વાદ સદા માંસનો જ સારો લાગે,
શેલડીનો સ્વાદ જાણી વિવેક ન વાપરે;
ગર્ધવને ગમે નહિ સારી કે નઠારી ગંધ,
તજી શુભ સ્થાનક કસ્થાનકે ફેરા ફરે;
કહે દલપતરામ જેને નહિ જેનું કામ,
વિખનો વિલાસી જીવ સાકરને શું કરે.

× × ×

પાણી ખારા તણો પ્રાણી દુધ મધ્યે ધરી દેખો,
તરતજ તરફડી મુંઝાઈ એ તો મરે;
ભોગી તણા ભારે ભારે વૈભવોને ભુંડા ગણે,
જેનું મન જોગી થવા જોગ જગતી કરે.
કોમળ કવિતા રૂડા કવીની કરેલી ભલી,
અણુસમજુ ઉર એતો નહિ ઉતરે;
કહે દલપતરામ જેને નહિ જેનું કામ,
વિખનો વિલાસી જીવ સાકરને શું કરે.

× × ×

પંડીતને પતની કહે તમો તો પઢી જાણો,
આપની અકલ એને અધિક જણાઈ છે;
રસોઇઓ રસોઇ કરી આપી રાજાને કહે,
ચાવી જાણો તેમાં કહો શી ચતુરાઈ છે;
વણકર વસ્ત્ર વણી આપી વણીઆને કહે,
વકરો કરી જાણો છો તેમાં શી વડાઈ છે;
આપ આપની અધિક દાખે દલપતરામ,
સકળમાં અકલ અંધારે વહેંચાઈ છે.






## માતા પીતાનો ઉપકાર.

કંસનો વધ કરીને મળવા ગયા તે સમયે શ્રીકૃષ્ણે પોતાના માતા પીતા વસુદેવ અને દેવકી પાસે આવીને એવાં નમ્ર વચન કહેલાં છે કે “ અમારાં મંદ ભાગ્યથી તમારી સેવાનો આનંદ અમને ન મળ્યો, સર્વ પુરૂપાર્થના મુળરૂપ આ દેહને જેણે ઉત્પન્ન કરી પોષણ કર્યું તે માતા પીતાનો ઉપકાર સો વરસ પણ પુત્ર કરી શકતો નથી. જે દીકરો પોતે સમર્થ છતાં માતા પીતાને પોતાના તનથી અને ધનથી આશ્રય નથી આપતો તેને મુવા પછી તેનું પોતાનું જ માંસ ખાઇને દીવસો કાઢવા પડે છે. વૃદ્ધ માબાપ, સતી સ્ત્રી, બાળક છોકરૂં, ગુરૂ અને શરણે આવેલો અથવા અતિથિ બ્રાહ્મણ એઓને જેઓ સમર્થ છતાં આશ્રય નથી આપતો તે જીવતે મુવા સરખો

જાણુવો. સમર્થ અને કંસના ભયથી ઉદવેગી એવો હું અને બળદેવજીના તમારી સેવા કર્યા વિનાના આટલા દીવસો વ્યર્થ ગયા."

## દુઃખથી જેવું જ્ઞાન થાય છે તેવું સુખથી થતું નથી.

દુઃખથી ગભરાવું નહિ, નાનું મોટું જે દુઃખ તારા ઉપર આવી પડે તેનું કારણ શોધી કહાડીને ફરી તેવાં કારણોથી દુર રહેનાં શીખવું જોઈએ અને એવી રીતે એમાંથી પણ સુખી રહેવાનો માર્ગ શીખીને નિશ્ચયો દઢ થવા જોઈએ! તથા અંતઃકરણ શુદ્ધ થવું જોઈએ! આપણે વધારે સ્વતંત્રને ઉન્નત થવું જોઈએ! નાનાં કલેષ કંકાસ મોટા દુઃખમાં હોમાઈ જઈને એ પ્રસંગે ગંભીર અને મહાન વિચારો ઉદ્ભવવા જોઇએ અને એમાંથી અંતસુધી યાદ રહે તેવા અનુભવ લઇ લેવા જોઇએ કેમકે દુઃખથી જેવું જ્ઞાન થાય છે તેવું સુખથી થતું નથી.

### જુઠા વિષે.

જુઠું બોલીને દઈએ સત્યતાની શિખામણ,
લોકોને કહો તે ઉપદેશ કેમ લાગશે;
જુઠું બોલે તે જરૂર મહા પાપનું જ મુળ,
જુઠું બોલવાથી શુળ સહસ્ત્રધા જાગશે;
જુઠું બોલે તે ગણાય કોરટનો ગુનેગાર,
જુઠું બોલનાર તણો ભાર બોજ ભાગશે;
કહે દલપતરામ જાણવું જરૂર આમ,
કોઇસમ કોરટ સાચો જવાબ માગશે.

### સત્ય વિષે.

કુલનું કંગાલપણું જાય છે કુસંગ સાથે,
સંપ સાથે સમૃદ્ધિ સદા વિદાય થાય છે;
સિદ્ધિ અને બુદ્ધિ બંન્ને આવે છે ઉદ્યોગ સાથે.
આળસ સંઘાતે તો દરીદ્રતા દેખાય છે;
કંજુસાઈ સાથે સદા ઉપજે છે અપજશ,
જશ તો ઉદારતાની સાથે વધી જાય છે;

જુઠા સાથે અવિશ્વાસ આવે દલપત કહે,
સત્ય સાથે શાહુકારી બહુધા બંધાય છે.

## ફીલીપની ફીલસુફી.

મહાન દિગ્વિજયી સીકંદર પાદશાહનું નામ તો સર્વેએ સાંભળ્યું હશે ! તેના પીતાનું નામ ફીલીપ હતું. તે ફીલીપે એક માણસને એટલા વાસ્તે જ નોકર રાખ્યો હતો કે મોત આવવાનું છે એ વાત તેને વારંવાર ફીલીપને સંભારી આપવી. આથી જ્યારે ફીલીપ રાજા ગાદી પર બેશી રાજકાજ કરતો ત્યારે પેલો માણસ થોડી થોડીવારે પોકારતો કે–" ફીલીપ રાજા ! યાદ રાખો કે તમો મરવાના છો, " આ વચન સાંભળતાં રાજાને પવિત્ર કામો કરવાની ચાનક ચડતી.

## આપણો જન્મ શા માટે છે !

આપણે આંહી આ અસાર સંસારમાં શામાટે આવ્યા છીએ તેનો વિચાર કરવો જોઇએ. આપણા માથે ચોરાસી લક્ષ યોનીઓમાં જે જે પાપો કર્યા છે તે છુટવાને માટે પરમાત્માએ આપણા ઉપર મહાન કૃપા કરીને ભરતખંડમાં ઉત્તમ જન્મ આપ્યો છે માટે આપણે સતગુરૂના શરણે રહી હમેશાં આત્મ વિચાર કરવો જોઇએ ! પંચ વિષયથી હમેશાં દુર રહેવું જોઇએ અને ભગવાનની પ્રસન્નતાને માટે તેના કાયદા પાળવા જોઇએ એટલું જ નહિ પણ આપણે ભક્તિને લેવા આવ્યા છીએ તે ભુલવાનું નથી; નહિ તો પેલા ભરવાડના છોકરાના જેવું પરિણામ આવશે. એક ભરવાડનો છોકરો પોતાની સ્રીને તેડવા માટે પોતાના સાસરાને ત્યાં ગયો હતો ત્યાં ખાવા પીવાના અહેશ આરામમાં પડવાથી જે વાસ્તે પોતે આવ્યો હતો તે વાત કહેવી રહી ગઇ. પંદર દીવસ બાદ તેના બાપનો કાગળ આવ્યો કે હજાર કામ પડતાં મુકી તુરત આવજે, એટલે ભરવાડનો છોકરો પોતાના સસરાને કહેવા લાગ્યો કે મારા મનુષ્યને તૈયાર કરો હું તેડવા આવ્યો છું. તેનો સસરો કહે જો તમે તેડવા આવ્યા હતા તો અમોને પહેલે દીવસે જ જણાવવું હતું કે અમે આણાંના લુગડાં વિગેરેની તૈયારી કરી રાખીએ. હવે થોડા વખતમાં અમારાથી તે

તૈયારી કેમ બને. કાંઈ દીકરીને એમ વળાવાય નહિ. છેવટે નિરાશ થઈને ભરવાડના દીકરાને ઠાલે હાથે ઘેર જવું પડ્યું. તે પ્રમાણે આપણે આંહી પરમાત્માની ભક્તિ કરવાને માટે આવ્યા છીએ પણ પંચ વિષયના મોજશોખમાં જે કરવાનું છે તે તદ્દન ભુલી જઈ અવળે માર્ગે ચડી ગયા છીએ. જ્યારે કાળનું તેડું આવશે ત્યારે આપણા સાથે ભક્તિરૂપી ભાતું તૈયારી કર્યા વિના સાથે આવશે નહિ અને આપણે ઠાલે હાથે જવું પડશે તે વખતે પસ્તાવો થશે માટે આગળથી ચેતી જઈ ભગવાનની ભક્તિ કરવાનું કદી પણ ચુકવું જ નહિ. કારણકે આપણે થોડો કાળ આંહી રહી અવશ્ય જવાનું તો છે તો પછી ભક્તિરૂપી ભાતું આપણા પાસે નહિ હોય તો ભારે હેરાન થવું પડશે.

## સમય અમુલ્ય છે.

વખત બહુ અમુલ્ય છે તેનો વિચાર કરવો. ગયો વખત પુનઃ લાખો ઉપાયથી મળી શકતો નથી. વખતની કીંમત કેટલી મોટી છે તેનો તમોને ખ્યાલ છે ? આખી દુનિયાનું રાજ્ય કદી કોઈ આપી દેય છતાં તેના બદલામાં એક ક્ષણ આપણને કોઈ આપી શકતું નથી એવી અમુલ્ય જીંદગી આપણે ઠઠ્ઠા મશ્કરીમાં ગુમાવી દઈએ તો આપણા જેવો બીજો કોણ મૂર્ખ કહેવાય ? વાંદરા જેમ મુઠી ચણાથી રાજી થાય અને હાથમાં આવેલો સાચો હીરો ગુમાવી બેસે તે પ્રમાણે આપણે ખોટા અસાર સંસારના પંચવિષયોમાં આપણું અમુલ્ય જીવન ગુમાવી દઈએ ને આત્માની ઓળખાણ ન કરીએ તો પછી અંત વખતે આપણને ગયેલા સમયનો બધો પશ્ચાતાપ થશે તેનો વિચાર તો કરો ! પરમાત્માએ મહાન કૃપા કરી ભરતખંડમાં ઉત્તમ મનુષ્ય દેહ આપ્યો છે. વળી સર્વ અંગે સારા રાખ્યા છે એટલું જ નહિ પણ તે મહાન પીતાએ આપણી દરેક સગવડો પુરી પાડવાને ઠામઠામ પવિત્ર મંદિરો તૈયાર કરાવી આપ્યાં છે હવે દીવો લઈને કોણ કુવામાં પડે ? આ તો એના જેવું થાય છે. વિચાર કરો કે મોટા મોટા મહાન રાજાઓને પણ કાળ છોડતો નથી તો શું આપણને છોડશે ? તે તો તેનો વખત આવશે

એટલે આપણા પર અણધારી સ્વારી કરશે માટે તેનું નિવારણ કરવા માટે વખતનો સદુપયોપ કરી લેવો જોઇએ કારણકે ભૂતકાળની ફીકર તે નકામી છે તેમ ભવિષ્યકાળની કોઇને ખબર નથી માટે વર્તમાન કાળમાં જ આપણા શ્રેયનું સાધન મેળવી લેવું; નહિ તો પછી મહાન પશ્ચાતાપ કરવાનો સમય આવશે. માટે ચેતો ! અને પળેપળનો હીસાબ રાખી સતકર્મમાં લાગી જાઓ ! વખતને જતાં વાર લાગતી નથી. તે પવન રૂપી ઘોડા ઉપર સ્વાર થઇ ચાલવા માંડયો છે તેનો વેગ મહા બળવાન છે તેમ ગયો વખત લાખ્ખો ખરચતાં કદી મળવાનો નથી એ નિસંદેહ છે.






## મહાત્મા શ્રી પાગલ હરનાથના ઉપદેશો.

(૧) કોઇપણ વિષયના બહુ વિચારશીલ થાઓ નહિ. જે કાર્ય કરવા તમારામાં હિમત ન હોય તે કાર્યનો વિચાર કરતાં પણ બીતા રહેજો. તમારાં કર્મને કોઇપણ પ્રકારે છુપાવવા યત્નશીલ થશો નહિ. જે કર્મનું સ્ફુટન કરતાં શરમીંદા થવું પડે તેવાં કર્મોથી દુર રહો. પ્રગટ ન કરી શકતા કર્મનો તો નીરંતર ત્યાગ કરવો જોઇએ.

(૨) તમારાં મનો રાજ્યમાં ઉદ્ભવતા કલીષ્ટ વિચારોને અતિવયસ્ત કરી નાખો. કલીષ્ટ કર્મ કરતાં કલીષ્ટ વિચારો વિશેષ ભયાનક છે અને તેટલાજ માટે હઠયોગ કરતાં રાજયોગ પ્રશંસનીય ઠરે છે. એક કર્મ છે બીજો વિચાર છે. વિચાર એટલો બધો બળવાન છે કે અન

સ્તીત્વનું અસ્તિત્વ આણી શકે છે, અગોચરને ગોચર કરે છે અને અગ્રાહ્યને ગ્રાહ્ય બનાવે છે.

(૩) તમારે તમારા વિચારને જેમ બને તેમ સરળ અને નમ્ર બનાવવા જોઇએ. ઉચ્ચ વિચાર હમેશાં અંધકારમાં પ્રકાશીત રહેતી કોઈ એક જ્યોતની માફક પ્રકાશી રહે છે. તે સ્થિતિમાં કંઇ અજ્ઞાન રહેતું નથી. દર્પણવત સર્વ વસ્તુ સત્ય સ્વરૂપમાં જ દૃશ્ય થાય છે.

(૪) વિચાર શક્તિ ખરેખર મહાન બલિષ્ટ છે, તે અતર્ક્યને પણ તર્ક્ય બનાવે છે. તેની શક્તિ અને ગતી ઉભય અછેદ્ય છે. આવા બલિષ્ટ પ્રતિનિધિને પોતાના શત્રુ બનાવવામાં કોઇપણ વ્યક્તિને વિશ્રાંતી મળતી નથી. જેણે વિચારને પોતાના મિત્ર સમાન માની લીધો છે તેને માટે પછી કાંઇ અસાધ્ય નથી.

(૫) દુષ્ટ કૃત્યો કરતાં દુષ્ટ વિચાર વિશેષ વિઘ્ન કરતા છે તેટલા માટે સદ્ વિચારમાં જ કાળ ક્ષેપન કરવો.

(૬) શરીરને બેહાલ બનાવવા સારૂ ચિંતા છે. પરન્તુ જગતના વિચારો જ્યારે લય પામશે ત્યારેજ પ્રભુના વિચારોનો પ્રાદુર્ભાવ થશે. શરીર, હૃદય ને આત્મા ત્યારે જ હર્ષીત થશે. આ ઉભય વિચાર કેવાય છે પણ લક્ષણ—સ્વભાવમાં ભીન્નતા છે, એક બીજાથી વિરોધ છે આવી વસ્તુસ્થિતિમાં પ્રભુના જ વિચારમાં રમણ કરવા અને ચીત સુખી થવાની અભિલાષા કેમ ન રાખવી ? પ્રભુના વિચાર તે પરમાનંદનું સાહીત્ય છે.

(૭) ઉચ્ચ કોટીના વિચારમાં પ્રવૃત્ત રહો. અગ્રાહ્ય પ્રભુને ગ્રાહ્ય કરવા આપણા વિચારની સમર્થ સહાનુભુતી જોઇએ. તે સહાનુભુતીને જતી કરશો નહિ. ઉચ્ચા વિચાર અને અન્ય પ્રત્યે સારો સેવાભાવ એ બેની જોડી ઠીક જામશે.

(૮) શરીરને બહારથી ધોવા માટે તમારા પાસે સાબુ છે પરન્તુ હૃદયને ધોવા માટે વિચાર રૂપી સાબુ છે. એ સુવિચાર રૂપી સાબુથી હૃદય પવિત્ર બને છે તે નિઃશંક વાત છે. જેટલી સાબુમાં વિમલતા તેટલી હૃદયની વિશુદ્ધતા તથા પવિત્રતા.

(૯) તમારા વાર્તાલાપમાં પણ તમે સતત પવિત્ર રહો. મઝાક મશ્કરીમાં પણ મલીન શબ્દો યા ભાવનાને સ્થાન આપશો નહિ કારણ કે આપણું હૃદય તો શ્રી હરી પ્રભુનું મંદિર છે. તે હૃદયરૂપી મંદીરમાં મલીનતા ન રહે અને આપણા પ્રભુ દુઃખી ન થાય તે જ જોવાનું છે.

(૧૦) તમારા વિચારને દયા અને સૌંદર્યથી સતત વિભૂષીત રાખો. જે જે તમારા સમાગમમાં આવશે તે તે તેના આનંદથી ગ્રાહક થશે. પ્રભુ ભક્તિનું આ એક પ્રથમ પગથીયું છે, તમારા વિચારને નિરંતર નિષ્કલંક બનાવો.

(૧૧) નિરંતર સાત્વિક ચીંતવનથી જ્યારે હૃદયની પુર્ણ શુદ્ધિ થાય છે, ત્યારે મહાદયાનીધી પ્રભુના દર્શન થાય છે. તે અણબોલાવ્યા આવશે, અને રજા આપવા છતાં ત્યાંના ત્યાંજ રહે છે.

## મહાત્મા પુરૂષોની શિક્ષા.

(૧) હમેશાં સત્સંગ કરવો.

(૨) કોઇનો વિરોધ ન કરવો, સર્વેની સાથે મીઠાં વચનો બોલવાં.

(૩) સારાં વચનોથી સ્નેહ વધે છે અને નઠારાં વચનોથી કલેશ વધે છે.

(૪) પ્રભુની ભક્તિમાં સ્નેહ રાખવો.

(૫) આપણી બુદ્ધિ સ્થિર કરી રાખવી.

(૬) કોઇના ઉપર ક્રોધ નહિ કરવો.

(૭) ધીરજ કદી મુકવી નહિ કારણ કે ધીરજના મીઠાં ફળ છે.

(૮) હર્ષ શોક કદી પણ કરવો નહિ.

(૯) સુખદુઃખ સરખાં કરી માનવાં.

(૧૦) ક્ષમાવંત થઇને રહેવું.

(૧૧) મનમાં કોઈ વાતની ઇચ્છા ન રાખવી.

(૧૨) શત્રુ મિત્ર વિષે સમાન બુદ્ધિ રાખવી.

(૧૩) માન, ભય, હર્ષ ન રાખવો.

(૧૪) ચિત્ત આપણે વશ રાખવું.

(૧૫) ઇંદ્રિઓને વિષે પ્રીતિ ન રાખવી.
(૧૬) મનમાં કોઇ પ્રકારનો ગર્વ કરવો નહિ.
(૧૭) સ્ત્રી, પુત્ર ને ઘર ઉપર પ્રીતિ ન રાખવી.
(૧૮) કુટીલતા રહીત રહેવું.
(૧૯) મીથ્યા ભાષણ ન કરવું.
(૨૦) હમેશાં સત્ય બોલવું.
(૨૧) પ્રાણી માત્ર ઉપર દયા રાખવી.
(૨૨) અંતઃકરણ કોમળ રાખવું.
(૨૩) નિંદીત કાર્ય કોઈ દીવસ ન કરવું.
(૨૪) કોઈના જામીન ન થવું.
(૨૫) ખાનગી વાત સ્ત્રીને કદી પણ કહેવી નહિ.

## એક ટેક રાખવાંથી સર્વ કાર્ય સિદ્ધ થાય છે તે વિષે.

એક વખતે કોઈ એક ન્હાના ગામમાં એક માણભટ્ટ કથા કરી રહ્યા હતા તેની પાસેથી એક દુરાચરણી માણસ કે જેને દારૂ, માંસ, ચોરી ને વ્યભિચારની ટેવ હતી તે જતો હતો તેજ વખતે કથામાં પણ તેજ પ્રસંગ ચાલતો હતો કે ઉપર પ્રમાણે ચાર દુર્ગુણવાળો માણસ કદી પણ ભવસાગર તરીને સ્વર્ગે પહોંચતો નથી. પૂર્વના પૂણ્યના યોગે તે દુરાચરણીને પોતાના દુર્ગુણનું ભાન થતાં પ્રભાતમાં તે માણભટ્ટને ઘેર જઈ સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી કહેવા લાગ્યો કે,—મહારાજ! મારો તો શું અનુગ્રહ જ નહિ થાય? અજામીલ, ગુણિકા ઈત્યાદિ પાપના પર્વતરૂપ હતા તેનો ઉદ્ધાર સહેજમાં થઈ ગયો તો શું મારો ઉદ્ધાર નહિ બને? માણભટે કહ્યું બાપા! ખપવિના વસ્તુનો કાંઈ ઉપયોગ કે કીંમત હોતી નથી. જો તારે મોક્ષ મેળવવાની ઈચ્છા હોય તો મારા કહ્યા પ્રમાણે તારે એક નિયમ દૃઢ ધરવો પડશે. પેલા દુરાચરણીએ કહ્યું મહારાજ! મારાથી ચોરી,

દારૂ, વ્યભિચાર ને માંસનું ભક્ષણ એ વસ્તુ વિના તમારી ઈચ્છામાં આવે તે નિયમ મને આપો એટલે ઉમંગથી હું પાળીશ. માણભટે કહ્યું ભાઈ! તારી એમજ ઇચ્છા હોય તો ભલે! પણ મારૂં એટલું વચન તારે ખરા અંતકરણથી માનવું પડશે. તે એકે "તારે હમેશાં સાચું બોલવું". પેલો દુર્ગુણી મનમાં બહુજ રાજી થયો ને માણભટ પાસે સપથ લીધા કે આજથી હું હમેશાં સાચું બોલીશ. તેજ સાંજે જ્યારે તેને દારૂ પીવાને પીઠામાં જવાનું હતું ત્યારે રસ્તામાં લોક પુછવા લાગ્યા કે,–ભાઈ કયાં જાઓ છો? ત્યારે દુરાચરણીએ કહ્યું કે પીઠામાં દારૂ પીવા. આ વાતની તેમના નાતીલાઓને ખબર પડવાથી તેને જ્ઞાતી બહાર મુકયો. વળી પરસ્ત્રી પાસે જાય ત્યારે પણ સાચું બોલે, માંસ ખાય ત્યારે પણ સાચું બોલે એથી તો તે લોકમાં એટલો બધો શરમીદો થઈ પડયો કે દારૂ ને વ્યભિચાર મુકાઈ ગયા. અને જ્યારે માંસ લેવા જાય ત્યારે પણ લોકો પુછે એટલે ખરૂં બોલે તેની પણ અતિષે નિંદા થતાં તે દુર્ગુણ પણ મુકાઈ ગયો. પછી ચોરી તો થાયજ કયાંથી? તોપણ એક વખત ચોરી કરવા નિકળ્યો ત્યારે પોલીસે પુછ્યું કયાં જાય છે? ત્યારે કહે ચોરી કરવા. તે ઉપરથી તે ગુનેગાર થતાં શિક્ષાને પાત્ર થતાં તે દુર્ગુણ પણ મુકાઈ ગયો. આવી રીતે એક સાચું બોલવાથી મહાન દુર્ગણોનો નાશ થયો. વળી એક વખત બાદશાહની હવેલીમાંથી રતન ચોરાએલાં તે શક ઉપરથી તેને પુછતાં સાચું બોલવાથી રાજા તેના ઉપર અતિશે પ્રસન્ન થયો અને રાજાએ પોતાનું અરધું રાજ્ય તથા પોતાની પુત્રી આપી. આવી રીતે સાચુ બોલવાથી તેના દુર્ગુણોનો નાશ થતાં પોતાનો અભ્યુદય થયો માટે જો એક ટેક પણ દઢ કરી રાખવામાં આવે તો સર્વે સિદ્ધીઓ અનાયાસે પ્રાપ્ત થાય છે. તે વિષે કવિશ્વર દલપતરામભાઇએ કહ્યું છે કેઃ–

**દોહરો.**

સહીયે સંકટ સર્વ પણ, કહીએ સાચી વાત;
લઈએ સુખ પરલોકમાં, રહીએ સુખી દીનરાત.

## ઉપયોગી ઉતારા.

ઝાંઝવાના જળની પેઠે આ સંસાર ક્ષણભંગુર છે એમ જાણીને ધર્મના પાલન અર્થે તથા સુખના અનુભવ અર્થે સજ્જન સાથે સંગત કરવી.

× × ×

અસત પુરૂષ ઉપર કરેલા સો ઉપકારો નિષ્ફળ જાય છે; અને મુર્ખ માણસ આગળ સુભાષિત વચનો ભરેલી સેંકડો વાતો નકામી છે.

× × ×

જે કહેલું સાંભળતો જ નથી તેને સો આજ્ઞા કરીએ તોપણ તે વ્યર્થ, અને અચેતનને સેંકડો બુદ્ધિ નિરૂપયોગી છે.

× × ×

જેવું સુખ શઠ સ્ત્રીને બીજા પ્રીય પુરૂષનાં સંગમાં દુર્વા પાથરેલી ભોંય ઉપર લાગે છે, તેવું સુખ કે પ્રીતી ચિત્ર વિચિત્ર વૈભવોવાળી પથારીમાં મજાહથી સુતાં પણ આવડતું નથી.

× × ×

બુદ્ધિમાન પુરૂષોએ દ્રવ્યનો નાશ, મનનો સંતાપ, ઘરના માણસોના દુષણવાળાં ચારિત્રો, છેતરામણ અને અપમાન એ લોકમાં પ્રગટ કરવાં નહિ. બિલાડો, પાડો, બકરો કાગડો, અને દુર્જન એ સર્વે વિશ્વાસ રાખવાથી માથે ચડે છે.

× × ×

ગુણવાન માણસમાં નમ્રતા એ ભૂષણ છે, સ્ત્રીઓમાં લજ્જા એ આભૂષણ છે. દંપતીમાં પ્રેમ એ આભૂષણ છે. શક્તિમાનમાં ક્ષમા એ આભૂષણ છે. ને લક્ષ્મીવાનમાં ઉદારતા એ આભૂષણ છે.

× × ×

વૈદ્ય, વકીલને સદ્‌ગુરૂ પાસે કદી પણ જુઠું બોલવું નહિ.

× × ×

જો તમારે કોઈની સાથે ગાઢી મિત્રતાઈ કરેલી હોય તો તેની સાથે તમે ત્રણ વાતો કરશો નહિ. (૧) વાણીનો વિનોદ. (૨) પૈસાની

લેવડદેવડ. (૩) એકાંતમાં તેની સ્ત્રી સાથે મળવું બોલવું.

× × ×

ધર્મ, ધ્યાન, ઔષધ, દ્રવ્ય અને સદ્દવચનો તેનો સર્વદા સંગ્રહ કરવો.

× × ×

ગુણવાન પાસે માંગણી કરતાં આપણે નિષ્ફળ નિવડયા તે સારૂં પણ અધમ પાસે માગણી કરતાં સફળ થયા તે સારૂં નથી.

× × ×

એક ન્હાની વાદળી પણ સૂર્ય ઢાંકી શકે છે, એક જ શેર તુટવાથી તેમાં પરોવેલાં સઘળાં મોતી વીખરાઈ જાય છે, એક જ વિચારથી આત્મા ભ્રષ્ટ થઇ જાય છે. અને એક જ વચનથી હૃદયને આઘાત ભારે થાય છે માટે તારા હૃદયની શ્રેષ્ટ વિભૂતિઓનું જ દાન કર! સુંદર કુદરતમાંથી શિક્ષણ-લઇને તારામાં રહેલી શ્રેષ્ટ વસ્તુઓ આપ!

× × ×

જો તું પૈસાદાર હોય તો તારી સ્થિતિની મહત્તા, અથવા તારા આત્માની મહત્તા, નમ્રતાથી વાતચીત કરવામાં, હલકી પંક્તીના મનુષ્યો પ્રત્યે દયા રાખવામાં, દુઃખીની માવજતમાં અને નિરાધારને આશ્રય આપવામાં જ દર્શાવજે! આ રીતે મહાન થઇશ. "સ્ટર્ન"

× × ×

આપણું જીવન શા માટે છે! જઇ શકાય તે દરેક ખુણામાં જઇને દુઃખી પ્રાણીઓને ઇશ્વર સુખને માટે ઇશ્વરની પાસે ફરીથી જવાના ધર્મ કાર્ય માટે છે, માયાળુપણાનો સુંદર ધર્મોપદેશ આપવા દૈવી સુખમાં આપણી પોતાની જાતને મિશ્ર કરી દેવાને માટે છે.

× × ×

## સુબોધ સંગ્રહ પાઠ બીજો.

પાવીઆ કે શેહેરમે, પાતરે કરી દુકાન,
તેણ જલાયા ગાંઠકા, કુચ્છ ન પામી માન;

કચ્છુ ન પામી માન, રેન વીતી સબ રોય,
ઓ ગંડુકે ગામ, અહા! અપની પત ખોઈ;
કહે દીન દરવેશ, ભેખ હે ભવાઈયાકા,
કયું નહિ સમજી નાર, શેહેર હે પાવઈયાકા.

* * *

જાય જાય જોને તારૂં જીવતર એવી રીતે,
જળ વધુ જાય સાથે જંતુઓ બીજાંજ જાય;
ખાય ખાય ખલકને, ખોતરી ખચિત કામ,
નખ ખાય નેણ ખાય શીરની શીખાય ખાય;
થાય થાય થાવરને જંગમ જરૂર નાશ,
કંઈક ગયા તેની કેવી કરમ કથાય થાય;
હાય હાય કરી હૈયું કુટશે હેતુઓ તારા,
હયાતી છતાં તું હઈશ ચેત્યો નહિ હાય હાય.

* * *

કાયાની શી માયા કાયા વાદળીની છાયા જેવી,
રેતીના રચાયા પાયા એવી કાચી કાયા છે;
દહન થતા દેખાયા રંક અને રાણી જાયા,
માયા મેલી મુએલા ગણાયામાં ગણાયા છે;
ધન માટે ધાયાને કમાયા ન કમાયા કોઈ;
બંધને બંધાયા કાળ ઝાળમાં ઝલાયા છે;
ગુરૂ ચેલો ભાખ્યા પણ સ્થિર ન થોભાયા ભાઈ,
અહીં સૌ સમાયા એવી ઈશ્વરની માયા છે.

* * *

સારાં કામ કરે તેની ખામીઓ ન ખોળી જોવી,
સારા સારા ગુણ જોઈ કહેવું કે સારૂં છે;
શાહણપણે શાણા જનો સજે કામ તોલ તેમાં,
નકી જાણો કશું કહેવાનું રહેનારૂં છે.

ઇશ્વરના કામમાં અનેક રીતે ખામી ભાસે,
મણીમાં મીઠાશ નહિ, નિધિ જળ ખારૂં છે;
કહે દલપત કોટી ભાનુનો આભાસ છતાં,
આસમાની રંગ આ આકાશમાં અંધારૂં છે.

* * *

ઘુડ કહે ઘણો જુનો ચોખો છે અમારો ચાલ,
દુનિયાની જુની રીત, અમારે દેખાડવી,
સૃષ્ટી સરજ્યાં પહેલાં, કહો ક્યાં સુરજ હતો ?
એતો થયો નવો, નવી રીત નથી પાડવી;
હોય જાતે હલકા તે આધુનિક રીત રાખે,
ઉત્તમ જાતીએ નવી રીતને નસાડવી;
જુઓ કેવી જગતમાં ઉત્તમ અમારી જાત,
દીવાકર દેખી નહિ આંખ જ ઉઘાડવી.

* * *

જંગલમાં જતાં એક દુર થકી રાજા દીઠો,
બોલાવતા તેના બોલ કાજુ લાગ્યા કાનને;
પછી એક ભીલ દેખી પ્રીતે તેની પાસ જઈ,
બોલાવ્યો ત્યારે તે બોલ્યો જાણે ભુલી ભાનને;
તું કોણ છે ! કોનો છૈયો ! પીતા તારો મુવા પછી,
માએ નાતરૂં કર્યું કે સાચે સાચું માનને;
દાખે દલપતરામ સાંભળી સંતાપ થયો,
દીલમાં લજાવ્યું પડ્યું બોલાવી નાદાનને.

* * *

સજ્જનની સોબત થકી, સુખ સંપત સૌ થાય,
દુર્જનની સોબત થકી, બુદ્ધિ બગડી જાય.




## વિપરીત સમયમાં સતી સ્ત્રીઓએ પોતાના શિયળ કેવીરીતે જાળવ્યાં

(૧)

એક ગામમાં રાજાની દૃષ્ટિ પોતાની પ્રજા ઉપર બગડી હોવાથી તે જ ગામના નગરશેઠની સ્ત્રી કે જેઓ શિયળની કિંમત પ્રાણ કરતાં પણ વિશેષ સમજતી તેના ઉપર રાજાની એક વખતે દૃષ્ટિ પડતાં તેના સ્વરૂપમાં રાજા મોહાંધ થઇ ગયો ને સ્ત્રીનો હાથ પકડી કહેવા કે હે સ્ત્રી તું મહારા રાજ્યમહેલમાં ચાલ હું તને મહારી રાણીઓથી શ્રેષ્ઠ ગણીશ ! નગરશેઠની સ્ત્રી મનમાં સમજી ગઈ કે રાજા એ આપણો પિતા છે ! હું તેની પુત્રી છું પણ આ વખતે રાજા વિષયાંધ થતાં કાંઈ ભાન રહેલું નથી માટે તેને કોઇ યુક્તિથી સમજાવું તો ઠીક. પછી રાજા પાસે જઇ કહેવા લાગી હે રાજા ! અમારાથી તમારા મહેલમાં અવાય નહિ ! પણ જ્યારે તમારી કુદૃષ્ટિ થએલી છે તો દશ દીવસનું મારે મહાવ્રત છે આપ અગિયારમેં દીવસે બેલાશક મહારા ઘેર પધારજો. આપની ઇચ્છા પુરી થશે. રાજા મનમાં રાજી થવા લાગ્યો ને દીવસ ગણવા લાગ્યો. નગરશેઠની સ્ત્રી રાજાના પંજામાંથી એકદમ ઘેર ગઇ અને પોતાના સ્વામીનાથને વીતેલી સર્વે હકીકત જાહેર કરી. પણ સ્ત્રી બહુ સુશીલ ડાહી હતી. એટલે તેના વિષે કાંઈ વધારે શંકા લેવાનું તેને રહ્યું નહિ. તેને સ્ત્રીએ પોતાના સ્વામિનાથને કહ્યું કે, આપણા રાજાની દુર્બુદ્ધિ થતાં ખરેખર રાજ્યની પાયમાલી થશે માટે જો તમારી મરજી હોય

તો હું રાજાને યોગ્ય નશીયત આપવાને એક ઉપાય યોજું. નગરશેઠ કહે સ્ત્રી ! યુક્તિથી રાજા ઠેકાણે આવતો હોય તો તેમાં રાજાનું ભલું થતાં પ્રજાવર્ગ સુખી થશે માટે બેલાશક તેવી યુક્તિ કરી રાજાને સદ્દબુદ્ધિ જાગૃત કર. તુરત સ્ત્રીએ બજારમાંથી રેચ મંગાવી પોતે રેચ લીધો ને પોતાના મહેલમાં ઘડા મંગાવી પેટનો મેલ તેમાં ભરી રાખ્યો જ્યારે દશ દિવસ પુરા થયા ત્યારે રસ્તામાં સાચા કપડાં પથરાવી ઘણા પ્રકારની શોભા કરી હતી. રાજા તો દશમા દિવસની રાહ જ જોતો હતો. કેમકે જે માણસ વિષયમાં આંધળો થએલો હોય છે તેને અમૃત પણ વિષ જેવું લાગે છે. દશમે દીવસે નવી જાતનો પોષાક પહેરી નગરશેઠને ઘેર આવ્યો. રસ્તાની અનહદ શોભા જોઈ રાજા મનમાં વિચાર કરવા લાગ્યો કે મ્હારા ઉપર તેની કેટલી બધી પ્રીતિ છે. તે તો હરખાતો હરખાતો નગરશેઠના મહેલમાં ગયો તો ત્યાં પેલી સ્ત્રી દશ દીવસના જુલાબને લીધે અતિકૃશ થઇને પડેલી રાજાના જોવામાં આવી. ને રાજા તુરત કહેવા લાગ્યો કે આ તમોને શું થઈ ગયું ? હે સ્ત્રી આ ઘડામાં શું છે ? તેં રસ્તામાં સાચાં કપડાં પાથરી અનહદ શોભા શા માટે કરી છે ? ત્યારે સ્ત્રી કહે હે રાજા ! તને જેના પર મોહ હતો તે વસ્તુ આ ઘડામાં ભરી છે. ને જ્યારે તું નર્કમાં જવાને તૈયાર થયો તો પછી શા માટે અમે શોભામાં બાકી રાખીએ. ને દશ દિવસ પહેલાં મારા શરીરને જોઇ તું મોહ્યો હતો તે જ અત્યારે દશ દિવસના રેચ લીધેલું શરીર જોઈ તું ધિક્કારી રહ્યો છે ! તે જ આ શરીર કે જેના ઉપર તને મોહ થયો હતો. રાજાને આ બનાવ જોઈ જ્ઞાન થયું ને તે સ્ત્રીને પોતાની પુત્રી ગણી દશ હજાર રૂપિયા ઇનામ આપ્યું. તે સ્ત્રીએ તેજ ગામના પાંજરાપોળમાં મોકલાવી દીધા. ધન્ય છે તેવી સ્ત્રીઓને કે રાજાને નર્કમાં જતો બચાવી લીધો.

(૨)

મહાત્મા તુલસીદાસજીને ન્હાની વયમાં પોતાની સ્ત્રીપર પારાવાર હેત હતું અને તેવો એક ક્ષણ પણ સ્ત્રી વિના રહી શકતા

નહોતા. એક વખતે તેની સ્ત્રીને અચાનક કારણુસર પોતાના પિયેર જવાનું થયું તે વખતે તુલસીદાસજી બહુ જ ઉદાસ થઇ ગયા ને પોતાની સ્ત્રી પીયેરે ગયાને હજુ ત્રણ દિવસ નહોતા થયા ત્યાં પોતાની સ્ત્રીને મળવા માટે નીકળ્યા પણ તે વખતે જમનાજીમાં ભયંકર પુર આવેલું હતું તે વખતે એક મડદુ પાણીમાં તણાતું આવતું હતું તેને જોઇને તુલસીદાસજી પોતાના મનમાં સમજ્યા કે સ્ત્રીનો કેટલો બધો પ્રેમ છે? જુઓને મારા વાસ્તે પોતે હોડી મોકલી છે એમ ધારી તેઓ મડા ઉપર અસ્વાર થઇને નદીના પેલે પાર ગયા! રાત્રિ અંધારી હતી તેથી પોતાની સ્ત્રીના પિતાશ્રીના ઘર પાસે ગયા તે વખતે રાત્રીના બાર વાગ્યા હતા ત્યાં એક મોટો સર્પ મેડી ઉપરથી નીચે ટીંગાતો હતો તેને દેખી તુલસીદાસજી મનમાં રાજી થયા કે જુઓ મહારી સ્ત્રી કેટલી સમયસુચકતાવાળી છે કે મારા માટે દોરડું લટકાવી રાખ્યું છે. એમ કહી સરપના આધારે મેડી ઉપર ચડયા ને પોતાની સ્ત્રીના ઓરડામાં ગયા ને સ્ત્રીને જગાડી! સ્ત્રી પોતાના સ્વામીને જોઈ કહેવા લાગી! અહો સ્વામીનાથ અત્યારે આવવાનું શું પ્રયોજન? અને તમે કેવી રીતે આવ્યા? તપાસ કરતાં સ્ત્રીને જણાયું કે મડા ઉપર બેસી જમનાજી નદી તરીને આવ્યા છે ને સર્પ પકડી મેડી ઉપર ચડી આવ્યા છે! ત્યારે પોતાના સ્વામીને કહેવા લાગી, હે સ્વામીનાથ! તમે મારા ઉપર જેટલો મોહ રાખો છો તેટલો શ્રીરામચંદ્રજી ઉપર રાખો તો આ ભવસાગર સત્વર તરી જાઓ! મ્હારામાં તમે શું વસ્તુ અમુલ્ય ગણી છે? જુઓ મારા મોઢામાં લાળ ને લીંટ ભર્યાં છે. મારી ગુહ્ય ઇંદ્રિયો તેમાં મુત્ર ને મળ ભરેલાં છે. મારૂં શરીર એક હાડકાનું બનેલું છે ને તેના ઉપર માંસ વીંટાએલું છે તેમાં આપને એવી કઇ વસ્તુ મોહ ઉપજાવી રહી છે? તુલસીદાસને સ્ત્રીના કહેવા ઉપરથી સંસારમાં તિરસ્કાર આવ્યો ને તુરત ઘેર જઇ ભગવાનની ભક્તિ કરવા લાગ્યા.

## પુસ્તકાલયના ફાયદા.

પુસ્તકાલય (લાઇબ્રેરી) જેના ઘરમાં છે તેની પાસે જ્ઞાનનો ભંડાર છે. જેમ ધનનો ભંડાર હોય છે ત્યારે માણસો પુણ્ય કરે છે તેમ જ્ઞાન પણ ધન કરતાં અધિક કામ કરે છે શું તો કે જન્મ મરણ થકી રહીત થાય છે. પુસ્તકાલય જેની પાસે હોય છે તેના ફાયદા નીચે પ્રમાણે છે.

(૧) ચિત્ત સંકલ્પ કરતું હોય તો વાંચવાથી શાન્તિ થઈ જાય છે.
(૨) મનરંજન કરે છે.
(૩) પવિત્ર દેવાલય જાય તેવો આનંદ થાય છે.
(૪) પુસ્તકાલય તેને ધર્માલય સમજવું.
(૫) જીવનને સુખમય સમજવું, કેમકે પુસ્તકોના સેવનથી તત્ત્વજ્ઞાન થાય છે.
(૬) સંસારી જીવો ધનથી સુખ માને છે ને તત્ત્વજ્ઞાનીઓ પુસ્તક વાંચવાથી આનંદ માને છે.
(૭) ધન તો નાશવંત છે અને જ્ઞાન તો માયાના સુખથી કરોડોગણું ઉત્તમ છે.
(૮) એક પંડીત કહેતો કે જે દિવસે હું પુસ્તક ન વાંચું તે દિવસે મારૂં માથું દુખી આવતું ને હું બેચેન રહેતો.
(૯) મનનાં સર્વે દુઃખો નાશ પામે છે.
(૧૦) મિત્રની જરૂર પડતી નથી.

## બોલતું પ્રાણી.

મનુષ્ય માટે "પુસ્તક" એ બોલતું ચાલતું મૂર્તિમાન પ્રાણી છે. એક પંડિત કહે છે જે તત્વજ્ઞાનીઓ જેઓ દુનિયામાં થઈ ગયા છે તે મરી ગયા નથી પણ તેઓ જીવતા છે કારણકે પોતાના ઉદ્ગારો પુસ્તકદ્વારા બહાર પાડી ગયા છે તે એક મોટામાં મોટો ઉપકાર કરી ગયા છે જેથી તેઓ અજર અમર છે.

## એક પંડીતની માંગણી.

એક પંડિત કહે છે કે મારી દુઃખી સ્થિતિ આવે તો હું

ભગવાન પાસે એટલું જ માગીશ જે પુસ્તકો વાંચવા માટે મારી પવિત્ર બુદ્ધિ રાખજે? કારણકે પુસ્તકોમાંથી જ જ્ઞાન ઉત્પન્ન થાય છે. મહાત્માના સંગ કરતાં પણ અધિક આનંદ અખંડ રહ્યા કરે છે, માટે પુસ્તકો વાંચવાની તીવ્ર શ્રદ્ધા થવાથી તત્વજ્ઞાન થાય છે જેથી દુનિયાના દુઃખ માત્રની નિવૃત્તી થઈ જાય છે.

### સઘળું ઇશ્વરમય જ છે.

એક મહાત્માએ પોતાના શિષ્યને બોધ કર્યો કે આ જગતમાં જે જે દેખાય છે તે સઘળું ઇશ્વર જ છે. શિષ્યે આ વાતનો શબ્દાર્થ ગ્રહણ કર્યો; પણ તેનું રહસ્ય તે સમજ્યો નહોતો. એક વખત રસ્તામાં થઇને તે જતો હતો ત્યારે સામો એક હાથી આવ્યો. શિષ્ય ત્યાંથી ખસ્યો નહિ. તેણે માન્યું કે તે પોતે ઇશ્વર છે અને હાથી પણ ઇશ્વર જ છે. મહાવતે બુમ પાડવા છતાં પણ તે દુર ખસ્યો નહિ અને તેથી હાથીએ તેને ઇજા કરી. શિષ્ય પોતાના ગુરૂના પાસે આવ્યો અને તેમનું વચન જુઠું છે એમ કહેવા લાગ્યો. ગુરૂ બોલ્યા: "તું ઇશ્વર છે અને હાથી પણ ઇશ્વર છે તો જ્યારે મહાવત રૂપી ઇશ્વરે તને આઘા ખસી જવાનું કહ્યું ત્યારે તેનું કહેવું તેં શા માટે માન્યું નહિ?"

### વિદ્યા અને દ્રવ્ય એક ઠેકાણે રહેતાં નથી.

#### દોહરો.

વિદ્યા સાથે દ્રવ્ય મળી, રહે ન એકે ઠામ;
સોનાની કીંમત ઘણી, નહિ સુગંધી નામ.

### જ્ઞાન અને ચારિત્રનું ધન.

સ્વામી વિવેકાનંદ કહેતા કે, તમારી જાતને માટે સુખ સગવડ નહિ શોધતાં સર્વ યોગક્ષેમ ઇશ્વર ઉપર જ રહેવા દેજો. દરેક પ્રકારની આસક્તિને—કાંચન અને કામિનીને વગર ઇચ્છાઓ—તમારે છોડી નાખવી. આવી મળે તો પણ તેને ઝેર સમાન ગણીને તેનાથી દૂર જ રહેજો. જ્ઞાન અને ચારિત્રના ધન આગળ તેને અને શબ્દ પ્રાપ્તિને

પણ તુચ્છ જ જાણજો. આ રૂપી વાકય સદા નજર સામે રાખ્યા કરજો કે **अभिमानं सुरापानं गौरवं घोर रौरवं। प्रतिष्ठा सूकरीविष्टा त्रिणंत्यक्त्वा सुखीभवेत् ॥** અર્થાત્ દેહાભિમાનને સુરાપાન સમજજો. કુળ કે જાતિની ઉચ્ચતા ગૌરવને ઘોર નર્ક તુલ્ય જાણજો. દંભ અને દેખાવને ઝુકી પડવાવાળી દિવાની દુનિયાની વાહવાહને સુકરીની વિષ્ટા સમજજો. આ ત્રણેને ત્યજવાથી જ તમે આત્મસુખને પામી શકશો. એ કશાની ઇચ્છા ન રાખતાં તમારા મોક્ષને માટે અને જગતનું કલ્યાણ કરવાને માટે જ તમારે તમારૂં જીવન ગાળવાનું છે.



## પુલછાબ અઢારમી.

### લેને ગઇ પૂત અને ખોઇ બેઠી ખસમ.

કોઇ એક શહેરમાં કલાલનું એક જોડું રહેતું હતું. કલાલની સ્ત્રીનું મન ધણીના ઘડપણને લીધે પર પુરૂષ ઉપર આસક્ત રહ્યા કરતું હતું. તે ઘરમાં ઘડી પણ સ્થિર બેસતી ન હતી. કેવળ પુરૂષને જ શોધતી ભટકયા કરતી હતી. પછી કોઇ એક દિવસ પારકું ધન હરી જનારા કોઈ ધૂતારાએ તે સ્ત્રીને એકાન્તમાં દીઠી, એટલે તેને કહ્યું કે—હે સૌભાગ્યવતી સ્ત્રી! મારી સ્ત્રી મરી ગયેલી છે ને તારૂં રૂપ તથા લાવણ્ય જોઇને મારૂં હૃદય કામાતુર થયું છે માટે તું મને રતિભિક્ષા આપ. તે સ્ત્રી બોલી—હે સુભાગી પુરૂષ! જો તારી એવી મરજી હોય તો મારા ધણીની પાસે ઘણું ધન છે અને તે ઘરડો હોવાથી ચાલી શકતો નથી. માટે હું તે ધન લઇને આવું છું અને

પછી તારી સાથે બીજે ઠેકાણે જઇને ઇચ્છા અનુસાર રતિસુખનો અનુભવ કરીશ. ધૂતારો બોલ્યો:–મને પણ એ વાત ગમે છે. તારે પહો ફાટતાં આ જગ્યાએ મને મળવું. એટલે કોઈ ઘણા સારા શહેરમાં જઇને હું તારી સાથે સંસારના સુખનો અનુભવ લઈશ. પેલી સ્ત્રી 'બહુ સારૂં તે પ્રમાણે કરીશ.' આવી પ્રતિજ્ઞા કરીને હસ્તે મુખડે પોતાને ઘેર ગઈ અને ધણી સૂઈ ગયા પછી રાત્રે સર્વ ધન લઇને પહો ફાટતાં ધૂતારાએ કહેલી જગ્યા ઉપર ગઈ. તે પછી પેલો ધૂતારો તે સ્ત્રીને આગળ કરી ઉતાવળો ઉતાવળો દક્ષિણ દિશા તરફ ચાલવા લાગ્યો. તેઓને ચાલતાં ચાલતાં આઠ ગાઉ ઉપર એક નદી આવી, તેને જોઇને ધૂતારો વિચાર કરવા લાગ્યો કે, આ સ્ત્રી આધેડ થવા આવી છે, તેને હું શું કરીશ? કદાચ કોઈ પુરૂષ પાછળથી આવી પણ પહોંચે. માટે કેવળ નાણું લઇને નાસી જાઉં. આવો વિચાર કરીને તે સ્ત્રીને કહ્યું:–પ્રિયા! આ નદીને તરવી ઘણી મુશ્કેલ છે, માટે હું સર્વ ધન સામે કિનારે મૂકીને આવું અને પછી તને એકલીને મ્હારી પીઠ ઉપર બેસાડીને સુખેથી સામે કિનારે લઈ જઈશ. એટલે તે સ્ત્રી બોલી:–ભાઈ! ભલે એમ કર! એમ કહીને તેને સઘળું નાણું આપ્યું એટલે ધૂતારો બોલ્યો:–તારૂં પહેરવાનું વસ્ત્ર પણ મને આપ એટલે તું પાણીમાં ભય વગર ચાલી શકીશ. પેલી સ્ત્રીએ પોતાનું લુગડું પણ ઉતારીને ધૂતારાને આપ્યું. પછી તે ધૂતારો નાણું લઇને મનગમતા દેશમાં ચાલી ગયો. પેલી સ્ત્રી બે હાથ પોતાના કંઠમાં ભેરવીને ઉદાસ થતી નદીના કીનારા ઉપર વાટ જોતી ઉભી છે. ઘણી વાટ જોઇ પણ ધૂતારો આવ્યો નહિ. છેવટે સ્ત્રી નિરાશ થઈ ઉજ્જડ વનમાં રોવા લાગી ને હવે ક્યાં જવું ને શું કરવું તેના વિચારમાં ને વિચારમાં રાત પડી ગઈ. તે વનમાં વિકાળ સિંહનો ભય ભારે હતો. રાત્રે એક વ્યાઘ્રે આવીને તે બિચારી નિરાધાર સ્ત્રીને મારી નાંખી. આ પ્રમાણે જેઓ પોતાના પતિથી વિમુખ થાય છે તેની આવી દશા થાય છે.

## ગમે તેવા પ્રાકૃત પુરૂષને ઉપદેશ આપવો નહિ.

કોઈ એક અરણ્યમાં પક્ષીનું એક જોડું ઝાડની ડાળ ઉપર માળા બાંધીને રહેતું હતું. કોઇ એક મહિનામાં અકાળ વૃષ્ટિની સાથે ઘણો જ ઠંડો પવન વાવા લાગ્યો. તે વરસાદમાં ભીંજાઈ જવાથી તથા પવન લાગવાથી એક વાંદરો ધ્રુજતો ધ્રુજતો તેજ ઝાડના મૂળની પાસે આવી લાગ્યો અને દાંતની કડકડી બોલાવતો હાથ પગને સંકોચી લઇને બેઠો એટલે પેલી ચકલીએ વાંદરાને કહ્યું, ઓ મૂઢ ! તું હાથ પગવાળા પુરૂષના આકારનો દેખાય છે, છતાં ટાઢથી હેરાન થાય છે તો શા માટે ઘર બાંધતો નથી? વાંદરો પણ તે સાંભળીને વિચાર કરવા લાગ્યો કે, અહો ! સંસારી જીવો પોતાને બહુ સુખી માને છે. આ ક્ષુદ્ર ચકલી પણ પોતાને ઘણી મોટી માને છે. કયા પ્રાણીને પોતાના મનમાં કલ્પી કાઢેલું અભિમાન હોતું નથી? ટીટોડી આકાશ તુટી પડવાના ભયથી બે પગ ઉભા રાખીને સૂવે છે. આવો વિચાર કરી ચકલીને કહ્યું, હે સોયના જેવાં મુખવાળી, પંડિતનું અભિમાન રાખનારી, દુરાચારિણી રાંડ ચકલી ! છાનીમાની બેસી રહે. નહિતર હું તને માળા વગરની કરી મૂકીશ. આમ કહીને તે વાંદરાએ ઉપદેશ કરવાની ના પાડ્યા છતાં પણ પેલી ચકલી વારંવાર માળો બાંધવાનો ઉપદેશ આપીને તેને પજવવા લાગી, એટલે વાંદરાએ ઝાડ ઉપર ચઢીને તેના માળાના કટકેકટકા કરીને ભાંગી નાંખ્યો. આ ઉપરથી સાર એટલો જ લેવાનો છે કે ગમે તેવા પ્રાકૃત ને મૂર્ખ મનુષ્યને ઉપદેશ આપવાથી આપણને જ ઉલટી ઉપાધી થઇ પડે છે માટે મનુષ્ય જોઇને ઉપદેશ આપવો જોઇએ !

## ચાર પંડીત મૂર્ખો.

એક શહેરમાં ચાર બ્રાહ્મણો રહેતા હતા, તેઓ પરસ્પર મિત્રો હતા. તેઓને બાલ્યાવસ્થામાં એવો વિચાર થયો કે, દેશાંતરમાં જઇને વિદ્યા સંપાદન કરીએ. તે પછી બીજે દિવસે તે બ્રાહ્મણો પરસ્પર નિશ્ચય કરીને વિદ્યા ભણવા માટે કાન્યકુબ્જ દેશમાં ગયા અને ત્યાં

વિદ્યામઠમાં નિવાસ કરીને અભ્યાસ કરવા લાગ્યા. બાર વર્ષ સુધી એક ચિત્તથી અભ્યાસ કરીને તે ચારે જણા વિદ્યામાં કુશળ થયા. ત્યારપછી તે ચારે મિત્રો એકઠા મળીને કહેવા લાગ્યા કે, આપણે સૌ વિદ્યામાં પાવરધા થયા છીએ, તો હવે ઉપાધ્યાયની આજ્ઞા માંગીને સ્વદેશમાં જઇએ. બહુ સારૂ, તેમ કરીએ ! આ પ્રમાણે કહીને ચારે બ્રાહ્મણો ઉપાધ્યાયને ગુરૂદક્ષિણા આપી તેની આજ્ઞા માગી પુસ્તકો લઇને ચાલ્યા. થોડેક દૂર ગયા એટલામાં બે માર્ગ આવ્યા એટલે સૌ બેસી ગયા અને તેમાંથી એક બોલ્યો, કયે માર્ગે જઈશું ? આ વખતે તે નગરમાં એક વાણીયાનો છોકરો મરી ગયો હતો અને તેને બાળવાને માટે મહાજન (વાણીઆ) તે રસ્તે જતું હતું. પછી પેલા ચારે જણામાંથી એક જણે પુસ્તક જોઇને કહ્યું કે,

**" महाजनो येन गतः स पंथाः "**

" મહાજન જે માર્ગે જાય તે માર્ગ ગણાય છે. " માટે આપણે પણ મહાજનને માર્ગે જઇએ. ત્યારપછી તે પંડિતો જેવા મહાજનના મંડળની સાથે આગળ ગયા, એટલામાં તેઓએ સ્મશાનમાં એક ગધેડાને દીઠો. એટલે બીજાએ પુસ્તક ઉઘાડી જોયું તો તેમાં આ પ્રમાણે લખેલું હતું.

**आतुरे व्यसने प्राप्ते दुर्भिक्षे शत्रुसंकटे ।**
**राजद्वारे स्मशाने च यस्तिष्टति स बान्धवः ॥**

આતુરતાનો વખત આવે ત્યારે, દુ:ખ આવી પડે ત્યારે, દુકાળ આવી પડે ત્યારે, શત્રુ તરફથી સંકટ આવી પડે ત્યારે, રાજદ્વારમાં અને સ્મશાનમાં જે માણસ સહાય કરે છે, તે બાંધવ ગણાય છે.

માટે અહો ! આતો આપણો બાંધવ છે. આમ કહીને કોઇ તેની કોટે વળગવા લાગ્યો, કોઈ તેના પગ પખાળવા લાગ્યો. આ રીતે ગધેડાની સેવા કર્યા પછી તે પંડિતોએ દિશા તરફ જોયું તો એક ઉંટને આવતો દીઠો. એટલે તેઓ બોલી ઉઠ્યાં કે, આ શું છે ? એટલે તેઓમાંથી ત્રીજે પુસ્તક ઉઘાડી બોલ્યો.

"धर्मस्य त्वरिता गतिः"

"ધર્મની ગતિ ઉતાવળી હોય છે." આ ઉતાવળો આવે છે, માટે ધર્મ છે. એટલે ચોથો બોલ્યો;

"इष्टं धर्मेण योजयेत्"

"વહાલાને ધર્મની સાથે જોડવો જોઇએ." ત્યારપછી તેઓએ ગધેડાને પોતાનો પ્રિય માનીને તેને ઊંટની કોટે લટકાવ્યો. આ વાત કોઈએ ધોબીની આગળ કહી. તે ઉપરથી ધોબી તે મૂર્ખ પંડિતોને મારવા માટે ત્યાં આવ્યો. એટલામાં તો પંડિતો નાસી ગયા. અને જરાક આગળ માર્ગ ઉપર ગયા કે, કોઇ એક નદી આવી. તે નદીના પાણીમાં એક ખાખરાનું પાંદડું આવતું હતું, તેને જોઈને એક પંડિત બોલ્યો કે.

"आगमिष्यति यत्पत्रं तदस्मांस्तारयिष्यति"

"જે પાંદડું આવે છે તે આપણને તારશે." આમ કહી તે પાંદડા ઉપર પડ્યો કે નદી તેને તાણવા માંડી, તેને તણાતો જોઇને બીજો પંડિત તેની ચોટલી પકડીને બોલ્યો કેઃ—

सर्वनाशे समुत्पन्ने ह्यर्धं त्यजति पंडितः।
अर्धेन कुरुते कार्यं सर्वनाशो हि दुःसहः॥

સર્વ વસ્તુનો નાશ થવા માંડે ત્યારે પંડિત અર્ધ વસ્તુનો ત્યાગ કરે છે અને અર્ધાથી કામ કરે છે. કારણ કે સર્વ વસ્તુનો નાશ સહન થઈ શકતો નથી. આવી રીતે કહીને તેનું માથું કાપી લીધું અને પછી તેઓ ત્યાંથી પાછી ફર્યાને એક ગામમાં ગયા. ત્યાં તે ગામના લોકો તેઓને નિમંત્રણ કરીને જૂદે જૂદે ઘેર લઈ ગયા. તેમાં એક જણને એકે ઘી તથા ખાંડવાળી સૂત્રફેણી ખાવા આપી. તે જોઈને પંડિત વિચાર કરીને બોલ્યો કેઃ—

"दीर्घसूत्री विनश्यति"

"દીર્ઘ સૂત્રી વિનાશ પામે છે." આવું બોલીને ભોજન પડતું મૂકીને ચાલ્યો ગયો. બીજાને લેંચી પીરસવામાં આવી હતી તે લેંચી જોઇ બોલ્યો કેઃ—

"अतिविस्तरविस्तीर्णं न भवेत्तच्चिरायुषम्"

"જે ઘણા વિસ્તારવાળું હોય છે તે લાંબો કાળ આયુષ્ય ભોગવતું નથી." આટલું બોલી, ભોજન તજી દઇને તે પણ ચાલ્યો ગયો. ત્રીજાને ભોજનમાં વડાં પીરસવામાં આવ્યાં, ત્યાં પણ તે પંડિત વડાં જોઇને બોલ્યો કે:–

"छिद्रेष्वनर्था बहुलीभवन्ति"

"છિદ્રોમાં ઘણા અનર્થો હોય છે," આમ કહીને તે પણ ઉઠી ગયો. આ રીતે તે ત્રણ પંડિતો ભુખ્યા રહ્યા અને લોકોની હાંસીના પાત્ર થઇને તે ગામમાંથી પોતાના દેશમાં ચાલ્યા ગયા.

જેઓ શાસ્ત્રમાં કુશળ છતાં પણ લોકાચાર જાણતા ન હોય તે સર્વ મૂર્ખ પંડિતોની પેઠે હાંસીનું પાત્ર થઈ પડે છે.

## એક કોળી અને વ્યંતર.

કોઈ એક દેશમાં મન્થર નામનો એક કોળી રહેતો હતો. તે લૂગડાં વણવાનું કામ કરતો હતો. એક વખતે તેનાં લૂગડાં વણવાના સર્વે લાકડાં ભાંગી ગયાં; તે પરથી તે કુવાડો લઇને વણવાના કામમાં ઉપયોગી થાય તેવાં લાકડાં લેવા ગયો અને સમુદ્રના કિનારાપર ભટકવા લાગ્યો. એટલામાં તેણે ત્યાં એક શીશમનું ઝાડ દીઠું. તેને જોઇને વિચાર કરવા લાગ્યો કે આ ઝાડ ઘણું મોટું દેખાય છે માટે આને કાપવાથી લૂગડાં વણવાનાં ઘણાં લાકડાં મળશે. આવો વિચાર કરીને તેણે શીશમના ઝાડ ઉપર એવો કુવાડો માર્યો કે, તે ઝાડ ઉપર કોઈ એક વ્યંતર રહેતો હતો, તે બોલ્યો:—અરે ! આ ઝાડ ઉપર મારો વાસ છે. માટે તારે તેને સર્વથા કાપવું નહિ. હું સમુદ્રના મોજાઓના સ્પર્શથી શીતળ થએલા પવન વડે રૂષ્ટપુષ્ટ થઇને અહીં મહાસુખમાં રહું છું. કોળી બોલ્યો:—ભાઈ ! હું શું કરૂં ? લાકડાંની સામગ્રી વિના મારૂં કુટુંબ ભુખથી પીડાય છે. માટે તું બીજી જગ્યાએ જા. આ ઝાડને કાપીશ-એટલે વ્યંતર બોલ્યો:–હું તારા ઉપર પ્રસન્ન થયો છું. માટે તું કોઈ પ્રીય વસ્તુ માગી લે અને આ ઝાડનું રક્ષણ કર. કોળી બોલ્યો:—જો

તારી એવી ઇચ્છા હોય તો હું મારે પોતાને ઘેર જઈ મારા મિત્રને અને મ્હારી સ્ત્રીને પૂછીને આવું. ત્યારપછી તું મને વર આપ. ઠીક પૂછીને આવ, એટલે વર આપીશ. આમ વ્યંતરે પ્રતિજ્ઞા કર્યા પછી કોળી હરખાતો હરખાતો પોતાના ગામ તરફ આવ્યો કે તેણે પોતાના એક મિત્ર વાણંદને દીઠો એટલે તેને પેલા વ્યંતરનું કહેવું કહેવા લાગ્યો. ઓ મિત્ર ! એક વ્યંતર મને વશ થયો છે, માટે કહે હું તેની પાસે શું માગું ? હું તને પુછવા આવ્યો છું. વાળંદે કહ્યું:—ભાઇ, જો એમ હોય તો રાજ માગી લે, એટલે તું રાજા થજે અને હું તારો મંત્રી થઇશ. આપણે બન્નેય આ લોકનું સુખ અનુભવીને પરલોકનું સુખ અનુભવશું. કહ્યું છે કે:—

રાજા હમેશાં ધન વાપરીને આ લોકમાં કીર્તિ મેળવે છે અને તેના પ્રભાવથી પાછો સ્વર્ગમાં દેવતાઓની સાથે સ્પર્ધા કરે છે.

કોળી બોલ્યો:—એ વાત ખરી છે, તોપણ હું મારી બાયડીને પૂછું. વાળંદે કહ્યું:—ભાઈ! સ્ત્રીની સાથે ગુપ્ત વિચાર કરવો, તે શાસ્ત્રથી વિરૂદ્ધ છે કારણ કે સ્ત્રીઓ અલ્પ બુદ્ધિની હોય છે. કહ્યું છે કે:—

બુદ્ધિમાન મનુષ્યોએ સ્ત્રીઓને અનાજ અને વસ્ત્ર આપવાં, ઋતુ કાળમાં સંગમ કરવો અને ઘરેણાં વિગેરે આપવાં. પરંતુ તેઓની સાથે કોઈ પણ જાતનો વિચાર કરવો નહિ. હે રાજા ! ભાર્ગવે કહેલું છે કે, જ્યાં સ્ત્રીનું ચલણ હોય, જ્યાં કપટીનું ચલણ હોય અને જ્યાં બાલકનું ચલણ હોય, તેનું ઘર નાશ પામે છે. પુરૂષ જ્યાંસુધી એકાંતમાં સ્ત્રીનું વચન સાંભળતો નથી ત્યાંસુધી તેનું મુખ પ્રસન્ન રહે છે અને વડીલ જનોના ઉપર તે પ્રીતિ રાખે છે. સ્ત્રીઓ કેવળ સ્વાર્થ પરાયણ હોય છે અને પોતાના સુખને માટે પ્રીતિવાળી હોય છે. તેઓને કોઇપણ પુરૂષ વહાલો હોતો નથી. પોતાને સુખ ન મળે તો પોતાનો પુત્ર પણ વહાલો લાગતો નથી. કોળી બોલ્યો:—તોપણ મારે તો મારી બાયડીને પુછવું જ જોઇએ, કારણ કે તે

પતિવ્રતા છે. વળી હું તેને પુછ્યા વિના કાંઈપણ કામ કરતો નથી. આ પ્રમાણે વાળંદને જવાબ આપીને તુરત સ્ત્રીની પાસે ગયો, ને તેને કહ્યું:—વહાલી! આજ આપણને એક વ્યંતર સિદ્ધ થયો છે ને તે ઇચ્છા પ્રમાણે ધન આપવાને તૈયાર થયો છે માટે હું તને પૂછવા આવ્યો છું. બોલ હું તેની પાસે શું માગું? મારો મિત્ર વાળંદ તો કહે છે કે તું રાજ્ય માગ. કોલણ બોલી:—સ્વામી! હજામોની તે અક્કલ કેટલી? તમારે તેનું કહેવું કરવું નહી. કહ્યું છે કે:—

બુદ્ધિશાળી માણસે ચારણ, ભાટ, હલકી જાતના માણસો હજામ, બાળક અને ભિક્ષુક, એટલાની સાથે કોઈપણ જાતનો મંત્ર-વિચાર કરવો નહિ. વળી રાજ્યમાં ક્લેશની મોટી પરંપરા રહેલી છે. તે સંધિ, વિગ્રહ, યાન, આસન, સંશ્રય, દ્વૈધીભાવ વગેરે બાબતોથી પુરૂષને કોઈપણ દહાડો સુખ આપતું નથી, કારણકે:—

પુરૂષ જે વખતે રાજ્યની ઇચ્છા કરે છે, તેજ વખતે તેની બુદ્ધિ વ્યસનો તરફ જાય છે અને રાજાઓને અભિષેક કરતી વખતે પાણીના ઘડાઓ પાણીની સાથે જ રાજાઓના ઉપર આપત્તિને ઢોળે છે. તેમજ કહ્યું છે કે:—

રાજ્યને માટે રામચંદ્રને વનમાં જવું પડયું હતું; પાંડવોને વનવાસ વેઠવો પડયો હતો, યાદવોનો નાશ થયો હતો, સુદાસ રાજા પણ રાજ્યથી પદભ્રષ્ટ થયો હતો અને સહસ્રાર્જુન તથા રાવણ નાશ પામ્યા હતા. આમ રાજ્યને માટે સર્વને દુઃખી થયેલા જોઇને રાજ્યની ઇચ્છા કરવી નહિ. ભાઇઓ, દીકરાઓ તથા પોતાના સંબંધીઓ જે રાજ્યને માટે રાજાઓનો નાશ કરવાની ઇચ્છા કરે છે એવા રાજ્યને દુરથી ત્યજવું જોઇએ. કોળી બોલ્યો:—તેં ખરૂં કહ્યું તો કહે શું માગું? કોલણ બોલી:—તમે રોજ લુગડું વણીને તૈયાર કરો છો. તેમાંથી આપણા ઘરનો સર્વ ખરચ ચાલે છે. હવે તમે બીજા બે હાથ અને બીજું માથું માગો. એટલે રોજ રોજ આગળથી અને પાછળથી એમ બે લૂગડાં તૈયાર કરી શકશો. એક લૂગડાંની કમાણીમાંથી ઘરનો

સર્વ ખરચ યથાર્થ રીતે ચાલશે અને બીજા લુગડાંની કિંમતમાંથી ઘરના બીજાં કામ નભાવી શકશે. આ પ્રમાણે કરવાથી આપણી જાતિમાં તમારાં વખાણ થશે, ને તમારો કાળ સુખમાં જશે અને આપણે આ લોક તથા પરલોક બંન્ને સુખથી મેળવશું. તે સાંભળીને કોળી રાજી થઇને બોલ્યોઃ–પતિવ્રતા! તને ધન્ય છે. તેં યોગ્ય કહ્યું, હું એ પ્રમાણે માગીશ. મારો એ નિશ્ચય છે. આમ કહીને તે કોળી વનમાં જઈ વ્યંતરની પ્રાર્થના કરવા લાગ્યો. હે વ્યંતર! તું જો મને મારૂં મનગમતું આપવાની ઇચ્છા રાખતો હો તો મને બીજા બે હાથ અને એક બીજું માથું આપ. આ પ્રમાણે કહ્યું કે કોળીને તેજ વખતે વધારાના બે હાથ તથા એક માથું થયાં ને તે કોળી મનમાં હરખાતો હરખાતો ઘર તરફ ચાલ્યો. માર્ગમાં લોકો તેને જોઇને આ તો કોઈ રાક્ષસ છે, આમ માનીને લાકડીઓ અને પહાણાઓ મારવા લાગ્યા, તેથી કોળી મરી ગયો. માટે હું કહું છું કેઃ–જે પોતે બુદ્ધિમાન નથી અને જે મિત્રનું કહેવું માનતો નથી તે મંથર નામના કોળીની પેંઠે નાશ પામે છે.




## છઠ્ઠીના લેખ મટતા નથી.

એક વખતે રાવણને બહુ જ અહંકાર થયો કે હું વિધાત્રીના લેખ ખોટા કરી નાંખું. એવું અભિમાન ધરી બ્રહ્માને કહેવા લાગ્યો કે હું છઠ્ઠીના લેખ માનતો નથી ને વિધાત્રીના લેખ હું ખોટા કરી નાંખું. ત્યારે બ્રહ્માએ નમ્રપણે કહ્યું કે મહારાજ! એ કદી પણ બની શકે તેવું નથી. એક વખતે મંદોદરીને ત્યાં પુત્રીનો જન્મ થતાં છઠ્ઠીને

રોજ લેખ લખવાને માટે વિધાત્રી આવી ત્યારે રાવણે ક્રોધાયમાન થઇ વિધાત્રીને કહ્યું, બોલ તેં શો લેખ લખ્યો છે ? ત્યારે વિધાત્રી કહેવા લાગી મહારાજ હું ઉંધે અક્ષરે લેખ લખું છું એટલે મેં વાંચ્યા નથી. ત્યારે રાવણ કહે જા વાંચી આવ ! એટલે વિધાત્રી મંદોદરીની પુત્રીના લેખ વાંચીને રાવણ પાસે આવી કહેવા લાગી, મહારાજ ! તમારી પુત્રીને તમારા ઘરમાં રહેનારો એક સ્વપચ્છ પરણુશે. આ સાંભળી રાવણની ઉર્મિ તપી આવી ને તુરત ચાર માસથી પતિના ઘરમાં રહેતા સ્વપચ્છને ગરદન મારવા મોકલ્યો. મારાને અનુકંપા આવતાં તેને નહિ મારતાં એક વહાણ ઉપર જમણા પગનો અંગુઠો કાપી ચડાવી દીધો. નસીબના યોગે તે એક ગામમાં રાજા થયો ને દીન પ્રતિદિન તેની આબરૂમાં બેહદ વધારો થયો. રાવણની દીકરીનો કન્યાકાળ આવતાં તે સ્વપચ્છ એટલે પાસેના ગામના રાજા સાથે વિધાત્રીના લેખ પ્રમાણે પરણાવતાં વિધાત્રીના લેખ ખરા પડયા. થોડા દિવસ ગયા પછી એક વખત બ્રહ્મા રાવણ પાસે આવ્યા તેના પાસે રાવણ બોલવા લાગ્યો, ક્યો મહારાજ તમારી વિધાત્રી કયાં સંતાઈ ગઈ ? મ્હારી પુત્રીના લગ્ન સ્વપચ્છ સાથે નહિ થતાં જુઓ એક રાજકુમાર સાથે થયાં છે. બ્રહ્મા કહે મહારાજ તપાસ કરો તો જણાશે કે તે જ સ્વપચ્છ છે ને વિધાત્રીના લેખ ખોટા કરવાને ચૌદભુવનમાં કોઈ સમર્થ નથી. રાવણે મારાને બોલાવી પુછતાં તેની ખાત્રી થઇ કે પોતાની પુત્રી સાથે પરણનાર તેના ઘરનો જ સ્વપચ્છ છે, માટે વિધિના લેખ કોઈ કાળે મિથ્યા થતા જ નથી. જુઓને ચંદ્રહાસને વિષ આપતાં વિષયા મળી. જેને રામ રાખે તેને કોણ ચાખે. કર્તા હર્તા પ્રભુ મહા સમર્થ છે.

## અમૂલ્ય વચનો.

છેદાય ચંદન તરૂ છતાં, સુગંધ કદી ના મુકશે;
રીબાય સંકટથી કદી, તોપે શીયળ ના ચુકશે.

× × ×

ચલ વૈભવ સંપત સુચલ, ચલ યૌવન ચલ દેહ;
ચલા ચલીકે ખેલમે, ભલા ભલી કર લે.

× × ×

બાપ ચઢતા બાવળીયે, મા વીણતા ડોડી;
તેના દીકરા ઘોડે ચડયા, એ વાત કાંઈ થોડી.

× × ×

વાચક થઈ વાતો કરે, નહિ કળ વિકળ;
મોં મન કોઈ આપે નહિ, જખ મારે જેમલ.

× × ×

ચોરે જઈ ચોવટ કરે, દે દોરડીને વળ;
સારૂં દેખીને બળે, જખ મારે જેમલ.

× × ×

કામ, ક્રોધ, અરૂ, લોભ એ, તેહી જમપુરીકે દ્વાર;
ઇન તીન કે જોગસે, જીવ સહત જમમાર.

× × ×

વીધીહીન સુકૃત્ય અનંત, મેરૂ તુલ્ય જો હોય;
નાશવંત તેહી તુચ્છફલ, કછુ સુખ દેત નસોય.

× × ×

સંત અસંતકે સબહી વીધી, વિષ અમૃત સમ ભેદ;
એક દુખદ એક અભય પદ, કહત સ્મૃતિ ચહુવેદ.

× × ×

જ્ઞાન ભક્તિ વૈરાગ્ય જુત, જેહી ઉર ધર્મકો વાસ;
સો દીનદીન સતસંગમે, બઢત જાત હરીદાસ.

× × ×

મુની સેવામાં અતિમગન, સહન સેઃ બાલ સુજાન;
મુનીપદ સેવત પ્રેમજુત, જાનત દેવ સમાન.

× × ×

મન ક્રમ વચનસે મનુષ્ય સબ, ધર્મ કરત શુભ જે હુ:
લોક વિમલ મુની મુક્તિકુ, પ્રાપ્ત કરાવત તેહુ.

× × ×

બ્રહ્મચર્યવ્રત દઢ સજે, મુનીવર પરમ સુજાન;
દેવ દયા નીધી તારા, ઉર, વસત સદા ભગવાન.

× × ×

જ્યું જ્યું કરત સત્સંગ, ત્યું શ્રધાદીન ગુણ બઢત;
તજત કુતર્ક કુસંગ, સંતકું સેવત અતી અધિક.

× × ×

જાચે કછુ પાઇએ નહિ, વાકી કરીએ આશ;
સુકે સરોવરપેં ગયે, કયસેં બુજે પ્યાસ.

× × ×

જેસા વાયે વાયરા, તીસી દીજે ઓટ;
બનતી દેખ બનાઈએ, પરના દીજે ખોટ.

× × ×

શ્રીમંતના સદને સુવાળાં, હોય બીછાના ભલે;
પણ રંક કેરી સાદડીનું, સુખ તેમાં ના મળે.

× ˇ ×

સ્વપ્નું સમજે આ સંસારને, દુઃખ દરીઓ વિશાળ;
પડયા પાસા નવ વિસરે, કોટીવાર ગળે કાળ.

× × ×

## ભક્તિ નિરૂપણ.

પારકાના ઉત્તમ સદ્ગુણ જોવાથી જેને સંતોપ થતો નથી, પરોપ કારથી જેના અંતઃકરણમાં સુખ ઉપજતું નથી, અને જેના અંતઃકરણ માં હરી ભક્તિનો છાંટો હોતો નથી એવા પુરૂષો સબંધી વિચાર કરતાં તેઓ જીવંત હોવા છતાં પણ પ્રેત સમાન લાગે છે, તેવા પુરૂષો પાસે

પવિત્ર પુરૂષે ભાષણ સુદ્ધાં એ કરવું નહિ. પરમાત્માની ભક્તિથી સર્વ પ્રકારના આ લોક અને પરલોકના સુખો અવશ્ય મળે છે. સરાણીઓ પોતાના હથિયાર સરાણ ઉપર ચડાવે છે ને હથિયારને ઘડીઘડી સરાણનો ઘસરકો મારી જુએ છે કે ડાઘ રહ્યાં છે કે ગયો છે તેવી રીતે આપણે આપણું મન હમેશાં તપાસ્યા કરવું. ઉગે તે આથમે, ખીલે તે કરમાય અને ચડે તે પડે છે, એ કુદરતનો અવિચળ નિયમ છે. માટે સુખમાં છલકાઈ નહિ જતાં દુઃખમાં ગભરાવું નહિ. જુઓને દરિઆમાં છ છ કલાકે ભરતીઓટ થાય છે. તો પછી મનુષ્યમાં સુખદુઃખ આવે તેની શું દીલગીરી ? રાજાના મહેલ દેખી ગરીબને ગભરાવાનું નથી. હમેશાં સતકાર્ય તરફ વૃત્તિ રાખવી ને પ્રભુનું નામ સ્મરણ કર્યા કરવું. આ લોકના નાશવંત વૈભવ ભગવાનના ખરા ભક્ત કદી પણ ઇચ્છતા નથી.

ફકીરને અમીરીએ, ખલકના ખેલ ખોટા છે;
વિચારી વિચારે તો, ફકીરીએ અમીરી છે.

## મરણ કોઇને મુકતું નથી.

વિપત્તિ કોને આવતી નથી ? સંસાર માત્ર વિપત્તિનો જ ભરેલો છે. એક વૃદ્ધ માતાનો એકનો એક જ પુત્ર મરી જતાં તે વૃદ્ધ ડોસી તેના વાંસે મરવાને તૈયાર થઈ. ગામના લોકોએ તેને બહુ જ સમજાવી પણ તે અજ્ઞાન ડોસી માને નહિ. ત્યારે સર્વે લોકો તેને મહાત્મા બુદ્ધ પાસે લઈ ગયા. બુદ્ધદેવે કહ્યું કે માતાજી ? તમે જેના ઘરમાં આજદિન સુધી કોઈ પણ મનુષ્ય મરી ન ગયું હોય તેના ઘરમાંથી થોડા રાઈના દાણા લઈ આવો. એટલે તમારા પુત્રને હું સજીવન કરી દઉં. ડોસી તુરત રાઈના દાણા લેવાને પાસેના ગામમાં ગઈ અને જેને પુછે તે એમ કહે કે અમારે ઘેર મરણ તો થયું છે. મરણ વિનાનું એકે ઘર તેને મળ્યું નહિ. છેવટે પસ્તાઇને મહાત્મા બુદ્ધ પાસે આવી કહેવા લાગી કે જેના ઘરમાં મરણ ન થયું હોય તેવું ઘર તો એકે નથી. ત્યારે મહાત્માએ કહ્યું ડોસીમા ! જગતનો એવો નિયમ છે કે

જન્મની સાથે જ મરણ મુકરર થઈ ચુકેલું છે! રાજાથી રંક સુધી કોઈ મરણ વિના છે જ નહિ. માટે તમારા પુત્રનો શોક મેલી શ્રી હરીને શરણ થાઓ! તેની મરજી પ્રમાણે થયા કરે છે. જેટલી લેણાદેવી હોય તેજ પ્રમાણે લેવાય છે. જો એવી રીતે મરણ બંધ રહેતું હોય તો મોટા મોટા રાજાઓ તથા શ્રીમંતો લાખો રૂપિઆ ખરચી અવિચળ રહે પણ તેમ તો થતું નથી. આવાં મહાત્માના વચનો સાંભળી ડોસીને શાન્તિ થઈ ને તેને પુત્રનો શોક સમાવ્યો! ત્યારબાદ મહાત્મા એક પદ બોલ્યા,—

પ્રભુ ભજી લેને પ્રાણીઆરે, ધન, દોલત ને નાર;
અંતે તજી જાવું એકલા, હાંરે સગાં કુટુંબ સંસાર. પ્રભુ૦
જેણે ભજ્યા જગદીશનેરે, ભવ પામ્યા તે પાર;
એને વિસારીને આથડે, હાંરે ગોથાં ખાશે ગમાર. પ્રભુ૦
લખચોરાસી જાતનારે આવે દેહ અપાર;
જનમ મરણ ગર્ભવાસનું હાંરે દુઃખ વારંવાર. પ્રભુ૦
વૈદ્ય કોટી વાંસે ફરેરે, કરે ઓસડ અનેક;
રંચ ન ટાળે રોગને, હાંરે દેવાનંદ કહે વિવેક. પ્રભુ૦

## પરમાર્થ.

૧. પરમાર્થ જન્મનું સાર્થક છે.
૨. પરમાર્થ સંસારમાંથી તારનારો છે.
૩. પરમાર્થ સાધકને પરલોક દેખાડે છે.
૪. પરમાર્થી છે તે ચક્રવર્તી રાજા જેવો છે.
૫. ભવસાગરનો પાર પરમાર્થ દેખાડે છે.
૬. જે પરમાર્થી નથી તેને ભીખારી સમજવો.
૭. અનંત જન્મના પુણ્ય ઉદય થાય ત્યારે જ પરમાર્થની પ્રામી થાય છે.
૮. જેણે પરમાર્થને ઓળખ્યો તેણે જન્મ સફળ કર્યો છે.
૯. ભલા મનુષ્યને ઘટે છે કે પરમાર્થ સાધવો.

૧૦. પરમાર્થ એ મહાન પુરૂષની વિભુતિ છે.

૧૧. જો નર દેહનો ઉપયોગ પરમાર્થમાં થાય તો જ દેહનું સાર્થક છે. એમ ન કરવામાં આવે તો આ દેહ અનેક જાતના આઘાતોથી આખરે મૃત્યુપંથે પડીને વ્યર્થ ગુમાવ્યો જાણવો.

૧૨. પરમાર્થથી પરમાત્માની પ્રીતિ થાય છે.

## ઉત્તમ લક્ષણો.

૧. માર્ગ પૂછ્યા વિના પ્રવાસ કરવો નહિ.
૨. પરીક્ષા કર્યા વિના અજાણ્યું ફળ ખાવું નહિ.
૩. રસ્તામાં પડેલી વસ્તુ એકદમ લેવી નહિ.
૪. ઘણો વાદ કરવો નહિ.
૫. પેટમાં કપટ રાખવું નહિ.
૬. વિચાર કર્યા વિના બોલવુ નહિ.
૭. મર્યાદા મુકીને કોઈ પણ પ્રયત્ન કરવો નહિ.
૮. પ્રીતી વિના રીસાવું નહિ.
૯. ધર્મ, નીતિને પુણ્યનો માર્ગ છાંડવો નહિ.
૧૦. નિંદાને દ્વેશ કરવાં નહિ.
૧૧. દુર્જનની સંગત કરવી નહિ.
૧૨. ગમે તે થાય પણ વિદ્યાભ્યાસ છોડવો નહિ.
૧૩. અંઃતકરણથી સતસંગ છોડવો નહિ.
૧૪. કોઈ સારી શિખામણ આપે તે પ્રત્યે અભાવ લાવવો નહિ.
૧૫. કરેલી પ્રતિજ્ઞા ભુલવી નહિ.
૧૬. પ્રસંગ મળે સામર્થ્યનો ઉપયોગ કરવા ચુકવું નહિ.
૧૭. કોઈના પણ આભારી થવું નહિ.
૧૮. વિશ્વાસઘાત કરી પારકાને પીડા કરવી નહિ.
૧૯. સભામાં જુડી વાતો કરવી નહિ.
૨૦. અનીતિથી અંગ બળનો ઉપયોગ કરવો નહિ.

## એક વિદ્વાને વેશ્યાને આપેલો ઉત્તર.

એક વિદ્વાન મનુષ્ય ભુલથી વેસ્યાને ઘેર જઈ ચડયો હતો. પાછા વળતી વખતે તે વેસ્યાએ કહ્યું કે તમારી ફરીને કયારે મુલાકાત મને થશે ? ત્યારે તે વિદ્વાને ઉત્તર દીધો કે તારીને મારી મુલાકાત હવે નર્કમાં થશે! સમજુ માણસો વખતે ભુલ કરે પણ તેનું પરીણામ બહુ જ સારી રીતે તેઓ જાણે છે ને નઠારાં કર્મનો પશ્ચાતાપ કરે છે.

## ઠરાવથી વિરૂદ્ધ વર્ત્તન કરનારને ઉપાધી આવી પડે છે.

નિયમથી વિરૂદ્ધ વર્તનાર મનુષ્યને આ સંસારમાં અનેક ઉપાધીઓ આવી પડે છે માટે નિયમથી કદી પણ વિરૂદ્ધ વર્તન કરવું જ નહિ. જુઓને આ લોકમાં પણ મનુ માહારાજે મનુષ્યો એ કેવી રીતે વર્તન રાખવું તેના નિયમો બતાવેલા છે એ નિયમમાંથી જે પતિત થાય છે તેને ભયંકર દુઃખો આવી પડે છે. આજ્ઞાનું ઉલંઘન કરવાથી કદી પણ સુખની પ્રાપ્તી થતી નથી અને કદાપી કોઇને થયુ હોય તો તેને પણ અંતે દુઃખ થયા વિના રહેતું નથી. તેના વિષે એક સાધારણ દષ્ટાંત છે કે, કોઇ એક મેમણ ઉમરકોટથી બળદો વેચવાને માટે સોરઠ દેશમાં આવ્યો હતો તે વખતે ચૈત્ર વૈશાખ મહીનાના દિવસો હતા. તેથી રાત્રિની વખતે ચોકી રાખવાને માટે તેણે એક માણસ રાખ્યો હતો. તેના સાથે ઠરાવ એવો કર્યો હતો કે સર્વે બળદો બેસી ગયા પછી તેણે સુઈ રહેવું. ને એક પણ બળદ ઉભો હોય ત્યાં સુધી તેનાથી નિદ્રાને વશ થવાય નહિ. પહેલે જ દિવસે નવાણુ બળદો બેસી ગયા ને ફકત એક જ બળદ બાકી રહેલો તે ન બેઠો. એટલે પેલા ચોકીદારે તેને પરાણે બેસાડવાને માટે પ્રયત્ન શરૂ કર્યો તેના શોર બકોરથી જે બળદો બેઠા હતા તેમાંથી ઘણા ખરા ઉભા થઇ ગયા તેથી તે મનમાં પસ્તાવા લાગ્યો કે મેં પરાણે આ બળદને ન બેસાડયો હોત તો બીજા બેઠેલા બળદો ઉભા થાત જ નહિ પણ હવે શું કરે ? આ પ્રમાણે ઠરાવથી વિરૂદ્ધ વર્તવાથી સવારે તેના ધણીએ નોકરી ઉપરથી તેને રજા આપી. આપણે પણ જગતના

નિયમો તથા કુદરતના નિયમોનું સંભાળીને પાલણ કરવું. જો તેમાં કાંઇ ફેર પડે તો તત્કાલ દુઃખ આવી ઉભું રહેશે.

## સર્વેમાન સોનાને છે.

આધુનિક સમયમાં પૈસાદારને જ સર્વેમાન મળે છે. ગરીબનો કોઈ ભાવ પુછતું જ નથી. એક નિર્ધન વણીક પોતાની બેનને ત્યાં ગરીબાવસ્થામાં ગયેલ હતો પણ દુર્બલવસ્થાને લીધે તેની બેને તેને બોલાવ્યો પણ નહોતો અને તેની બ્હેનને કોઈ એક પાડોશીએ પુછ્યું કે મણીબેન આ કોણ છે ? ત્યારે બ્હેને કહ્યું કે મારા બાપાને ત્યાં રસોયો રાખેલ છે તે મળવા આવ્યો છે. આ શબ્દોથી ભાઇને ઘણું જ ખોટું લાગ્યું પણ કરે શું ? સમય બળવાન છે ! સંધ્યાકાળે બેને ટાઢો જુવારનો રોટલો ને છાસ પ્રેમવિના ભાઇના ભાણામાં મુકયો. ભાઈ બિચારો મુંગે મોઢે ખાઈ સવારે પોતાના ઘર તરફ રવાના થયો. કાળે કરીને તે ગરીબ ભાઈ વ્યાપાર અર્થે વિદેશ ગયો ત્યાં પ્રભુની દયાથી એકદમ પૈસાદાર થઈ ગયો કેમકે પ્રભુની કળા કોઇથી કળાય તેવી નથી. તે પલમાં ચાહે તે કરે ! જ્યારે તે વાણીયો પૈસાદાર થઈ પુર વૈભવથી પાછો સ્વદેશ આવવા લાગ્યો ત્યારે તેને મનમાં વિચાર થયો કે મ્હારે પ્રથમ મ્હારી બેનને ત્યાં જવું જોઇએ ? કારણકે તે બિચારી મારી ગરીબ સ્થિતિમાં સાચું સગપણ પણ લોકોને કહી શકતી નહોતી. તે શરમાતી તેથી મને કે જે હું તેનો સગો ભાઈ છું તેને રસોયો બનાવ્યો હતો. કપડાં અને ઘરેણાં સારાં પહેરી તે વણીક દીવ બંદરમાં પોતાની બેનને ત્યાં ગયો. બેને પોતાના ભાઇને સોનારૂપે તથા જવાહીરે મઢેલ જોતાં બહુ રાજી થઈ ભાઇને અનહદ માન દેવા લાગી અને જુદી જુદી જાતના પકવાનો સત્વર તૈયાર કર્યા પછી જ્યારે જમવાનો વખત થયો ત્યારે તે વાણીઓ સોના રૂપાના દાગીના પાટલા ઉપર મુકી તે દાગીનાને કહેવા લાગ્યો "હે દ્રવ્ય તમે જમો". આ સાંભળી બેન કહેવા લાગી ભાઈ એમ શું કરે છે કાંઈ ઘેલછાતો નથી થઈ ! ત્યારે ભાઇએ ઉત્તર આપ્યો

કે બેન તું જેને માન આપે છે તેને હું જમવાનું કહું છું. બાકી ત્રણ વર્ષ પહેલાં હું જ તારે ઘેર આવેલો ને બાપનો રસોયો બની સુકો જુવારનો રોટલો ખાઇ ભીખારીની પેઠે હું જ ચાલ્યો ગયો હતો. માટે બેન સર્વમાન સોનાને જ છે. જો તને મારામાં ખરૂં હેત હોત તો પ્રથમથી જ શા માટે માન ન આપત! જગત ખરેખર સ્વાર્થનું સગું છે એમાં કાંઈ નવાઈ નથી. ગરીબ સગાનો કોઈ ભાવ પુછતું નથી. મહારા જેવા એક ગરીબને ઘણા વખત પછી શ્રીમંતાઈ પ્રભુ કૃપાથી પ્રાપ્ત થઈ હતી ને પછી જ્યારે તે રસ્તામાં જતો ત્યારે લોકો તેને સલામ કરતાં હતા તેના ઉત્તરમાં તે બિચારો કહેતો હતો કે હું ઘેર જઇને સમાચાર આપીશ પછી જ્યારે તે ઘેર જતો ત્યારે પોતાની તેજુરી ઉઘાડી માયાને કહેતો કે તને ફલાણાએ સલામ કહેરાવ્યા છે, ફલાણાએ પ્રણામ કર્યા છે. આવી રીતે કરતાં જોતાં તેની સ્ત્રીએ તેને કહ્યું કે તમે કેના સાથે વાત કરો છો ત્યારે તે કહેતો કે જેને લોકો સલામ કરતા હતા તેને સમાચાર આપું છું. હું જ્યારે ગરીબ હતો ત્યારે લોક મને બોલાવતા પણ નહિ અને અત્યારે સલામ કરી રહ્યા છે તે મને નહિ પણ માયાને માન છે.

## કામી સ્ત્રીઓ કેવો અનર્થ કરે છે.

એક શ્રીમંત પુરૂષની સ્ત્રી જાર કર્મવાળી હતી. તે હમેશાં શંકરના દર્શન કરવા જતી ત્યારે શંકર પાસે દીન થઇને પોતાના પતીને અંધ થવાનું વરદાન માગતી હતી. કેટલેક સમયે તેના પતીને આ વાતની ખબર પડી તેથી તે શંકરના દેવળમાં ગુપ્ત રીતે સંતાઈ રહ્યો. જ્યારે પોતાની સ્ત્રી વરદાન માગવા આવી ત્યારે તે બોલ્યો "હે સ્ત્રી તારા પતીને હમેશાં મિષ્ટાન ભોજન કરાવતી રહેજે એટલે તુરત તે અંધ થઈ જશે" સ્ત્રીએ જાણ્યું કે શંકરના વચનો મારા હીતને માટે છે માટે મારે હવે તેમના વચન પ્રમાણે કરવું જોઇએ. એટલે મારી ધારણા પૂર્ણ થશે.

તુરત ઘેર આવી જાતજાતના પકવાનો તૈયાર કરી પોતાનો પતી ઘેર આવતાં તેમને જમવાને માટે આપ્યાં. પતી મનમાં સમજી ગયો કે ઠીક થયું હમેશાં સુકો રોટલો મને ખવરાવતી તેથી આ ઠીક થયું છે. અજાણ્યો થઈ સ્ત્રીને પુછવા લાગ્યો હે સ્ત્રી આજ પકવાન કેમ કર્યાં છે? ત્યારે સ્ત્રીએ કહ્યું કે આજ તો આપણા ગુરૂદેવનો જન્મ છે તેથી પકવાન કર્યા વિના ચાલે નહિ. બીજે દીવસે પણ તે પ્રમાણે કરી પતીને જમાડવા લાગી. આઠદશ દીવસ તેવી રીતે ચાલ્યા પછી પતીએ ચમત્કાર બતાવ્યો ને સ્ત્રીને કહ્યું કે હવે મને આંખે દેખાતું નથી. સ્ત્રીએ મનમાં જાણ્યું કે ખરેખર શંકરના વચનો સત્ય થયાં હવે ફીકર નહિ. એક દીવસે કહ્યું કે કાલ આપણે ત્યાં શ્રાદ્ધ છે તેથી આપણે આપણાં સગાંવહાલાંને નોતરવાં જોઇશે એમ કહી પોતાના રાખેલા ત્રીસ અન્ય પુરૂષને જમવાનું નોતરૂં દીધું. લાડુ તૈયાર કરી તે જેવી તેડવા ગઇ એટલે પતીએ ઉભા થઇ ત્રીસ જણાના જમવાના લાડુમાં ઝેર નાંખી દીધું. પેલા ત્રીસ જણા આનંદથી જમવા આવ્યા ને જમીને હાંસમસ્કરી કરતા વાતો કરે છે એટલામાં ઝેર ચડવાથી ત્રીસે જણા મરી ગયા. સ્ત્રી કલ્પાંત કરવા લાગી ને પતીને કહેવા લાગી હવે આપણે શું કરશું? પતીએ કહ્યું તેને ગામ બહાર નંખાવવા જોઇએ માટે તું કોઇ ફકીરને બોલાવી લાવ એટલામાં એક ફકીર તેના ઘર પાસે આવ્યો તેને કહ્યું કે એક મડદું તમો ગામ બહાર કુવામાં નાંખી આવો તો હું તમોને મજુરીનો એક રૂપિઓ આપીશ. ફકીરે રાજી થઇને હા પાડી એટલે એક મડદાને લઈને ફકીર કુવામાં નાંખવા ગયો ત્યાં પેલા માણસે બીજા મડદાને બારણા પાસે તૈયાર કરી રાખ્યું. ફકીર મડદું નાંખી મજુરી લેવા આવ્યો ત્યારે પેલાએ કહ્યું કે સાંઇ મહારાજ તે તો પાછું આવતું રહ્યું હવે તમે બરોબર ધ્યાન રાખીને નાંખજો. એવી રીતે ઓગણત્રીસ મડદાં ફકીર પાસે નંખાવ્યા પણ તેને મજુરી આપી નહિ ને ત્રીસમું મડદું નાંખતી વખતે ફકીરને કહ્યું સાંઈ મહારાજ હવે તો આપ ધ્યાન આપો તો સારૂં કે ફરીને મડદું અમારા ઘરમાં ન જ આવે. ફકીરને

પણ બહુજ ક્રોધ ચડયો હતો તેથી ત્રીસમું મુડદું કુવામાં નાંખી ત્યાં બે ઘડી-ઉભો રહ્યો એટલામાં કુવામાંથી એક બ્રાહ્મણ રામરામ કરતો નિકળ્યો તેને ગરદન પકડી ફકીરે કુવામાં ફેંકી દીધો ને કહેવા લાગ્યો કે તેં મને બહુ જ દુઃખ દીધું છે હવે હું તને ગામમાં જવા દઉં તેમ નથી. બિચારો બ્રાહ્મણ વિના વાંકે મરી ગયો ને ફકીર ઘેર આવી મજુરી લઈ ચાલતો થયો. એવી રીતે કામી સ્ત્રીના સંગથી એકત્રીસ મનુષ્યના મર્ણ થયાં. કામી સ્ત્રીઓ કેવો અનર્થ કરે છે તેનું વર્ણન થઈ શકતું નથી માટે કામી સ્ત્રીનો કદી પણ વિશ્વાસ કરવો નહિ. " ત્રિયા ત્રિકમ નં ધીરીયે જબલગ ઘટમેં પ્રાણ". ત્રિકમ નામનો એક માણસ કહે છે કે ત્રિયાનો કોઇ દિવસ વિશ્વાસ ઘટમાં પ્રાણ હોય ત્યાંસુધી કરવો નહિ પણ જગતમાં બધી સ્ત્રીઓ તેવી હોતી નથી એટલે કામી સ્ત્રીનો વિશ્વાસ રાખવો નહિ કેમકે તે પતીનું પણ માથું કપાવે છે અને તેના અનેક દષ્ટાંતો આપણને પુસ્તકોમાં જોવામાં આવે છે.

## કામ દેવના સપાટામાં જે ન આવ્યો તે દેવ સમાન છે.

બ્રહ્મા પોતાની દીકરી સરસ્વતીને દેખીને તેના રૂપપર મોહીત થઇ તેના વાંસે દોડયા એટલે સરસ્વતીએ મૃગલીનું રૂપ ધારણ કરી દોડવા માંડયું. એટલે તેના પીતા બ્રહ્માએ મૃગનું રૂપ ધારણ કરી તેના વાંસે દોડવા માંડયું એટલે સરસ્વતીએ પાણીનું રૂપ ધારણ કર્યું. કામદેવે મોટા મોટાને ભુલ ખવરાવી છે તો મૃત્યુ લોકના પામર મનુષ્યોને ભુલ ખવરાવે તેમાં શું નવાઈ? જે મનુષ્ય કામદેવના સપાટામાં ન આવે તેને દેવસમાન સમજવો.

## મહાન સિકંદરનું મૃત્યુ.

મહાન સિકંદરના જનાજા વખતે તેના હાથ બહાર ઉઘાડા રાખેલ હતા તે જોઈ એક પુરૂષે એક મહાત્માને પૂછ્યું કે આનું શું કારણ? ત્યારે મહાત્માએ કહ્યું કે હાથ બહાર રાખવાનો આશય એ હતો કે આ હાથે હજારોના ઉપર જુલમ કર્યા છે, હજારો દેવાલયો

આ હાથે તોડયાં છે, હજારો સ્ત્રીઓની લાજ આ હાથે લુંટી છે, અનેક રાજાઓને પકડીને તેની રાજ્ય લક્ષ્મી આ હાથે લુંટી છે પણ હું આપ સર્વને જણાવી જાઉં છું કે આમાંથી હું કાંઇપણ લઈ જતો નથી. એ બતાવવા માટે હાથ ખુલ્લા રાખ્યા છે કે, હું તો ચુકયો પણ મારૂં વર્તન બીજા ન કરે તે માટે જગતને બોધ દેવા માટે હાથ ખુલ્લા રાખવાનું સિકંદર જીવતાં જ પોતાનાં સગાંવહાલાંઓને કહી ગયો હતો.

## વસિષ્ઠ અને વિશ્વામિત્ર.

વસિષ્ઠ અને વિશ્વામિત્ર રૂપીને એક વખત વિવાદ થયો ત્યારે વિશ્વામિત્ર રૂપીએ વસિષ્ઠ મુનીને સાઠ હજાર વર્ષનું તપ આપ્યું તેના બદલામાં વસિષ્ઠ મુનીએ "લવસત્સંગ" નું ફળ આપવા માંડયું, ત્યારે વિશ્વામિત્ર રૂપી ક્રોધાયમાન થઇને કહેવા લાગ્યા કે શું મહારા સાઠ હજાર વર્ષના તપના બદલામાં તમારા લવસત્સંગનું બરોબરીપણું થઈ શકે ? ત્યારે શાન્ત ચિત્તે મુનીએ પત્યુત્તર આપ્યો કે લવસત્સંગનું ફળ તમારા સાઠ હજાર વર્ષના તપ કરતાં વિશેષ થાય છે. આ વાતની તમારે ખાત્રી કરવી હોય તો ચાલો બ્રહ્મા પાસે જઇએ. એમ કહી તેઓ બંન્ને બ્રહ્મા પાસે ગયા. બ્રહ્માએ તેઓને કહ્યું કે મહારાથી તેનું નિરાકરણ થઇ શકે તેમ નથી એટલે બન્ને કૈલાસમાં શંકર પાસે ગયા. શંકરે શેષ નારાયણ પાસે મોકલ્યા ત્યાં શેષસાહી ભગવાને રૂપીઓને કહ્યું કે મહારા ઉપર પૃથ્વીનો ભાર છે. તે તમે બંન્ને જણા તમારા તપના બળનો સંકલ્પ કરો એટલે હું તમારા પ્રશ્નનો ઉત્તર આપું. પ્રથમ વિશ્વામિત્રીએ સંકલ્પ કર્યો પણ પૃથ્વી ઉંચી થઈ નહિ પછી જ્યારે વસિષ્ઠે સંકલ્પ કર્યો ત્યારે લવસત્સંગના પ્રતાપથી પૃથ્વી ચાર હાથ ઉંચી થઈ. આ પ્રતાપ જોઇને વિશ્વામિત્ર રૂપી લજવાઇ ગયા ને પછી પોતાને બ્રહ્મર્ષિ કહેવરાવવાને માટે પ્રયત્ન શરૂ કર્યો.






## કલ્પવૃક્ષનો આશ્રય.

એક બ્રાહ્મણ એક વખતે મુસાફરીએ જતો હતો પણ પોતે ભાતું વિગેરે કાંઈ સાથે લીધું નહોતું. દશ માઈલ ગયા પછી તેને થાક લાગવાથી એક વૃક્ષની છાયા તળે તે વિસામો ખાવા બેઠો. આ વૃક્ષ કલ્પવૃક્ષ હતું પણ તેની બ્રાહ્મણને માહેતી હતી નહિ. અરધો કલાક બેઠા પછી તેના મનમાં સ્ફુરણા થઈ કે કોઈ તળાવ હોય તો નાહિધોઈને સ્નાન સંધ્યા કરીએ ત્યાં તુર્ત તળાવ દ્દષ્ટીમાં પડયું એટલે તે નાહી સ્નાન સંધ્યા કરવા લાગ્યો ત્યાં તેના મનમાં વિચાર થયો કે અહીં ખાવાનું હોય તો કેવી મજા પડે! તેટલામાં સુંદર પકવાનો તેની પાસે તૈયાર થયાં તે ખાઈ પી વિચાર કરવા લાગ્યો કે અહીં એક મહેલ હોય તો બે ઘડી આરામ લઉં, એટલામાં કલ્પવૃક્ષના પ્રતાપથી મહેલ તૈયાર થઈ ગયો ત્યાં બ્રાહ્મણ સુવા ગયો ત્યાં તેના મનમાં સંકલ્પ થયો કે અહીં પત્ની હોય તો કેવું સુખ આવે? એટલામાં સોળ વર્ષની યુવાન કન્યા હાજર થઈ, તે જોઇ તેના મનમાં વિચાર કરવા લાગ્યો કે આ શું! હું માંગુ છું કે તુર્ત થઇ જાય છે માટે રખેને અહીં ભૂતનો તો વાસ હોયની! એટલામાં ભૂત તેની દૃષ્ટિએ પડયો. બ્રાહ્મણ બીચારો બરાડા પાડી મરી ગયો. માટે નશીબમાં સુખ ન હોય ત્યાં કલ્પવૃક્ષ પણ શું કરી શકે?

## સદ્‌ગુરૂની શિખામણો.

### પદ રાગ ધોળ.

દાટયો રૈને ચોર દૈવના, શું મુખ લૈને બોલેજી;<br>
સ્વારથ કારણ શ્વાન તણી પેરે, ઘેર ઘેર ફરતો ડોલેજી.

આતમ સાધન કાંઇ ન કીધું, માયામાં ભરમાણોજી;
લોક કુટુંબની લાજે લાગ્યો, સઘળેથી લુંટાણોજી.
પેટને અર્થે પાપ કરતાં, પાછું ફરી નવ જોયુંજી;
કોડી બદલે ગાફલ કુબુદ્ધિ, પાછું ફરી નવ જોયુંજી.
વિષય વિકાર હૈયામાં ધારી, વિસાર્યો મોરારીજી;
મુરખ તેં આમેં દશમૈના, જનની ભારે મારીજી.
સંત પુરૂષની સોબત ન ગમે, ભાંડ ભવાઇમાં રાજીજી;
બ્રહ્માનંદ કહે નર તન પામી, હાર્યો ઝીતી બાજીજી.
મનુષ્ય દેહ ધરીને મુરખ, તેં શું કરી કમાણીજી;
શ્વાન તણી પેરે ફરતો ડોલે, બોલે મીથ્યા વાણીજી.
પેટ ભર્યાનો ઉદ્યમ કીધો, રાત દીવસ ધન રળીયોજી;
નરતનનું મહાત્મ નવ જાણ્યું, પશુ જાતીમાં ભળીયોજી.
માત પીતા સુત બંધન મેરી, અંતે નહિ કોઇ તારાંજી;
આવરદા હરવાને કાજે, સર્વે મળ્યાં ધુતારાંજી.
સગાં કુટંબી સહુ મળીને, લુશી ચુસી લીધોજી;
છેલ્લીવારે સ્વાર્થ સાધી, જમને આગે દીધોજી.
કાગદ ઘડી ઘડીના કાઢી, લેખાં જમરા લેશેજી;
બ્રહ્માનંદ કહે સૌ વાંસેથી, કાંહી ન માણ્યો કેશેજી.
દશ મહીના માના ઉદરમાં, ઉંધે માથે ઝુલ્યોજી;
જઠરા અગ્નિની ઝાળે દાઝયો, તે દહાડા કેમ ભૂલ્યોજી.
આળા ચર્મ તણા પટ માંહી, આઠ પહોર અકળાતોજી;
રાત દીવસ મળ ભીંતર રહેવું, મળતો રસ તું ખાતોજી.
ખાટું ખારૂં માતા ખાતી, તેની થાતી પીડાજી;
કોમળ જાણી બહુ કરડતાં, કરમીયાં ને વળી કીડાજી.
ગર્ભ તણા દુઃખમાં ઘેરાણો, ત્રાહી ત્રાહી તું કરતોજી;
કોલ દઇને બહારે આવ્યો, ત્રાસ હૈયે નથી ધરતોજી.
છેલ થઈ મરડાતો ચાલ્યો, જેમ કીધું તેમ ફાવ્યુંજી;
બ્રહ્માનંદ કહે હરી ભજ્યા વિના, એ દુઃખ આગે આવ્યુંજી.

જે તન દેખી છાકયો ડોલે, તે તું દેખ વિચારીજી;
નખશીખ સુધી નિંદ્યા જેવું, શી માંહી વસ્તુ સારીજી.
માંસ રૂધીર તે માંહી ભરીને, ઉપર મઢીયું આળુંજી;
મોહતણે વશ થઇને મુરખ, દેખે છે રૂપાળુંજી.
હાડતણા પગ હાથ બનાવ્યા, કટકા કટકા સાંધીજી;
તે માંહી દ્દઢ મમતા તુજને, એશી આવી આંધીજી.
ઉદરમાં આંતરડાં ભરીયાં, આવે ગંધ નઠારીજી;
રગરગમાં રોગે વીંટાણું, મળ મુત્રની કયારીજી.
ટળતાં એને વાર ન લાગે, આદ્ય અંતનું ખોટુંજી;
બ્રહ્માનંદ કહે એ સારૂ તેં, કામ બગાડયું મોટુંજી.

× × ×

અજ્ઞાની સમજ બિન સુતા, જમનકા ખાયગા જુતા;
તહાં શિર ધુની પસતાવે, ધની બિન કોન છોડાવે.
લીયા નહીં સંતકા ચહના, શિખ્યા એક ઉદરકા ભરના:
રહ્યા પર નારીસેં રાજી, ગઇ સબ હાથસેં બાજી.
માયા અતિ પાપસેં જોડી, મિલે નહીં સંગ એક કોડી;
આગે તો કઠિન હે રસ્તા, જાયગા હાથકું ઘસ્તા.
બ્રહ્માનંદ કહત હે ભાઇ, ભજો હરીચરન લે લાઇ;
મિટે સબ જનમકા ફંદા, કરે જો મહેર વ્રજચંદા.

## કાળ કયાં સુધી પુગે છે.

એકોતેર ચોકડી રાજ્ય કરીને એક ઈંદ્ર પડે એવા ચૌદ ઇંદ્ર પડે ત્યારે એક દિવસ વૈરાટ બ્રહ્માનો થયો. તેમાં ક્ષુદ્ર વૈરાટ, બ્રહ્મા, વિષ્ણુ ને શિવ એ ત્રણે નાશ થાય તે બ્રહ્માંડ, બ્રહ્માંડ પ્રત્યે એક શ્રી કૃષ્ણ નારાયણ, એક લક્ષ્મીનારાયણ, એક નરનારાયણ, ને એક વાસુદેવ નારાયણ છે એવાં અનંત કોટી બ્રહ્માંડ છે એમ સમજવું. હવે એવા ત્રિસ દિવસનો મહિનો ને બાર મહિનાનું વરસ, એવાં સો વર્ષ વૈરાટ જીવે ને પ્રધાન પુરૂષોનાં રૂંવાડે રૂંવાડે ક્ષીરસાગર છે એટલે સાડાત્રણ કરોડ શેષશાહી થાય

માટે એ સર્વથી તો પ્રધાન પુરૂષના એક દિવસમાં વૈરાટ પડે તેવાં સો વર્ષ પ્રધાન પુરૂષ જીવે ને તે પાછો પ્રકૃતિ પુરૂષના એક દિવસમાં નાશ થાય એવાં સો વર્ષ પ્રકૃતિ પુરૂષ જીવે છે એમ ત્યાં સુધી કાળ પુગે છે.

## ગોખણીયું જ્ઞાન.

એક શ્રીમાને એક પોપટને પાળ્યો હતો તે પોપટ પાસે હમેશાં તે પવિત્ર નામો ગોખાવતો હતો એટલે તેને ગોખણીયું જ્ઞાન હતું. એક વખતે પાંજરૂં ઉઘાડું રહી જવાથી પોપટ ઉડીને પારાધીની જાળમાં જઈને સપડાયો હતો ત્યાં જઈને પેલા શ્રીમાને કહ્યું: "પોપટ ઉડ જાઓ નહિ તો સપડાઓગે" પોપટ પણ તે પ્રમાણે અભ્યાસ હોવાથી બોલે પણ ઉડે નહિ. અંતે પારધીની જાળમાં સપડાઇને તે બીચારો મરણને શરણ થયો. આવી રીતે ગોખણીયું જ્ઞાન સમજણ વિના કામમાં આવતું નથી તે આ પોપટના દષ્ટાંતથી જણાય છે.

## અવિગ્રહ નીતિ.*

કોઈ પણ દેશને બીજા સાથે લડાઇ ઉઠાવવામાં ફાયદો નથી. છેવટે કદાચ પોતે જીતે તો પણ નુકશાનનો સરવાળો વધારે થાય. લડાઈનો ખરચ ભરતા લોકો ઉપર કરનો ભારે બોજો પડે છે એ ઉઘાડું જ છે અને તે વિચારથી જ ટોરી પક્ષવાળા અત્યાર સુધી વિદેશ વિગ્રહની સામે થતા હતા. પણ આ તો એનો નાનામાં નાનો ગેરફાયદો છે. એવો વિશેષ કર આપવાથી લોકોની સમસ્ત આર્થિક સ્થિતિ કાંઇ બહુ બગડતી નથી. પણ મોટો ગેરફાયદો તો એ છે કે જ્યારે હજારો માણસો પોતાનો ચાલુ કામ ધંધો છોડી સિપાઇગીરીમાં પડે છે. એથી પણ દ્રવ્યની વિશેષ હાની દેશાવર સાથેનો વ્યાપાર પડી ભાગવાથી થાય છે. કેમકે એ દેશો વચ્ચે લડાઈ ચાલે છે ત્યારે તેઓ વેપારને બદલે એક બીજાનાં વહાણ કે વણઝારો, લુટી લેવાનો જ ઉદ્યોગ આદરે છે. આવા જોખમને સમયે વેપારી પરદેશ માલ મોકલે નહિ અને એમ થવાથી લાખો માણસ રોજી વિનાના થઈ જાય.

* આ લેખ સ્વર્ગસ્થ નવલરામ લક્ષ્મીરામ પંડયાનો લખેલ છે.

મતલબ કે મજુરો ભૂખે જ મરે, શાહુકારો તુટી જાય, અને કરોડો રૂપિયાનું નુકસાન દેશને થાય. આમ થવા પછી છેવટે કદાપી લડાઇમાં જીતી એકાદો મુલક હાથમાં આવ્યો તો પણ આ બધા નુકસાનીના મુકાબલામાં તે ફાયદો કાંઈ જ નથી. આ વાત હાલ યુરોપના રાજવેત્તાઓ બરોબર સમજે છે અને સો વાર વિચાર કર્યા કેડે લાચારીએ જ એવા વિદેશ વિગ્રહ માથે વહોરી લે છે. પણ આ પ્રમાણે રાજ્યકર્ત્તાની વૃત્તિ થવી એ દેશના વ્યાપાર બળ ઉપર બહુ આધાર રાખે છે. જ્યાંસુધી દેશમાં વ્યાપારધંધો બહુ વધ્યો નથી ત્યાંસુધી લડાઇથી આ જાતનું નુકશાન થોડું જ હોય છે, અને વખતે તો પરદેશને લૂટી લાવવામાં જ લાભ રહેલો હોય છે. આવા જંગલી કામમાં રાજા ને પ્રજા બન્નેને જ વિદેશ વિગ્રહ બહુ વહાલો લાગે છે, અને જો પાડોશનો દેશ કાંઇ સુધારી શ્રીમાન થયો હોય છે તો તો તેના પુરા ભોગ જ મળી આવે છે. પણ જેમ જેમ દેશમાં વેપારધંધો વધતો જાય છે તેમ તેમ લડાઇપરથી રૂચી ઓછી થતી જાય છે, અને છેવટે વેપારી વર્ગ તો લડાઇને ધીક્કારનારોજ થઇ પડે છે. જ્યારે એથી પણ વેપાર વિશેષ વધે છે, ત્યારે વિદેશ વિગ્રહના ગેરફાયદા બીજાને પણ કંઈ કંઈ પ્રત્યક્ષ થવા લાગે છે, અને તેના લાભાલાભ ઉપર વિલક્ષણ રાજ્ય કરતા કંઇ ધ્યાન આપવા માંડે છે, પણ પુરેપુરૂં ધ્યાન તો ત્યારે જ અપાય છે, કે જ્યારે વ્યાપારી વર્ગે અગમ બુદ્ધિથી હિંગતોળુ જ ન રહેતા પોતાના દેશના રાજકાજમાં બોલવાનો હક સંપાદન કરવો.

## સામાન્યં નીતિ.

न क्रोधं यातु धानस्य धीमानाच्छेद्विधेयताम् ।
न प्रीतभाग् रुधिरः प्राशनिन्द्यां वृकोदरः ॥

બુદ્ધિમાન માણુસ ક્રોધી માણુસના જેવું કામ કરતો નથી કારણકે જેમ ભીમસેન પોતાના પિત્રાઈ ભાઇ દુઃશાસનનું રૂધીરપાન કરીને નિંદાનું પાત્ર બન્યો તેમ નિંદાનું પાત્र બની જાય.

बुद्धौ कलुषीभूतायां विकारे प्र[illegible]ल्यते ।
[illegible]नलसंकाशो ह्युपा[illegible] सर्पति ॥

જ્યારે આપણી બુદ્ધિ ડોળાઇ જાય છે તથા તેમાં અનેક જાતના વિકાર પ્રાપ્ત થાય છે ત્યારે નીતિને નાશ કરનારી અનીતિ અંતઃકરણમાંથી જતી નથી.

न हायनै र्नपलितैर्न वित्तेन न बन्धुभिः ।
ऋषयश्चक्रिरे धर्मंयोऽनूचानः स नोम हान् ॥

મોટાં ધરોવડે, વૃદ્ધાવસ્થાવડે, દ્રવ્યવડે અને ભાઇઓવડે કાંઇ મોટો કહેવાતો નથી. પણ ઋષિઓએ જે ધર્મ કરેલા તે પ્રમાણે ચાલનાર મોટો કહેવાય છે અને તેથી વિપરીત ચાલનાર અધમ કહેવાય છે.

नास्ति विद्यासमं चक्षुर्नास्ति सत्यसमं तपः ।
नास्तिरागसमं दुःखं नास्ति त्यागसमं सुखम् ॥

વિદ્યાસરખી બીજી આંખ નથી, સત્યતા રાખવી તેના જેવું બીજું તપ નથી, સ્નેહના જેવું બીજું દુઃખ નથી, અને બધું ત્યાગ કરવું એના જેવું સુખ એકે નથી.

अर्थानामर्जनं कार्यं वर्धनं रक्षणं तथा ।
लक्ष्यमाणो निरादानः सुमेरूरपि हीयते ॥

દ્રવ્ય મેળવવું તથા તેમાં હમેશાં વધારો કરવો અને તેનું સારી રીતે રક્ષણ કરવું. જ્યારે આવક હોય નહિ અને ભેગા કરેલા દ્રવ્યમાંથી જ વટાવીને ખાધા કરે તો મેરૂ પર્વત આખો સોનાનો છે છતાં તે પણ ખુટી જાય છે.

गुणो भूषयते रूपं शीलं भूषयते कुलम् ।
सिद्धि र्भूषयते विद्यां भोगो भूषयते धनम् ॥

ગુણ છે તે રૂપને શોભાવે છે, સ્વભાવ કુળને શોભાવે છે, કોઈ પણ જાતની સિદ્ધિ વિદ્યાને શોભાવે છે અને ભોગવિલાસો ધનને શોભાવે છે.

किमाराध्यं सदापुण्यं कश्च सेव्यः सदागमः ।
को ध्येयो भगवान्[illegible] किं काम्यं परमं पदम् ॥

માણસે દરરોજ શાનું આરાધન કરવું ? પુણ્યનું. દરરોજ કોનું સેવન કરવું ? સારાં શાસ્ત્રનું. કોનું ચિંતવન કરવું ? ભગવાન વિષ્ણુનું, શાની ઇચ્છા કરવી ? પરમ (મોક્ષ) પદની.

**दानं वित्तादृतं वाचः कीर्तिधर्मौ तथायुषः ।**
**परोपकरणं कायादसारात्सारमाहरेत् ॥**

આ સાર રહિત સંસારમાં દેહ ધરીને જે દાન કર્યું હોય, ધન મેળવ્યું હોય, બોલ્યા હોઇએ, કીર્તિ મેળવી હોય, ધર્મ કર્યો હોય, આયુષ્ય ભોગવ્યું હોય અને પરોપકાર કર્યો હોય તેજ જન્મનું સાર્થકય કર્યું એમ જાણવું.

**अनादायी व्ययं कुर्यादसहायो रणप्रियः ।**
**आतुरः सर्वभक्षी च नरः शीघ्रं विनश्यति ॥**

દાન વિનાનો જે ખરચ કરે, સહાય વગરનો રણમાં જાય અને અતિ આતુરતાવાળો તથા સર્વ પદાર્થ ભક્ષણ કરનારો જે માણસ હોય છે તે જલદી નાશ પામે છે.

**धनेषु जीवितव्येषु स्त्रीषु भोजनवृत्तिषु ।**
**अतृप्ता मानवाः सर्वे याता यास्यन्ति यान्ति च ॥**

ધનને વિષે, જીવિતને વિષે, સ્ત્રીઓને વિષે, અને ભોજનવૃત્તિને વિષે તૃપ્ત નહિ થયેલા માણસો નાશ પામ્યા, નાશ પામશે અને નાશ પામે છે. ( માટે તેમાં સંતોષ રાખવો. )

**सुसंदिग्धस्य भक्तस्य दन्तस्य चलितस्य च ।**
**अमात्यस्य च दुष्टस्य मूलादुद्धरणं वरम् ॥**

શંકાશીલ સેવક, હાલતો દાંત, અને દુષ્ટ પ્રધાન એટલાનો જડમૂળથી નાશ કરવો એ શ્રેષ્ટ છે. ( કારણકે તેથી બહુ દુઃખ થાય છે. )

**धीराणां भूषणं विद्या मन्त्रिणां भूषणं नृपः ।**
**भूषणं च पतिः स्त्रीणां शीलं सर्वस्य भूषणम् ॥**

ધીર પુરૂષોનું ભૂષણ વિદ્યા છે, પ્રધાનોનું ભૂષણ રાજા છે, સ્ત્રીઓનું ભૂષણ સ્વામિ, તથા સ્વભાવ સર્વનું ભૂષણ છે.

**तृणं ब्रह्मविदः स्वर्गस्तृणं शूरस्य जीवितम् ।**
**जिताक्षस्य तृणं नारी निस्पृहस्य तृणं जगत् ॥**

બ્રહ્મ જ્ઞાનીને સ્વર્ગ તરણા સરખું છે, શુરવીરને જીવીત તરણા સરખું છે, જીતેંદ્રિયને સ્ત્રી તરણા સરખી છે અને તૃષ્ણા રહિત માણસને જગત તરણા સરખું છે.

**लक्ष्मीःपुण्यं च कलत्राणि पुत्रोत्पत्तिर्निधिस्तथा ।**
**सुकृतादपि लभ्यन्ते नैव पार्थ पराक्रमात् ॥**

ભગવાન કહે છે હે અર્જુન ! લક્ષ્મી, પુણ્ય, સ્ત્રીઓ, પુત્રની ઉત્પતિ, ભંડાર એટલી વસ્તુઓ પૂર્વના સારાં કર્મથી જ પ્રાપ્ત થાય છે, પોતાના પરાક્રમથી મળી શકતાં નથી.

**अयशः प्राप्यते येन येन चापगतिर्भवेत्**
**स्वर्गाच्च भ्रश्यते येन तत्कर्म न समाचरेत् ॥**

જેનાથી અપયશ મળે, ખરાબ ગતિ થાય, સ્વર્ગથી ભ્રષ્ટ થવાય એવું કર્મ કદિ માણસે કરવું નહિ.

**जन्मनि क्लेशबहुले किंतु दुःखमतः परम् ।**
**ईच्छा संपद्यतो नास्ति यच्चेच्छा न निवर्तते ॥**

જ્યારે જન્મ લેવો પડે છે, ત્યારે અતિશય દુઃખ પડે છે, તો પછી એના કરતાં બીજું વધારે દુઃખ શું ? તેમાં જો ધારેલી ઇચ્છાઓ કદાચિત્ પુર્વના પુણ્યથી સંપાદન થાય ત્યારે તો દુઃખ નથી થતું, પરંતુ તેમ થતાં પણ જો ઇચ્છાની નિવૃત્તિ નહિ થાય તો પછી એના જેવું બીજું દુઃખ શું ?

**येन शुक्लीकृता हंसाः शुकाश्चहरितीकृताः ।**
**मयूराश्चित्रिता येन स ते वृत्तिर्विधास्यति ॥**

જેણે રાજ હંસને સફેત બનાવ્યા, પોપટને લીલા બનાવ્યા અને મોર પક્ષીને ચિત્રવિચિત્ર રંગવાળા બનાવ્યા, તેજ વિધાતા તારી આજીવિકા પૂરશે.

**दुरधीता विषं विद्या अजीर्णे भोजनं विषम् ।**
**विषं गोष्टी दरिद्रस्य वृद्धस्य तरूणी विषम ॥**

ઘણાં જ દુઃખ વડે ભણેલી વિદ્યા વિષ તુલ્ય થાય છે, અજીર્ણ થયું હોય ત્યારે ભોજન વિષ તુલ્ય થાય છે, દરિદ્ર માણસોની વાર્તા વિષ જેવી છે અને વૃદ્ધ પુરૂષને જુવાન સ્ત્રી હોય તો તે વિષ જેવી છે.

**पदे पदे च रत्नानि योजने रसकूपिका ।**

**भाग्यहीना न पश्यन्ति बहुरत्ना वसुंधरा ॥**

પગલે પગલે રત્નો છે ને યોજને યોજને રસની કુપીઓ છે, પણ ભાગ્યહિન માણસો તે જોઇ શકતા નથી; બાકી પૃથ્વી તો અનેક પ્રકારના રત્નોવાળી છે.

**नाकाले म्रियते जन्तुर्विद्धः शरशतैरपि ।**

**कुशकण्टकविद्धोऽपि प्राप्तकालो न जीवति ॥**

પ્રાણી સો બાણોથી વિંધાણો હોય તો પણ કાળ શિવાય મરતો નથી, અને કાળ આવી લાગ્યો હોય તો ફક્ત દર્ભનો કાંટો લાગવાથી પણ મરણ પામે છે.

**मक्षिका मशको वेश्या मूषको याचकस्तथा ।**

**ग्रामणीर्गणकश्चैव सप्तैते परभक्षकाः ॥**

માખી, મચ્છર, વેશ્યા, ઉંદર, માગનારા, હજામ અને જોશી એ સાત જણ જે છે તે પારકું ખાનારા છે.

**द्वौविधौ पुरुषौ लोके स्वर्गस्योपरितिष्ठतः ।**

**प्रभुश्च क्षमया दरिद्रश्च प्रदानवान् ॥**

રાજા છતાં ક્ષમાવાન, અને દરિદ્રી છતાં દાન કરનારો, એ બે પુરૂષો સ્વર્ગની પણ ઉપર રહેનારા છે.

## વિચારીને વાળવા વિષે

### ચાબખો.

ખુટલને મદ ખરો ખારો થાશેરે, જીતી બાજી હાથથી જાશે ટેક
કોઈ કહ્યું નથી માનતારે પણ કષ્ટ અતિશે થાશે.
ભલા ભલાઇયું કરી લેજો આ રંગ તો જાતો રહેશેરે ખુટ—૧
હક નથી હાલતો હરી ભજ્યા વિના કાળ ગળી જાશે,
ચોયશાના ચોકે ઉપર પછી વાવલીઆ વાસેરે ખુટ—૨

વિચાર કરી કરીને વાવ્યા વિના ફળ કયાં થકી થાશે,
બોજો ભગત કહે ભજન કર્યા વિના નીરમાહે ન્હાશેરે     ખુટ—૩

**દોયલી વેળામાં કોય કેનું નથી.**

દોહલી વેળામાંહે કોઈ કેનું નથી રે,
જ્યારે કરે જમડા આવીને જોર;
તેણી વેળા આવીરે દયાળુ
મુજદીનને, બાંહ્ય ગ્રહી રેજો નંદકીશોર     દોયલી૦
જ્યારે ત્રુટે નાડીરે ઝલાય જાય જીભડીરે,
બાજે કફ સહીત શ્વાસનો ઘોર; સગાં
ને સંબંધીરે લાગ્યા લુંટવારે, કુડા કુડા કરીને
શોર બકોર.........     દોહલી૦
સ્વાર્થના સગાંરે સર્વે સંસાર માંરે,
તમ વિના જુઠાં સરવે જન;
તમે ને તમારારે જન પ્રભુ પરમારથીરે,
બીજે નવ માને મારૂં મન     દોહલી૦
ત્રાહી ત્રાહી કરીરે પોકારૂં જોઈ દયા તમ ભણીરે,
સેવકની કરજો શામ સંભાળ;
મુક્તાનંદના સ્વામીરે જાણુ સુજાણછો રે
વર્ણવે છે વેદ દીન દયાળ     દોહલી૦

**આયુષ્ય સંધાતું નથી.**

મુરખનર કોટિ કરે ઉપાય, મૃત્યુ પાછું નહિ વળે;
ત્રુટી આયુષ્ય તે ન સંધાય     ॥ મૃત્યુ. ॥
અફીણ તો ઉગે નહિરે, પાપી દારૂ પાય;
ભાઇબંધ મળી ભુંડું કર્યુંરે, નાખ્યો નરક પડયો પરતાય ॥ મૃત્યુ. ॥
કોટી કરે ગઉ દાનનેરે, સોના રૂપાના શણગાર;
પામે ફળ પરલોક માંરે, માથે મરણ જનમ બહુવાર ॥ મૃત્યુ ॥
કાશીએ જઇને કરવત મેલાવેને, ગાળે હિમાળે દેહ;
ભક્તિ વિના ના તરેરે, પામે રાજ સાજ સુખ તેહ     ॥ મૃત્યુ ॥

બુઢ્ઢા જોબન બાળનેરે, જમડા પકડી જાય;
દેવાનંદ કહે મરી ગયાગે, વાંસે વાર કોઇથી ન થાય ॥ મૃત્યુ ॥

## પાપ પ્રગટ થાય છે.

### ચંદ્રાવળા

તુંબડું પાણીમાં બોળીયે ઉંડું, તે બહારે નિસરે આપ
તેમ ખૂણે કરે જે ખોટાં, તે પ્રગટ થાયે પાપ.
પ્રગટ થાયે પાપ તે કેવું, ખરે ચડીને ચાલ્યા જેવું
કહે ગોવિંદરામ એવું કામ છે ભુંડું
તુંબડું પાણીમાં બોળીયે ઉંડું.

## બોધક સાખીઓ.

પારસ પોલી હાટક ભુવન, કલ્પવૃક્ષકી વાડ;
તુલસી હરીકી ભક્તિ વિના, તાસે ભલી ઉજાડ.
ઉત્તમ વર્ણન કુન કામકી, જીમે રોમ રોમ વિકાર,
તુલસી હરિકી ભક્તિ વિના ચારે વર્ણ ચમાર.
હરિ ભજતો કોઢીયો ભલો, જાકી ચુવે ચામ;
તુલસી હરિકી ભક્તિ વિના, કંચન દેહ અકામ.
રીઝે ખીજે ઓરસેં, સરે ન બીગરે કામ;
તુલસી મેરે ચાહીયે, રાજી સીતારામ.
આયે તે હરિ ભજનકુ, કીના ઓર ઉપાય;
તુલસી સીતારામકુ, કહા કહોગે જાય.
રામ તહાં કામ નહિ, કામ તહાં નહિ રામ;
તુલસી દોનું ન રહે, રવિ રજની એક ઠામ.
તુલસી આ સંસારમે, ભાતભાતકે લોક;
જીન દેખે છાતી ઠરે, એસા વિરલા કોક.
તુલસી જગમે આયકે, જગત હસે તુમ રોય;
એસી કરની કર ચલો, પીછે હસે નહિ કોય.

## લક્ષચોરાસી કુટુંબ વિષે.

એક અચંબો થાય છે અતિ ભારી રે,

તુંને લાજ નથી આવતી લગારી રે;
લક્ષચોરાસી કુટુંબ કુળ તારૂં રે,
ખર સુકરમાં કેને કોણ સારૂં રે. १
ઇંડજ ઉદ્‌ભીજને સ્વેદજ જરાયો રે,
વાર અનેક તું ઉપજ્યો મરાયો રે;
ઉંચ નીચમાં લીધો તે અવતાર રે,
આવ્યો સુપચ આદિ વર્ણ અઢારરે. २
એક એકને ઉદર નર આવ્યો રે,
તુંતો સરવે તણો સુત કાવ્યો રે;
તેની લાજ તુંને ન આવી લેશરે,
હવે આપીયે તે શો ઉપદેશ રે. ३
દીઠો નહીં તુ જ જેવો કોઇ ડાહ્યો રે,
તું તો ભુખ ને દુઃખથી ન કાહ્યોરે,
કહે નિષ્કુળાનંદ એટલું રે,
માન તજી હજી માન્ય તો છે ભલું રે ४

## નમ્રતા વિષે
### છપ્પો.

નમિને ચાલે નીર, ધીર નર વીર નમે છે,
ધુર્ત પુરૂષને ધૃમ્ર, ભટકતા અધર ભમે છે;
તરૂ રસવાળુ તેમ, વારતાં તુરત વળે છે,
કુટિલ પુરૂષને કાદ, બિચારાં અકળ બળે છે,
અભિમાનપણાની અસર તે, સજ્જનને શા કામની,
નક્કિ નમ્રપણામા નિશ દિવસ, રૂચિ છે દલપતરામની.

## પોતાને નાનો ગણવા વિષે
### મનહર છંદ.

કુવો શું ગરવ ધરે તેથી તો તળાવ મોટું,
તળાવથી નદીઓ છે, મોટી એક એકથી;
નદીયો તે સઘળી સમુદ્રમાં સમાઈ જાય,

આકાશ ભરાય નહિ સમુદ્રો અનેકથી;
એમ એક એકથી અધિક અધિકાઇ ધરે,
વિવેકી તો ઉર એમ વિચારે વિવેકથી;
કહે દલપતરામ જાય અભિમાન આમ,
સમજે પોતાને જ્યારે છોટો છોટા છેકથી.




## ખોટી આશા.

એક ઝવેરીને પોતાના વ્યાપારમાં મોટી ખોટ આવવાથી પોતાની આબરૂ રાખવા માટે પોતે આત્મઘાત કરવાને તૈયાર થયો પણ પોતાની સ્ત્રીને પોતાના મરણ બાદ ધીરજ રહેવાને માટે ચાર કાચના ખોટા કટકા આપી કહ્યું કે " હે સ્ત્રી જીંદગીનો ભરોંસો નથી અને વખતે મારૂં મરણ થાય ત્યારે તારા સંરક્ષણને માટે હું તને આ સાચા ચાર હીરા આપું છું તેનું મૂલ્ય અમુલ્ય છે. વખત આવે તું વટાવજે પણ મારી આટલી ભલામણ છે કે તે વટાવવાનો તને જ્યારે સમય પ્રાપ્ત થાય ત્યારે મહારા મિત્ર મોહનલાલને સાથે રાખીને વટાવજે કેમકે હીરાની ખરી પરીક્ષા તે કરી શકશે."

## જળપ્રલય.

કદી પણ નહિ જોયેલો બનાવ તા. ૨૩ મી જુલાઈ સને ૧૯૨૭ નો દિવસ આખા ગુજરાત કાઠીયાવાડને કદિ વિસરાય નહિ એવો ગયો છે. તે જ દીવસના શનિવારની રાતથી અમંગળ ચોધ-

ડીયાએ તા. ૨૮ મી ગુરૂવારની રાત સુધી મહાકોપ આદર્યો હતો. ગુજરાત કે જે હિંદનો બગીચો કહેવાય છે તેને સહેજ વારમાં વેરાન કરી દીધો એટલું જ નહિ પણ લાખો રૂપિયાની નુકશાની સાથે હજારો મનુષ્યના પ્રાણની ખુવારી થઇ હતી કે જે બનાવ ન્યુસ પેપરમાં વાંચતાં કઠણ હૃદયવાળાઓના હૃદય પણ કંપી ઉઠયા વિના રહેલાં નથી. ધન્ય છે મુંબઇવાસીઓને કે જેને લાખો રૂપિઆના ઉદાર અંતઃકરણથી દાન કરી દુઃખી જનોની દાદ લેવા સત્વર ધાયા હતા. ખરેખર અનુકંપા (દયા) એ તો હિંદમાં જ વાસ કર્યો છે એ ખોટું નથી. ભારતવાસીઓના હૃદયમાં અન્યનું દુઃખ જોઇ સત્વર દયા ઉત્પન્ન થાય છે એ નિર્વિવાદ છે.

## ઉપયોગી વચનો.

(૧) તીન જના ચીલે ચલે, કાયર, બેલ, કપુત;
તીન નહિ ચીલે ચલે, શૂર, સિંહ, સપુત.

(૨) કઇ વસ્તુ મનુષ્યને પાયમાલ કરે ?
કરજ, કપટ, જુદાઇ.

(૩) કામી કયા ત્રણથી ભ્રષ્ટ થાય છે ? લક્ષ્મિ, પ્રાણ. અને કીર્તિ.

(૪) મીઠી નિદ્રા આપનાર ત્રણ કયાં ?
સંપ, સંતતિ, અને શાંતિ.

(૫) વિદ્યા શિખવાના ત્રણ પ્રકાર છે.
ખંત, મહેનત, અને બુદ્ધિ.

(૬) કયા ત્રણ પૈસાથી કીમતી ગણાય ?
ઓલાદ, ઇજ્જત અને અક્કલ.

(૭) દૈત્ય, ખુની ને પાપી કોણ ? જેને દયા નથી તે દૈત્ય, જેને લાજ નથી તે ખુની, અને જેને લાગણી નથી તે પાપી.

(૮) કયા ત્રણ સુખથી સુનારા છે ?
સત્યવાન, સંતોષી, અને સારાં કામ કરનાર.

(૯) કયા ત્રણ માંદગી લાવનાર છે ?
આળસ, અનિયમિત ખોરાક, અને અસ્વચ્છતા.

(૧૦) ભરોસો નહિં રાખવા લાયક ત્રણ કયાં ?
રાજા, જુઠો અને ભુખ્યો.

## જ્ઞાનોપદેશ વાકયાવળી.

(૧) નિષ્ફળ અને કુમાર્ગે ખર્ચ ન કરવું.
(૨) આય કરતાં વ્યય વધારે ન કરવો.
(૩) મ્હોટો તેજ કે, જે પોતાને ન્હાનો માનતો હોય.
(૪) બુદ્ધિમાન તેજ કે જે પોતાની મૂર્ખતા સમજે !
(૫) વિદ્વાન તેજ કે, જે પોતાને અવિદ્વાન સમજતો રહે !
(૬) શિયળવાન તેજ કે, જેણે પોતાના દુર્ગણ જાણીને છોડયા હોય.
(૭) જેને શત્રુ બનાવવો હોય તેને ઉધાર આપો.
(૮) ધર્મની વૃદ્ધિ કર્યે રાખવી.
(૯) પૈસો મળે, પણ માણસ બનવું કે મળવું કઠિન છે.
(૧૦) કોયની પ્રિય વસ્તુ માગવી નહિ.
(૧૧) મ્હોટા કોઈને સત્કાર કરે તે જ સત્કાર; ન્હાનો કરે તેમાં શું ?
(૧૨) ઉંટનું પુરીએથી પેટ ભરાય નહિ.
(૧૩) અવશાન કાળમાં મિત્ર કોણ ? દાન.
(૧૪) દયા કોને કહિયે ? સર્વેપર સમાન દષ્ટી રાખવી.
(૧૫) વિષ કોને કહીયે ? યાચના.
(૧૬) લોક શાથી વિંટાઈ રહ્યા છે ? અજ્ઞાનથી.
(૧૭) શું મુકે તો સુખી થાય ? લોભ.
(૧૮) શું મુકીયે તો ધનવાન થવાય ? કામના.
(૧૯) શું મુકીયે તો શોચ ન થાય ? ક્રોધ.
(૨૦) ધર્મ તથા યશનું સ્થાન કયું ? દાન, ચાતુર્ય.
(૨૧) લાભમાં ઉત્તમ શું ? આરોગ્યતા.
(૨૨) સુખમાં ઉત્તમ શું ? સંતોષ.
(૨૩) ધન માત્રમાં ઉત્તમ શું ? આજીવિકા.
(૨૪) સાધુ કોને કહેવો ? સર્વનું કલ્યાણ ઈચ્છે તેને.
(૨૫) શું નિયમમાં રાખવાથી શોચ ન થાય ? મન.

(૨૬) સ્વર્ગ વિષે શાથી નથી જવાતું ? કુસંગથી.
(૨૭) વિચારીને કામ કરનાર શું પામે ? જય.
(૨૮) આશ્ચર્ય શું ?—પ્રાણી માત્રને મરતા દેખે તથાપિ જે પોતાના મનમાં એમ માને છે કે હું કદી મરવાનો નથી.
(૨૯) તવંગર કોણ ? જે મળ્યું હોય તેમાં સંતોષ રાખે તે.
(૩૦) મોટામાં મોટી જંજાળ કઇ ?ધનની.

## સમો વરતે સાવધાન.

સમર્થ રામદાસ સ્વામિની માતુશ્રીનું નામ રાણુકબા હતું. તે પુત્રના વિવાહ માટે વખતો વખત ચિંતા કરતાં હતાં. છેવટે રામદાસે અંતરપટ પકડાય ત્યાંસુધી વિવાહ કરવાની હા પાડી તેથી માતુશ્રી રાજી થઇ શ્રેષ્ટ જાનને લઇને કન્યાના પીતાને ત્યાં ગયાં. સર્વેની સાથે રામદાસ સ્વામી પણ ગયા, પણ બ્રાહ્મણોએ તેજ વખતે મંગલાષ્ટક બોલવાનો પ્રારંભ કર્યો. તે વખતે સર્વ બ્રાહ્મણો એકી વખતે "સાવધાન" એમ બોલ્યા. સમર્થ મનમાં બોલ્યા કે હું સદા–સર્વદા સાવધાન રહું છું અને તે છતાં પણ આ લોકો મને સાવધાન રહેવાનું કહે છે, માટે એ શબ્દમાં અવશ્ય કાંઇ ને કાંઈ ભેદ હોવો જોઇએ. તેથી પોતે ત્યાંથી ભાગી નીકળ્યા. તેને પકડવાને માટે ઘણા તેની વાંસે દોડ્યા પણ હાથ આવ્યા નહિ. આનું નામ તે સાવધાન ! ! !

## બોધ વચન.

અનુભવ આ જગતમાં મોટો શિક્ષક છે.

* * *

જે મનમાં હોય તેજ કહેવું, તેજ કરવું એમાં કલ્યાણ છે.

* * *

રજપુત માતાઓ પોતાના પુત્રોને રણસંગ્રામમાં મોકલતાં એમ કહેતી કે વિજય સાથે પાછા આવજો નહિ તો કાગળે ચડીને આવજો.

* * *

પારકાને દુઃખે દુઃખી થવું ને પારકાને સુખે સુખી થવું, એ ખરી ઉદારતાનું બીજ છે.

* * *

ઉદારતા, ન્યાય, તથા પ્રેમ એ સદ્વૃત્તિનાં મુખ્ય લક્ષણ છે.

* * *

વિદ્યાથી સદ્વૃત્તિ ન આવે તો તે વિદ્યા કાંઇ કામની નથી.

* * *

જેનામાં ક્ષમા નથી તેજ અભિમાની હોય છે, જેનામાં અભિમાન છે તેનામા પાપનો આરંભ થવા માંડ્યો છે.

* * *

કમળના પુષ્પ ઉપર પડેલ જળનું બિંદુ જેવું ચપળ ને નાશવંત છે, તેવીજ રીતે મનુષ્ય દેહ ચપળ અને નાશવંત છે, પરન્તુ ક્ષણભર પણ સતપુરૂષનો સંગ થાય, તો ભવસાગર સહેલથી તરી શકાય છે.

* * *

વિયોગ દુઃખ આત્માનંદમાં રહેવા બોધે છે. મનુષ્ય જે જે દુઃખો સહન કરે છે તે દુઃખો તેને લાભકર્તા થઇ પડે છે અને તે વિચારથી દુઃખ માટે બબડવું અયોગ્ય છે એટલું જ નહિ પણ ખરા ભક્તને અંગે એવો કોઇ બનાવ બનતો નથી કે જે તેના ઇષ્ટદેવની ઇચ્છા વિરૂદ્ધ હોય. એટલું જાણ્યા પછી દરેક દુઃખદાયક બનાવ આત્મોન્નતિ ને મનુષ્ય સુધારણાર્થે બને છે એવું આપણે ગણવું જોઇએ.

* * *

## સીતાજીની સમજણ.

રામચંદ્રજીએ વનમાં જતી વખતે સતી સીતા પાસે વનના અનેક પ્રકારનાં દુઃખો વર્ણવ્યાં તેના પરી ઉત્તરમાં સીતાજીએ કહ્યું કેઃ—

" સ્ત્રી છે તે પોતાના પતીની છાયા જેવી છે. જો શરીરમાંથી શરીરની છાયા જુદી થઇ શકતી હોય તો પતીથી પત્નિ જુદી થઇ શકે. તેને સુખ, સમૃદ્ધિ, આનંદ બધું પતીની સેવામાં ને પતીની પ્રીતિમાં જ છે. પતી વિના તેને કરોડો ગણી સમૃદ્ધિ રાખ બરાબર છે. મારે તો તમારી દષ્ટિમાં જ આનંદ છે, તમારી સેવામાં સુખ છે માટે હું તમારા વિના રહેવાની નથી.




## કોયલાની દલાલીમાં હાથ કાળા.

ત્રણ ક્રોડનું રાજ્ય એક સ્ત્રી માટે છોડવું પડયું તેમજ ચોદ ચોકડીનું રાજ્ય પણ પર સ્ત્રી માટે ખેદાન મેદાન થયું. મહાન દેવતાઓને પણ પોતાના રાજ્યપાટ તથા હજારો વર્ષની કરેલી તપશ્ચર્યા એક સ્ત્રી માટે છોડી કલંક વહોરી લીધાં. હમેશાં કોયલાની દલાલીમાં કાળા હાથ થાય છે. પરસ્ત્રીના ગમનથી કવચિત જ કોઇને લાભ થયો હોય તો પણ તે ગેરલાભ જ સમજવો.

## લક્ષ્મિકોને વરે છે ?

આળસુને કદી પણ લક્ષ્મી વરતી નથી. તે હમેશાં ઉદ્યોગી પુરૂષોને જ વરે છે. દૈવ દૈવ એમ તો સાહસ વિનાના લોક કહે છે, દૈવને દુર રાખીને ઉદ્યોગ કર, ને તે છતાં કાંઇ ન મળે તો દૈવને સંભાર. ઉદ્યોગ વિના લક્ષ્મીની આશા રાખવી ફોગટ છે.

## વિદ્યાર્થીની ઉપાસના.

તમે નાના હોકે મોટા, તમારામાં ઘણી વાર એક પ્રકારનો ગંભીર ભાવ ઉત્પન્ન થઇ આવતો હશે. તે વખતે તમને આવા વિચારો આવતા હશે. 'હવેથી મારૂં જીવન સુધરો; મારામાં આવા આવા દોષો છે તે ચાલ્યા જાઓ; મારા અભ્યાસમાં મહારૂં ચિત્ત વધારે પરોવાઓ; હવેથી મારૂં શરીર સુધારૂં; કુટેવો કાઢું; મારે હાથે આજના દિવસમાં કાંઈ સારૂં કામ થાઓ; મારૂં જીવન સફળ થાઓ; (અમુક) મહાપુરૂષના જેવો હું થાઉં; મારા ઉપર મારા માતા પીતા, શિક્ષક વગેરેની પ્રસન્નતા વધો; મારાથી એમની સેવા થાઓ; હું 'મારા દેશનો સેવક થાઉં' મારા દેશને માટે મારો પ્રાણ આપું; વગેરે.

જ્યારે જ્યારે તમારામાં આવી ગંભીરતા ઉઠે, કોઈ જાતના મહાન કે શુદ્ધ જીવનની આકાંક્ષા ઉઠે ત્યારે તમે જાણજો કે તમારા જીવનમાં કાંઇક સારા પ્રકારનો ફેરફાર થવાની એ ક્ષણ છે, એ વખતે તમારૂં ચિત્ત એક નાના પ્રકારનો અને સુંદર રંગ લેવા ઉઠે છે. એ કોઇ મહાપુરૂષને પગલે ચાલવા ઇચ્છે છે.

તે વખતે જો તમે નમ્રભાવે અને ગંભીરતાથી એવી ઈચ્છા કરો કે 'મારા આ પવિત્ર સંકલ્પો બળવાન થાઓ; મારી નિર્બળતાઓ નાસી જાઓ; મારા સંકલ્પોને વળગી રહેવાનું મ્હારામાં બળ આવો;' એજ તમારી સાચામાં સાચી પ્રાર્થના થઇ કહેવાય. તમારામાં રહેલી ચૈતન્ય શકિતનો સ્વભાવ જ એવો છે કે તમે એને ઓળખો કે ન ઓળખો, એને તમે નામ દઈ બોલાવો કે ન બોલાવો, પણ એતો તમે રોજ જે પવિત્ર ઈચ્છાને નમ્રપણે અને ગંભીરપણે વળગી રહો તેને પાર પડે જ. એ ઇચ્છા પાર પડવી આજે અશકય લાગતી હોય, અને પાર પાડવાના કોઈ ઉપાયો આજે તમે જાણતા ન હો, એવા ઉપાયો બતાવે એવા કોઇ પુરૂષને તમે ઓળખતા ન હો, છતાં જો તમારી ઈચ્છા પવિત્ર અને બહુ તીવ્ર હશે, તો તે ચૈતન્ય શક્તિ તમારી એ ઇચ્છાને ધીમે ધીમે શકય કરી મુકશે, એના ઉપાયો તમને ધીમે ધીમે સુઝતા જશે, તમને એમાં મદદ કરનારાં સાધનો પણ આવી મળશે અને સહાયકો પણ મળી રહેશે. હા, એમ ન સમજવું કે એ ઈચ્છાઓ પાર પાડવામાં કોઈ મુશ્કેલી કે દુઃખો નહિ આવે પણ જો તમારી ઇચ્છા દૃઢ હશે તો એને સહન કરવાનું બળ અને ધૈર્ય તમને જરૂર મળી રહેશે.

જે બાળક કે બાળા અથવા મોટો પુરૂષ કે સ્ત્રી આવી રીતે પોતાની પવિત્ર ઇચ્છાને રોજ રોજ પોષે છે અને પોતામાં રહેલી ચૈતન્ય શકિતમાં તેને સિદ્ધ કરવાની શકિત છે એવો વિશ્વાસ રાખે છે તે સાચી ઉપાસના કરવાવાળા છે. એજ સાચી પ્રાર્થના કરે છે.

આવી ઈચ્છાવાળાનું હૃદય ભકિતવાળું હોવું જોઇએ. ભકિતવાળું એટલે પોતાનાં માબાપ, ગુરૂ અને બીજાં પૂજ્યજનો તરફ આદરભાવ

સહિત પ્રેમવાળું, તેમની સેવા કરવા માટે તત્પર; પોતાના ભાઇભાંડુ તથા મિત્રો પ્રત્યે હેતવાળું; અને ગરીબ, માંદાં કે દુઃખી માણસો ને પ્રાણીઓ પ્રત્યે દયાવાળું તથા એ સર્વને માટે કાંઇક ઘસાવાવાળું. જેના હૃદયમાં પ્રેમ છે, જેનું હૃદય નમ્ર છે, જેની ઇચ્છાઓ પવિત્ર છે અને જેને પોતાના હૃદયમાં જે ચૈતન્યશક્તિ રહેલી છે તેમાં પુરેપુરો વિશ્વાસ છે, તેજ ભકત છે અને તેજ ઉપાસના કરવાવાળો છે. જ્યાં આવા પ્રેમ, નમ્રતા અને વિશ્વાસને પોષણ મળે તેજ મંદિર છે; પછી તે ઘરમાં હો, શાળામાં હો, દેવાલયમાં હો, કોઈ સભામાં હો કે એકાંતમાં હો.

જો આવાં પ્રેમ, નમ્રતા, અને વિશ્વાસને કોઈનું નામ લેવાથી પોષણ મળે તો તે નામ સ્મરણ કરવું એ પવિત્ર કર્મ છે; કોઇ ભજનમાંથી મળે તો તે ભજન ગાવું એ પવિત્ર કર્મ છે; એવું કર્મ એકાંતમાં બેસવાથી મળે તો તે એકાંતમાં બેસવું પણ પવિત્ર કર્મ છે.

## શિક્ષણનું ફળ.

એક શ્રીમાને પોતાના પુત્રને શિક્ષણ આપવા માટે એક વિદ્વાન માસ્તરને ત્યાં અમુક દિવસ સુધી રાખ્યો પરન્તુ તે કાંઈ પણ શીખ્યો નહિ, એટલે તે માસ્તરે આવીને શ્રીમાનને કહ્યું કે તમારો પુત્ર કાંઈ શીખે તેમ નથી; ઉલટો તેણે મને એક વર્ષ હેરાન કર્યો કારણકે જે-નામાં યોગ્યતા નથી તે શિક્ષણનું ફળ પામતા જ નથી. જુઓને જે લોખંડ સારૂં નથી હોતું તેને પાલીસ કરવાથી બહારથી ભભકાદાર બને છે પણ અંદરથી પાણીદાર બનતું નથી.

## આત્માની ઓળખાણ વિના સર્વે ખોટું છે.

દેવ દેવાલયની અંદર હોય છે અને ભલે ને કાગડો દેવાલયની ઉપર કદાચિત્ બેઠો હોય તેથી કાંઈ કાગડાને દેવ કરતાં મ્હોટો કહી શકાતો નથી, સભા ભરાય તે વખતે ભલેને વાંદરો સ્થંભ ઉપર બેઠો હોય તો પણ તેને શાણો કહી શકાય નહિ ! તેમજ મોટા મોટા મા-ણસોની સમાન તેમને ગણી શકાય જ નહિ. બ્રાહ્મણતો સ્નાન કરીને પાણીની બહાર નીકળી જાય છે પરન્તુ બગલાં તો પાણીની અંદર

બેસી રહે છે તેથી કાંઇ તેને બ્રાહ્મણ કરતાં ઉત્તમ માની શકાય જ નહિ, બીલાડી એકી ટગરે જોઇને બેસી રહે છે તેથી તે ઉત્તમ ગણાતી નથી, માખી સર્વ ઠેકાણે અભેદ ભાવે વર્તે છે તેથી તે અભેદ કહેવાતી નથી, ભીખારી ઉત્તમાતમ વસ્ત્ર પહેરે છે ને શ્રીમાન ભલે ઉઘાડે શરીરે હાય પણ ભીખારીને કોઈ શ્રીમાન કહેતું નથી. સારાંશ એટલો જ છે કે ફાવે તેટલો બાહ્યાચાર હોય પણ તે કેવળ લૌકીક જ છે. આત્માની ઓળખ વિના મહાત્માઓનો મહિમા પુરૂષો ખરી રીતે જાણી શકતા નથી.

## બાબરનો હુમાયુને પત્ર.

દીલ્હીના બાદશાહ બાબરે પોતાના પુત્ર હુમાયુપર એક વખતે પત્ર લખ્યો હતો અને તેમાં તેણે લખ્યું હતું કે " વિઘ્નોનો વિચાર ન રાખતા સંકટોમાં યાહોમ કુદી પડવા અને શસ્ત્રોવડે પરાક્રમને ગજાવવા આ તારા દિવસો છે. ગમે તેવી અડચણ આવી પડે તો પણ તું પોતાના પ્રયત્નની પરાકાષ્ટા બતાવજે અને હીંમતને હારીશ નહિ; કારણકે આળસ અને આશંકાઓના અવલંબનથી રાજ્ય કદી પણ ટકી શકતું નથી. "

## ખાયને ખાજાં ને ખાંડ.

જેણે દુઃખ જોયું નથી અને સદાકાળ સુખમાં ઉછરેલા હોય તેને ગરીબના દુઃખોની લેશ માત્ર ગણના હોતી નથી. ગયા છપનના દુષ્કાળના સમયમાં હજારો મનુષ્યો મોંઘવારીને લીધે ભીખ માગતા થઇ ગયા. એક વખતે એક રાજાના રાજ્યકુમારે પોતાના રાજ્યમહેલની ગોખે બેસી ખાજાં ને ખાંડ ખાતો હતો તેની દૃષ્ટીમાં કેટલાંક દીન જનો અનાજ વિના ભુખે મરતાં પડયાં તે વખતે તે રાજકુમારે પોતાની માતાને કહ્યું: માતુશ્રી જુઓ તો ખરાં, આપણા રાજ્યમહેલ નીચે હજારો માણસો આવીને ઊભાં છે તેનું શું કારણ હશે? માતુશ્રીએ કહ્યું: બાપુ! જગતના જીવો ઉપર મેઘરાજાની અવકૃપા થઇ છે અને તેથી ભયંકર દુષ્કાળ પડયો છે. લોકો અનાજ વિના ભૂખે મરે છે અને તેથી આપણો આશ્રય લેવા તે બિચારાં આવ્યાં

છે. પુત્રે તુર્ત કહ્યું: માતુશ્રી તે બિચારાં શા માટે દુઃખી થાય છે? "ખાયને ખાજાં ને ખાંડ" માતુશ્રીએ કહ્યું પુત્ર તું રાજ્યનો માલિક છે એટલે લઘુ વયમાં તને પ્રજાના દુઃખની શું ખબર પડે? જ્યારે તું મોટો થઇશ અને રાજ્યની લગામ તારા હાથમાં આવશે ત્યારે તને ગરીબના દુઃખોની ખબર પડશે. ગરીબ માણસોને ખાવાને જુવારનો રોટલો મળવાના પણ સાંસા હોય ત્યાં તે બિચારા ખાજાં ને ખાંડ કયાંથી ખાય? તું અત્યારે સુખમાં ઉછરી રહ્યો છે એટલે તને ખાજાં ને ખાંડની વાત યાદ આવે છે! પણ યાદ રાખજે કે દુનિયામાં સર્વેને સુખ હોતું નથી. કોઈ સુખમાં તો કોઈ દુઃખમાં દેખાય છે પણ સુખમાં બહેકી ન જવું તેમ દુઃખમાં ગભરાવું નહિ કારણકે અંતે તે અવિચળ રહેવાનાં નથી.

## રોવા કુટવા વગેરેનું કલ્પાંત કરવું એ આપણી વિવેકબુદ્ધિથી ઉલટું છે.

વિવેક બુદ્ધિ વિચારે છે કે જે જન્મ્યુ તે મરવાનું છે. મરણ આપણા હાથમાં નથી. "દોરી સઘળી એના હાથમાં છે, ભરાવ્યું ડગલું ભરે, જેવો જંત્ર વગાડે જંત્રી તેવો સ્વર નીસરે" ઘણા દિવસના સ્નેહને લીધે તથા આપના ભવિષ્યના સ્વાર્થ માટે દરદ તો લાગે પણ નિરૂપાય વસ્તુનો આવો ઘેલો શોક કરવો એ કેવળ ફળ વિનાનો છે. એટલું જ નહિ પણ એવી રીતે શોક કીધાથી તન, મનની ખરાબી થાય છે. જે વિવેક માર્ગે વર્તવાને આપણને ઈશ્વરે સરજ્યાં છે તેમાંનું કાંઇ બનતું નથી. જન્મ મરણ સૌને જ છે અને એ ઈશ્વરના ઠરાવેલા નિયમ ઉપર નાખુશ થવું એ પાપનું કારણ છે. સ્મૃતિ ને પુરાણો એ આપણા મોટા આધાર છે કે જેમાં સાફ લખેલું છે કે રોવા કુટવા વગેરેથી કલ્પાંત કરવું નહિ.

## કવિતાના ભણવાથી શા ફાયદા થાય તે વિષે.

### દોહરો.

કવિતાના ભણવાથકી, મનરંજન બહુ થાય;
નીતિ વાત મનમાં ઠસે, દુર્ગુણ નાસી જાય.

## સમર્થની સ્વામી ભકિત.

એક દિવસ સમર્થ (રામદાસ સ્વામી) માહુલી સંગમ આગળ સ્નાન સંધ્યા કર્યા પછી ભીક્ષા માગતા માગતા સતારામાં શિવાજી મહારાજના મહાલયમાં ગયા અને "જય જય શ્રી રઘુવીર સમર્થ" ની ગર્જના કરી ભીક્ષા માગી.

સમર્થની વાણી શ્રવણ કરતાં જ શિવાજીનું હૃદય ગદગદ થઈ ગયું. તેઓ વિચાર કરવા લાગ્યા કે આવા સત્પાત્ર સદ્ગુરૂની ઝોળીમાં શું નાંખવું? પછી તરતજ તેમણે એક કાગળપર, "શ્રી સમર્થનાં ચરણોમાં મેં સર્વ રાજ્ય અર્પણ કરી દીધું છે" એ શબ્દો લખ્યા અને તે પર મોહોર કરી બહાર આવી તેને સમર્થની ઝોળીમાં નાંખી સાષ્ટાંગ દંડવૃત કર્યા. એ જોઇ સમર્થે પૂછ્યું:—કેમ શિવબા? આ કેવી ભીક્ષા આપી? મુઠીભર ચોખા નાંખ્યા હોત તો બપોરનું ભોજન થાત? આજે શું કાગળનો ટુકડો જ સમર્પણ કરીને મારૂં આતિથ્ય કરો છો?" આટલું બોલી જ્યારે તેમણે ઉક્ત કાગળ બહાર કાઢીને વાંચ્યો ત્યારે તેમને ખબર પડી કે શિવાજીએ તો તેમને પોતાનું સર્વ રાજ્ય સમર્પણ કરી દીધું હતું. સમર્થે શિવાજીને પૂછ્યું "કેમ શિવબા રાજ્ય તો તમે મને અર્પણ કરી દીધું? હવે તમે શું કરશો?"

શિવાજીએ હાથ જોડી નમ્રતાપૂર્વક કહ્યું:—આપના ચરણની સેવામાં રહી કાળ વ્યતિત કરીશ. આ સાંભળી સમર્થ હસ્યા, અને બોલ્યા:—બાપૂ! જે જેનું કામ છે તે તેણે જ કરવું ઉચિત છે. બ્રાહ્મણોએ જપતપ કરી જ્ઞાનસંપાદન કરવું જોઇએ! અને ક્ષત્રિઓએ ક્ષત્રિ ધર્મનું જ પાલન કરવું જોઇએ. આ પ્રકારે પોતપોતાના કર્મ કરવાથી જ મુક્તિ પ્રાપ્ત થાય છે, પોતપોતાના કર્મ કરવાથી જન્મની સાર્થકતા થાય છે. પૂર્વે રામચંદ્રજીએ પણ પોતાના ગુરૂ કુળ વસિષ્ટને અરધું રાજ્ય અર્પણ કરી દીધું હતું, પરન્તુ તે સમયે વસિષ્ટે

શ્રીરામને યોગ વસિષ્ટના રૂપમાં નીતિ, ન્યાય ને ધર્મનો ઉપદેશ આપ્યો ને તેમનું રાજ્ય તેમને પાછું સોંપી દીધું. રાજા જનકે પણ યાજ્ઞવલ્કને રાજ્ય અર્પણ કર્યું હતું અને તે સમયે તેમણે જનકને રાજ્ય ધર્મનો ઉપદેશ આપ્યો હતો. "શિવબા ? અમો વૈરાગીઓને રાજ્યની શી અગત્યતા છે ? કદાચિત્ હું તેને અંગીકાર કરી લઉં, તો તેને સંભાળવાને માટે પ્રધાનની જરૂર છે. પ્રધાન તું જ બન, અને રાજ્ય મારૂં ગણીને તેનો પ્રબંધ કર." આ ઉપદેશ સાંભળતાં શિવાજીનું અંતઃકરણ ગદ્ગદ થઈ ગયું. તેમને લાગ્યું કે રાજ્ય પાછું હાથમાં લીધા વિના ગત્યંતર નથી, તેથી તેમણે સમર્થને પ્રાર્થના કરી. "હવે આપ કૃપા કરી આપની પાદુકા મને આપો. તેને રાજ્યાસન પર સ્થાપીત કરી હું પ્રધાનની પેઠે રાજ્ય વ્યવસ્થા સંભાળીશ." સમર્થે આ પ્રાર્થના સ્વીકારી. આજ સમયથી શિવાજી મહારાજે પોતાના રાજ્યનો ઝુંડો ભગવા રંગનો બનાવ્યો. તે મરાઠા લોકોનો "ભગવો ઝુંડો" ઇતિહાસમાં પ્રસિદ્ધ છે.

## મરવા જીવવાનો આધાર ધન વૈભવ પર નથી.

કુફા નગરનો એક પગે ચાલતો મુસાફર ખુલ્લા મસ્તક અને ખુલ્લા પગે મક્કા જનારા અમો જાત્રાળુઓની સાથે થયો. તે ઘણી ખુશીથી પ્રવાસ કરતો અને કહેતો કે "ઇશ્વરની મહેરબાનીથી હું ઉંટ પર સ્વાર પણ નથી અને ખચ્ચરની પેઠે બોજો પણ ઉંચકવાવાળો નથી. નહિ કોઇની માલિકી કે નહિ કોઇની ગુમાસ્તી ? નહિ ગઇ ગુજરીનું ચીંતન કે નહિ આવતી કાલની ફીકર ?" આ સાંભળી ઉંટ સ્વાર થયેલા એક માણસે કહ્યું, "હે અક્કલ વગરના ? પાસે નહિ કોડીને ઉભી બજાર દોડી, એવું ન કર, જા પાછો ઘેર ચાલ્યો જા. પાસે કશું છે નહિ ને નાહકનો દુઃખી થઈ માર્યો જઇશ". ફકીરે એ સ્વારની વાત પર ધ્યાન આપ્યું નહિ. ચાલતો જંગલમાં આવી પહોંચ્યો. જ્યારે અમે લોકો મક્કામાં આવી પહોંચ્યા ત્યારે પેલા સ્વારના દિવસ પુરા થઈ ગયા અને તે મરી ગયો. ફકીર એ મરનારના તકીયાની પાસે બેસી કહેવા લાગ્યો "હું કષ્ટ વેઠીને પણ અહીં સુધી

આવ્યો અને તમો સાંઢણી પર સવાર થવા છતાં મરી ગયા ?" સુખ દુઃખ કે મરવા જીવવાનો આધાર કોઇ બહારના ધન વૈભવ ઉપર નથી. ત્યાગ અને તપરૂપ અંતરની જે સાચી સંપતી તે વાતમાં ન સમજવાથી ઘણા ખરા ધનસંપતિવાળાઓ ફોગટના ફુલણજી બનીને સાચા ત્યાગીઓને ખરાબ દશામાં પડેલા માને છે.

## પાંચ ઇંદ્રિયો શામાટે આપી છે ?

મત કર મોહ તું, હરી ભજનકો માનરે
નયન દીયે દરશન કરનેકો, શ્રવણ દીયે સુણ જ્ઞાનરે !
વદન દીઆ હરીગુણ જ્ઞાનકો, હાથ દીયે કર દાનરે !
કહત કબીર સુનો ભાઇ સાધો કંચન નીપજત ખાનરે !

## ગુરૂ વિના જ્ઞાન કોણ આપે ?

ગુરૂબીન કઉન બતાવે વાટ, બડા વિકટ યમઘાટ;
ભ્રાંતિકી પહાડી નદીયાં, બીચમાં અહંકારકી લાટ.
મદમત્સરકા મેહ બરસત, માયા પવન બહે દાટ;
કહેત કબીર સુનો ભાઈ સાધો, કયોં તરના યહ ઘાટ.

## અંતઃકરણના આંધળા વિષે.

અંતરના અંધારે, ઉંધું ઉંધું માને મને;
ભ્રમણામાં ભમેલા રે, ભ્રમિત થઈ દુષ્ટ બને.
પરનારીશું જારીરે, ધારી ધારી નીત કરે;
સ્વનારી નિહાળીરે, વારી વારી કલેશ ભરે.
પરનારીમાં અંધારે, ધંધા બધા ઉંધા કરે;
વિષય વિલાસીરે, વિનય નયનથી દુર કરે.
અંતર બળને તોડીરે અધમતા ઉરે ધરે;
દીવ્ય બળ જાતાંરે દીવસ તેનો ઉંધો ફરે.
લોકાતીત પ્રદેશેરે, પામે નહિ શાન્તિ જરી;
મનોબળ જાતાંરે, વિભુતી જાયે પુરી સરી.
દીવ્ય આનંદ ન આવેરે અણું અણું વિષ સ્ફુરે;
પરનારી શું જારીરે, સકળ સ્થળથી ભ્રષ્ટ કરે.
અંતર જો વિચારીરે, અંધા હોય જ્ઞાન કંઈ;

ગતી શી થશે તારીરે ઉંધે ઉંધે અધમ થઈ.
મન ગતી મતીને ઠારીરે, સત્સંગથી જાતે ઠરી,
ગુરૂ ચરણ ચીત ધારીરે, ભવસિંધુ જાતે તરી.

## પારકા ઉપર આધાર રાખવો નકામો છે.

પારકા ઉપર આધાર ન રાખવામાં ખરો પુરૂષાર્થ સમજી રાજ્યમુકુટ તજી ખાખમાં રમતાં શ્રી ભર્તુહરીએ કહ્યું છે કે "ગંગાના તરંગની ઝેણથી શીતળ થયેલાં અને વિદ્યા ધરાવી દેવથી રમણીક થયેલાં એવાં હીમાલયના સ્થાનથી શું લય પામી ગયા ? કે મનુષ્યો અપમાનયુક્ત પરપીડ ઉપર આસક્તિ ધરી રહ્યા છે ? સંસારમાં વસવું તો પોતાના જ બાહુ બળે પ્રાપ્ત કરેલા ઉપર જ સંતોષ રાખવો ને તેમ ન થઈ શકે તો પારકાના ઉપર આશા રાખી પડયા રહેવા કરતાં સંસારમાંથી જતા રહેવું ને ફળ ફુલ ઉપર નિર્વાહ કરવો તે સારો છે. જગન્નાથ પંડિતને પોતાના પરાક્રમનું એવું અભિમાન હતું કે તેણે પોતાના પ્રસિદ્ધ રસગંગાધર નામના ગ્રંથમાં દૃષ્ટાંતો આપવા માટે પણ પારકાં કાવ્યો લેવાં ઠીક ધાર્યાં નથી. તેણે લખ્યું છે કે "કસ્તુરી ઉત્પન્ન કરી શકે તેવો મૃગ શું પુષ્પના ગંધને સેવશે ?"

## નેપોલીયનના સિદ્ધાંતો.

(૧) નેપોલીયન કહેતો કે કીરતી થોડે અંશે પણ ગુમાવ્યા વિના કોઇથી એમ ને એમ પ્રીતીની સતામાં આવી શકાતું નથી.

(૨) મન, વાણી અને વર્તણુકની મોહક શક્તિવડે નેપોલીયન ધારે તેને વશ કરી શકતો હતો.

(૩) નેપોલીયન કહેતો કે "જ્યારે માણસ જીવન યાત્રામાં પ્રવેશ કરે છે ત્યારે તે પુછે છે કે 'હું કયાંથી આવ્યો ? હું કોણ છું ? હું કયાં જાઉં છું ?' આ બધા ગુઢ પ્રશ્નો તેને ધર્મ તરફ દોરે છે. ધર્મ ઉપરની શ્રધારૂપી આશ્રયની અને તેની નિયામક શક્તિની જરૂર આપણું અંતઃકરણ રાખે છે. આપણે ઇશ્વરનું અસ્તિત્વ માનીએ છીએ, કારણકે આપણી ચારે બાજુએ જે વિભૂતિઓ છે તે તેના અસ્તિત્વનું ડીંડીંમ વગાડે છે. જેમ શરીરને ખોરાકની અપેક્ષા

તેમ અંતઃકરણને શ્રદ્ધાની અપેક્ષા—ઇચ્છા થાય છે એ વાત તો નિશ્ચિત છે. આપણે ઘણી વખત વિચાર શક્તિનો ઉપયોગ કર્યા વિના ઘણી વસ્તુઓ માનીએ છીએ. બુદ્ધિ જે ક્ષણે તર્ક વિતર્ક કરવાનું શરૂ કરે છે તે ક્ષણે શ્રદ્ધા ડગડગવા માંડે છે, તોપણ આપણું અંતઃકરણ તો એમજ કહે છે કે "ઇશ્વરની કૃપાથી હું ફરીથી એ બધી વાત સ્વાભાવિક રીતે માનીશ." કારણકે આપણને લાગે છે કે ઇશ્વર જેવો કોઇ રક્ષણ કરનાર છે એમ માનવાથી આપણને ઘણું સુખ મળે છે. વિપત્તિમાં તેવી શ્રદ્ધાથી અજબ શાન્તિ મળે છે, અને અનીતિનાં કામ કરવા જ્યારે મન લલચાય છે ત્યારે એ માન્યતા એક પ્રબળ અટકાવનારી સતા થઇ પડે છે."

(૪) નેપોલીયનને કોઇ મોટા અમલદારે એક વખત સલાહ આપી કે વાંચનાલયો બંધ થાય તો સારૂં! તે વિષે તેણે પોતાના વિચારો જણાવ્યા હતા. "ના, હું તેમ કદાપી કરનાર નથી. એવી જગ્યાઓમાં કેટલું સુખ મળે છે તે હું સારી પેઠે જાણું છું તેથી બીજાઓને તેવું સુખ મળતું હોય તે હું લઇ લેવા માગતો નથી."

(૫) નેપોલીયને કહ્યું કેઃ—"મારા સંબંધમાં જે અનેક મૂર્ખાઇ-ભરેલી વાતો ચલાવવામાં આવે છે તેમાંની આ એક છે. તે ખરેખરી હાસ્યપદ છે, કારણકે હું મારા પોતાના શરીરનું રક્ષણ કરવામાં કેવો બેદરકાર હતો તે મારી પાસે રહેનારા તમામ માણસો જાણે છે. ૧૮ વર્ષની ઉમરથી તોપના ગોળા ફુટતા જોવાની ટેવ હોવાથી અને સાવચેતી રાખ્યા છતાં બચી શકાતું નથી એમ હું જાણનારો હોવાથી મારા નશીબને જ વશ થયો હતો. મને જ્યારે રાજ્ય મળ્યું ત્યારે પણ મેં એમજ ધાર્યું હતું કે રણસંગ્રામમાં જે ભય હોય છે તે તમામ ભય મારી આસપાસ મોજુદ છે, મારા માટે જેટલાં કાવતરાં થયાં હતાં તે તમામને હું બોંબ જેવાં ગણતો તે છતાં હું તો મારે જુને રસ્તે જ જતો, હું મારા બુલંદ સીતારા ઉપર જ વિશ્વાસ રાખતો હતો અને સાવચેતીનું કામ પોલીસને સોંપી દેતો. અંગરક્ષક વિના રહેનારો હું એકલો જ હતો.






## સ્વામી રામતીર્થનું વિદ્યાર્થી જીવન.

સ્વામી રામતીર્થ ( એમ. એ. ) વિદ્યાર્થી જીવનમાં ઘણા બાહોશ ગણાતા. તેમની બુદ્ધિ જોઈ કોલેજના પ્રિન્સિપાલે તેમને સિવિલ સર્વિસ માટે વિલાયત જવાની સલાહ આપી. પણ જન્મના જોગીરાજે તરત જ જવાબ આપ્યો. 'હું મારી બુદ્ધિ સરકારને વેચવા માગતો નથી, પણ મારા દેશબંધુઓ માટે વહેંચવા માગું છું.'

## માતૃભૂમિને પોતાની સંપત્તિનો મોટો ભાગ પાછો વાળવો જોઈએ!

આપણે અહીં જ્યારે રાજાઓ વેપારી બન્યા ત્યારે અમેરીકામાં વેપારીઓ દાનેશ્વરી રાજા થવા લાગ્યા છે. ત્યાંના શ્રીમંત શેઠીઆ-ઓએ થોડાંક વર્ષમાં જ લગભગ ૪૨॥ અબજ રૂપીઆ કેળવણીની સંસ્થાઓને અને ધર્મમંદિરોને દાન કર્યાં છે.

છેલ્લા દાનેશ્વરીઓ બે શિરોમણી વ્યાપારીઓ છે. કોડાક કંપનીવાળા મી. જ્યોર્જ ઇસ્ટમેન અને તમાકુના ધંધાદાર મી. જેમ્સ ડયુક. એકજ દિવસે તેમણે અનુક્રમે ૩૦ લાખ અને ૮૦ લાખ પૌંડ દાન આપી દીધા છે. આ સાધુ ચરિત પુરૂષોએ આગળ પણ ઘણુંક દાન કર્યું છે. એમના દાનની રકમનો સરવાળો ૧૨૦ લાખ અને ૧૮૦ લાખ પૌંડ જેટલો થવા જાય છે.

બંન્ને સજ્જનોની અંતર-ઇચ્છા એવી છે કે પોતાના પૈસાથી કૈંક સાર્વજનિક કલ્યાણ થાય. બંન્ને જણ ગરીબાઇ વેઠીને ધનાઢ્ય બન્યા છે અને તેથી સમજે છે કે જે દેશે તેમને તાલેવાન થવાની તક આપી તે માતૃભૂમિને પોતાની સંપત્તિનો મોટો ભાગ પાછો વાળવો જોઇએ. (કુમાર).

## માયાળુ હૃદય.

એક બાઈએ ઝવેરીને ત્યાંથી ખોટાં મોતીની માળા ખરીદી હતી. માળા તુટી ગઈ તેથી તે ફરીને એ ઝવેરી કને લઇ ગઈ અને સમરામણનું દામ પુછયું. ઝવેરીએ કહ્યું કે 'માળાનું ખોવાએલું મોતી હું નાખી આપીશ અને પાછી બાંધી દઇશ; પણ તેનું ખર્ચ ૩૦૦ પૌંડ થશે. બાઇ તો ચમકી. '૩૦૦ પાઉન્ડ? અહીંથી મેં આ માળા વેચાતી લીધી ત્યારે તેના મણકાના માત્ર મને ત્રણ પૌંડ જ પડયા છે.'

ઝવેરીએ જણાવ્યું કે 'આ ખોટા મણકા નથી પણ સાચા મોતી છે. તમને એ ભુલથી અપાઇ ગયાં છે. એ આપનાર માણસને અમે નોકરી પરથી ઉતારી મુકયો છે. આ માળાની મુળ કીંમત તો દશહજાર પૌંડની છે પણ અમે તમને તે ભુલથી વેચી દીધી એટલે તે તમારી જ છે" બાઇએ જવાબ વાળ્યો, 'ત્યારે ખરી રીતે એ માળા મારી ન કહેવાય. હવે મારૂં એક વચન માનો. હું તમને એ માળા પાછી દઉં છું. પણ પેલા વેચનાર માણસની ભુલ માફ કરી અને તેને નોકરીમાં પાછો લ્યો.'

ઝવેરીને પણ આ વ્યાજબી જણાયું. તેણે પેલા ગરીબ માણસને પાછો રાખ્યો અને આ માયાળુ બાઈની ભલાઈ જોઈ તેને એક હીરાનું એક લોકિટ ભેટ મોકલ્યું.

"માયાળુ હૃદય મહારાજાના મુગટથી પણ વધુ મોટું છે."

## પ્રેમ વિષે.

છે પ્રેમ એવી વસ્તુ કે, જે સ્વાર્થને નથી માનતી,
લજ્જા તથા જનમાનને, પણ તે કદા ન પીછાનતી;
દીપકપરે બળતા પતંગો, સર્વથા નિઃસ્વાર્થ તે,
તે પ્રાણને અર્પે છે ચકોર, ચંદ્રપરના સ્વાર્થ તે.
હે પ્રાણવલ્લભ! પ્રેમદા, આ પ્રેમની છે ભોગીની;
નહી ઇચ્છતી તે વૈભવોને, પ્રેમની છે યોગીની,

× × ×

જે ચક્રવાક દિવસે વહુ સાથ રાખે,
તે સંગ રાગ રમત રવીતાપ સાંખે;
રાતે વિયોગ થકી ચંદ્ર પ્રકાશ ખુંચે,
જો હોય દુઃખ દીલમાં કશું એ ન રૂચે.

× × ×

નિકટ રહે આદર ઘટે, દુર રહે દુઃખ હોય;
સમનયા સંસારમે, પ્રીતિ કરો જની કોય.

× × ×

## કારણ શરીરને નાશ કેવી રીતે થાય.

જીવની કારણ શરીર રૂપ માયા તે વજ્ર સાર જેવી છે તે કોઈ રીતે જીવથી જુદી પડતી નથી, માટે જ્યારે એ જીવને સંતને સમાગમ મળે ને સંતના વચને કરીને પરમાત્માનું સ્વરૂપ ઓળખવામાં આવે અને પછી પરમાત્માનું અખંડ ધ્યાન કરે ને તેનાં બધાં ફરમાને હૃદયમાં ધારે તેણે કરીને એ કારણ શરીર બળીને ખોખાં જેવું થઇ જાય છે. જેમ આંબલીને કચુકો અગ્નિમાં શેકવાથી વગર મહેનતે છાલ ઉતરી જાય છે તેમ કારણ શરીર પણ પરમાત્માના ધ્યાનથી તદ્દન નાશ પામી જાય છે.

## પરચુરણ દોહરા ને સાખીઓ.

### !!! પ્રસાદ !!!

કોટી વિધન સંકટ વિકટ, કોટી શત્રુ જઈ સાથ;
તુલસી બળ ન કરી શકે, જો સુદ્દષ્ટ રઘુનાથ.
કહી કહી મારી જીભ રહી, સુણી સુણી તારા કાન;
સદ્દગુરૂ બિચારો શું કરે, જો ચેલા મુંઢ અજ્ઞાન.
સુખકા સાથી જગત સબ, દુઃખકા નહિ કોઈ;
દુઃખકા સાથી સાંઇયાં, દાકુ સદ્દગુરૂ હોઇ.
સ્વર્ગ નર્ક સંશય નહી, જન્મ મરણ ભય નાહી;
રામવિમુખ જે દીન ગયે, સો સાલે મન માંહી.
મેં કીને બહુ દોષ, એક ભરોસેં આપકે;

તુમહી કરીયો રોષ, પાપીકી કુનહી ગતી.
વિપ્ર ન નેગી કીજીએ, મુંઢ ન કીજે મિત્ર;
કભુ ન કૃતઘ્ન સેવીએ, દુષણ સહિત કવિત.
અદ્ભુત ગતીયહ પ્રેમકી, બરનન કરી ન જાય;
તરસ ભુખ લાગે નહિ, ભૂખહી દેન ભગાઇ.
ના સુખ સુત મહેલ, ના સુખ ભૂપ ભયે,
સાધુ સુખી સદા રહે, તૃષ્ણા રોગ ગયે,
માન લીયે અંતઃકરણ, જોઇ ન દિનકે ભોગ;
સુંદર ન્યારો આત્મા, લગો દેહકે રોગ.
વૈદ્ય હમારો રામજી, ઔષધીકું હરી નામ;
સુંદર હોય ઉપાય સબ, સ્મરણ આઠો જામ.
રામ ગયા મૃગ મારવા, સીતા રાવણ સાથ;
દુઃખી થયા રઘુનાથ તો, બીજાની શું વાત.
સિંહનકે લેહડે નહિ, હંસનકી નહિ પાંત
લાલનકી નહિ બેરીયાં, સાધુ ન ચલે જમાત.
યહતન વિષકી બેલરી, ગુરૂ અમૃતકી ખાણ;
શિશ દીયે જો ગુરૂ મીલે, તઉભી સસ્તામાન.
પીથલ ધોળાં આવીયાં, બહુલી લાગી ખોડ;
પુરે જોબન પદમણી, ઉભી મુંહ મરોડ.
એક ભરોસો એક બળ, એક આસ વિશ્વાસ;
તુલસી રઘુબીર આસરે, કયું બગડે ગો કાજ.
ગાવત ગુન આગમનિગમ, નિશદિન લહત અનંત;
તીન કાલ જુગ ચારણે, હોય ભાવી બળવંત.
તુલસી આ જગ આયકે, કઉન ભયો સામરથ;
ઇહ કંચનદુતી કુચનકો, જીવન પસાર્યો હથ.
સિંહ ગમન સુપુરૂષ વચન, કદળી ફલે એકવાર;
તરીયા તેલ હમીરહઠ, ચઢઇન દુજીબાર.

લોગ કહે તે હયેકે એકલે, જર નહિ તો કછુ નાંહી;
જર હુવા પયદાતો સમજો, ઘર નહિ તો કુચ નાંહી.
મુઝકો સબ હાંસીલ હય, લેકીન હય કમી એક બાતકી;
જૂબી હય ઔર ઘર ભી હય, દીલબર નહીં તો કુછનાંહી.
હું જો આદર ન કહઇ, વાકો કછુ ન દોષ;
મઇ તેરા તુ નાસુનઇ, યહ ભારી અફસોસ.
નહીં પરાગ નહીં મધુરમધુ, નહીં વિકાળ યહી કાલ;
અલી કલીહી મેં બાધયો, આગે કવન હવાલ.

## વૈષ્ણવજન કોને કેવા તે વિષે.

વૈષ્ણવજન તો તેને કહીયે, જે પીડ પરાઇ જાણે,
પર દુઃખે ઉપકાર કરે તોહયે, મન અભિમાન ન આણે;
સકળ લોકમાં સૌને વંદે, નિંદા ન કરે કેનીરે,
વાચ, કાછ, મન નિશ્ચય રાખે, ધન ધન જનની તેનીરે;
સમદર્ષ્ટીને તૃષ્ણા ત્યાગી, પરસ્ત્રી જેને માત રે,
જીવ્હાથકી અસત્ય ન બોલે, પર ધન નવ ઝાલે હાથરે;
મોહ માયા વ્યાપે નહી જેને, દઢ વૈરાગ્ય જેના મનમાંરે,
રામનામ શું તાલીલાગી, સકળતીર્થ જેના મનમાંરે;
વણલોભીને કપટ રહીત છે, કામ ક્રોધ નિવાર્યારે,
ભણે નરસૈયો તેનું દર્શન, કરતાં કુલ એકોતેર તાર્યારે.

## નહાનાં થવામાં વિશેષ લાભ છે.

આ દેહમાં આંખ, કાન, નાક ને મોઢું એ પગથી ઉંચા રહેલા છે પણ નીચે રહેલા પગને બધા લોકો પુજે છે એટલું જ નહિ પણ કેટલેક ઠેકાણે મહાન પુરૂષનાં પગલાં કરાવે છે. આ ઉપરથી નહાનાં થવામાં જ વિશેષ માલ સમાએલો છે તે પ્રત્યક્ષ જોવામાં આવે છે.

## કાફી.

વહાલામાં તો વહાલીરે, લક્ષ્મિને તો સર્વે ગણે,
પરી કરતાં પ્રીયાનેરે, ગુલામ એના બુદ્ધ બને. ટેક.

## ધીરાભક્તે લક્ષ્મિનું સ્વરૂપ કેવું વર્ણવ્યું છે.

બાળ તરૂણ અને નારીવળી, લક્ષ્મિથકી લલચાય;
કાળજાની કોર થકી વાલીવધુ, બીજું વહાલું ન કોઇ કહેવાય,
વહાલામાં એ વહાલીરે, પીતા પુત્રને હણે. વહાલા.
ઘણી નારે નરને તો માર્યા, લક્ષ્મિદેવીને કાજ;
લાલચોલક્ષ ઉઠે હૃદયમાં, લેવરાવવાં ઘણાં નારાજ,
એને કેવી કહેવી રે, મનાયે શી મોટપપણે. વહાલા.
એ આવીને વાસ કરે જ્યાં, ત્યાં અવગુણ આવે અનેક,
વિવેકાદિકને કાઢે વેગળા, છેડો છોડાવી છેક,
રાજ્ય રઢીયાળીરે, અનીતિ આદી સુતાજણે. વહાલા.
સગાંકેરો સ્નેહ વિસરાવે, આજ કહું હું તેનું સ્વરૂપ;
પીતાએ પુત્ર ઉછેર્યો, તે તો એનામાં થાય તદરૂપ
નિર્ધનપણું સારૂંરે, ધીરકોને કોના હણે. વહાલા.

## બધા દિવસો સરખા હોતા નથી.

બધા દિવસો મનુષ્યોને કાંઇ સરખા હોતા નથી. છાયા તડકા એની મેળે આવે જાય છે. ઉદયાસ્ત એ કાળની બે પાંખો છે. જુઓને રાજા રામચંદ્રજીને પણ ચૌદ વર્ષ વનમાં રહેવું પડ્યું હતું માટે સુખદુઃખ એ તો આવે જાય છે. તે સામી દૃષ્ટિ નહિ કરતાં ધર્મ અને નીતિ કદાપિ મનુષ્યે ભયંકર દુઃખમાં પણ છોડવી નહિ કારણકે કવિશ્વર દલપતરામભાઇએ વાંચનમાળામાં કહ્યું છે કે

"માટીના માનવી માટીમાં મળી જશે
કાય તારી અરે જાણ ભાઈ"

હે મનુષ્ય! તારૂં માટીનું શરીર કાલ સવારે માટીમાં મળી જશે માટે અભિમાન મુકી શ્રીહરીને તાબે થા કારણકે ગર્વ કોઇનો રહ્યો નથી.

## સુવાકયો.

જ્યાં તંગી ત્યાં જ તવંગરી નાબી શકે છે

× × ×

જો મોત માથા ઉપર રહેલું છે એમ આ લોકો જાણે તો તેમને ખાવાનું પણ ન ભાવે તો પછી નઠારાં કામ તો કેમ કરે !

* * *

દેહાદિક વિષયો ઘણા કાળ રહીને પણ જ્યારે ત્યારે અવશ્ય જવાના તો છે જ, અને જો માણસ પોતાની મેળે સમજીને તેને છોડી દે તો પણ જનાર છે; ગમે તે પ્રકારે વિષયોનો વિયોગ તો થવાનો જ ત્યારે એ બન્ને વિયોગમાં શો ફેર છે ! તેથી મનુષ્યો જો તેને પોતાની મેળે જ છોડી દેતો નથી ? તે ફેર હું કહું છું. જો વિષયો પોતાની મેળે જાય તો તેથી મનને અપાર પરિતાપ થાય છે; પણ મનુષ્ય પોતાની મેળે જ છોડી દેતો તે અનંત શાંતી સુખ આપે છે.

* * *

હે લક્ષ્મિ ! આ લગાર કડવું અને નિંદાનું વચન છે તે ક્ષમા કરજે; તારા પ્રસંગથી પુરૂષો આંધળા થાય છે. જો એમ ન હોય તો કમળના પત્ર સમાન વિશાળ નેત્રવાળા છતાં પણ નારાયણ સમુદ્રમાં સાપના પલંગ ઉપર કેમ સૂઇ જાય ?

* * *

દ્રવ્ય ઉપાર્જન કરતાં દુઃખ ઉપજાવે છે; મળેલું દ્રવ્ય જાય તો શોક ઉત્પન્ન કરે છે; અને જો તે દ્રવ્ય સ્થિર રહે તો મોહીત કરીને વિવેક સુન્ય કરે છે એવું દ્રવ્ય કેવી રીતે સુખકારક કહેવાય ?

* * *

ભર્તૃહરી કહે છે કે દ્રવ્ય પામીને કોણ ગર્વિષ્ટ થયો નથી ! કયો મનુષ્ય વિષયી છતાં આપત્તિમાં પડયો નથી ? પૃથ્વીમાં એવો મનુષ્ય કોણ છે કે સ્ત્રીઓએ જેનું મન ખંડિત કર્યું નથી ? રાજાઓને વહાલો તે વળી કોણ ?

* * *

લક્ષ્મિનો સ્વભાવ જ એવો છે કે તે જેની પાસે જાય તેની વાણી, આંખો અને કાન એ ત્રણ વાનાનું હરણ કરી લે છે. તે પછી લક્ષ્મિવાન મુંગો, આંધળો અને બહેરો થાય તેમાં એ બાપડાનો શો

વાંક? એજ આશ્ચર્ય છે કે લક્ષ્મી ઝેરની સગી બ્હેન છતાં તે તેને મારી નાંખતી નથી.

* * *

પ્રાણી એકલો જ જન્મે છે અને એકલો જ મરણ પામે છે; પુણ્યના ફળો પણ એકલો જ ભોગવે છે અને પાપોનો દંડ પણ એકલો જ સહન કરે છે. મરણ પછી તેના આપ્ત મિત્રો તેના મૃત્યુ દેહને કાષ્ટ કીંવા મૃતિકાના પીંડ પ્રમાણે પૃથ્વીપર પટકીને તત્કાળ પોતાના ઘેર ચાલ્યા જાય છે. સાથે માત્ર ધર્મ જ જાય છે.

* * *

પાસે સુંદર પાત્ર ભર્યું છે
કર લંબાવી મુખ ન ધરો
ઉદક ઉઠી મુખમાં કેમ પડશે
ઉદ્યમ વિણ ઓ માનવીઓ?
કામ કરો સૌ કામ કરો.

## આયુષ્યની કીંમત.

**आयुः क्षण लव मात्रं न लभ्यते हेम कोटिभिः क्वापि ।**

એક ક્ષણ કે એક નિમિષ માત્ર આયુષ્ય કરોડો સોના મ્હોરો વડે પણ મળી શકતું નથી તો સુજ્ઞ પુરૂષો પોતાનું આયુષ્ય વૃથા કેમ ગુમાવશે? વિષયરૂપી જેને ઘા વાગ્યા છે તેને સત્સંગ છે તે સમાગમ રૂપી એકાંત સ્થાન રૂપી ઈસ્પિતાલ છે ને સદ્‌ગુરૂ રૂપી ડાકટરો છે.

ક્ષમા રૂપી........................પલંગ છે.
નિયમ રૂપી........................પડદો છે.
ધીરજ..............................તળાઇ છે.
સંતોષ.............................ઓસિકું છે.
ધર્મ...............................કાવા રૂપી અમૃત છે.
વૈરાગ્ય............................જુલાબ છે.
જ્ઞાન..............................અવલેહ (માત્રા છે)
ભક્તિ.............................રસાયન છે.

× × ×

આ પ્રમાણે થાય ત્યારે શુદ્ધ રોગ રહિત થાય ત્યારે આત્માકારે વૃત્તિ થાય પછી ઉત્સાહ ને આનંદ ભગવાનનો થાય છે તે જેવો બીજે કોઇપિણ પદાર્થમાં નથી.

બુરા બુરા સબ કો કહે, બુરા ન દેખું કોય;
જો ઘટ સોધું આપણો, તો મોશું બુરા ન કોય.




## દેખાદેખી એ કોઇ પ્રકારનું આચરણ ન કરવું.

કોઇ મોટા ગામમાં એક કુંભાર રહેતો હતો અને તેને પુત્ર નહતો માટે સરકારી માણસોને ઘેર નિત્યે પાણી ભરવા જાય ત્યાં તેમણે પોતાના છોકરાની પેઠે પાલણપોષણ કરેલાં કુતરાં વગેરે પશુને દેખી તેણે વિચાર કર્યો કે આપણે પણ આવી રીતે સંસારમાં છોકરાંનું સુખ ભોગવવું. એવું ધારી સ્ત્રીપુરૂષે મળી નિશ્ચે કર્યો કે આપણા ઘરમાં આ ગર્ભવંતી ખોલકીને (ગધેડીને) પુત્ર ઉત્પન્ન થશે તો તે પુત્રને લાડ લડાવીશું એવો વિચાર કર્યો. પછી તેને જ્યારે પુત્ર થયો ત્યારે તેના ઉપર તે બે જણે ઘણો સ્નેહ કર્યો ને તેનું નામ રાહોજી એવું સ્થાપન કર્યું. તેવામાં નવા આવેલા ગામના મેતાને ત્યાં નિત્યે પાણી ભરવા સવારમાં જતો હતો. એક દિવસ કોઇ રોગ થવાથી ઓચિંતું તે ગર્દભનું નાનું બચ્ચું મરી ગયું. તે રાત્રિએ સ્ત્રી પુરૂષને પુત્ર મરણ થવા જેવું દુઃખ થયું. પ્રાતઃકાલ થતા પહેલાં મનુષ્યના

છોકરાની પેઠે જ તે કુંભાર મુછો મુંડાવી અગ્નિસંસ્કાર કરી સ્નાન કરી, છેડો વાળીને રડતી હતી પોતાની સ્ત્રીને છાની રાખી કુંભાર મેતાને ત્યાં પાણી ભરવા ગયો ત્યારે મેતો તો વિલંબ થવાથી ગુસ્સે થઈ કુંભારને ખીજ્યો ત્યારે કુંભાર તો રડતો રડતો બોલ્યો કે બાપજી મારા ઉપર શું કરવા ગુસ્સે થાઓ છો? રાડોજી પડયા તેથી મુછો મુંડાવી સ્નાન કરી પવિત્રપણે તમારૂં કામ કરવા આવ્યો છું, ત્યારે મેતો તો ખુશી થયો, ને મનમાં વિચાર્યું કે રાડોજી કોઇ ગામનો રાજા હશે ને તે પડયો ત્યારે કુંભાર સરખાએ મૂછો મુડાવી તો આપણે પણ અહીં નવા આવ્યા છીએ ને મામલતદારને ત્યાં જવું છે ત્યાં આપણી મશ્કરી થશે. એવું ધારી વાળંદને બોલાવી મૂછો મુડાવી સ્નાન કરી શીઘ્રપણે મામલતદારને ત્યાં ગયો ત્યારે મામલતદારે પૂછ્યું કે કેમ આજ મુછો મુડાવી છે? ત્યારે કહ્યું કે શું તમે નથી જાણતા? રાડોજી પડયા તે આપણે મુછો મુડાવ્યા વિના કેમ ચાલે? એમ કહ્યું ત્યારે મામલતદારે મુછો મુંડાવી દિવાન સાહેબ પાસે ગયા, ત્યારે દિવાન સાહેબે પૂછ્યું કે કેમ મુછો મુંડાવી છે? ત્યારે તેણે પણ આશ્ચર્ય સહિત કહ્યું કે રાડોજી પડયા એ વાત નિશ્ચે છે, ત્યારે દિવાન સાહેબે કહ્યું કે તે ઘણા સારા હતા એવી વાતો કરી તત્કાલ હજામને બોલાવી મુછો મુંડાવી. એમ અન્યોઅન્ય દેખાદેખ વાતો સાંભળી સર્વે સરકારી માણસોએ મુછો મુંડાવી. સાંજે રાજાની સભામાં ગયા. રાજાએ પણ દિવાન વગેરે સર્વેને મુછો વિનાના દેખી અણસારો કરી કોઇ સેવકને બોલાવી પુછી જોયું, તેણે રાજાના કાનમાં છાનું કહ્યું કે—રાડોજી પડયા માટે બધાએ મુછો મુંડાવી છે, ત્યારે રાજાએ વિચાર કર્યો કે—આપણા ભાઇઓ તો ઘણા છે તેમનો કોઇ મરી ગયો હશે. માટે બધાએ મુછો મુંડાવી છે ને આપણે નહિ મુંડાવીએ તો ઉઘાડું વેર માલુમ પડશે, એમ ધારી ઘરમાં જઈ ઘાંઈજાને બોલાવી મુછો મુંડાવી સભામાં આવી બેઠા. છજામાં ચક નાંખી બેઠેલી રાજાની રાણીઓ સભાને જોતી હતી, તેવામાં એક

રાણી બોલી કે આજ કેમ સભા ઉદાસ જણાય છે, ને બધાએ મુછો મુડાવી છે ? ત્યારે દાસી બોલી કે રાંકોજી પડયા માટે મુછો મુંડાવી છે. ત્યારે એક નવી રાણી બુદ્ધિમાન હતી તે બોલી કે તેને ને આપણે કાંઇ સંબંધ થાય ? ત્યારે બધી રાણીઓ બોલી કે તે તો ખબર નથી પછી તેણીએ તપાસ કરાવી રાજાને પુછાવ્યું પણ કાંઇ સંબંધ માલમ પડયો નહિ. તેમ તેમ ઘણો તપાસ કરાવ્યો તારે છેવટ મેતાએ કુંભારને બોલાવી પુછયું ત્યારે તો કુંભારે પોક મુકી કહ્યું કે મારી ગધેડીનું બચ્ચું ઘણું સારૂં હતું તેને મેં પુત્ર કરી લઇ હુલામણાનું નામ "રાંકોજી" એવું સ્થાપન કરી લીધેલું, તે આજ પરમેશ્વરે ઓચિંતું લઇ લીધું, એ બહુ ખોટું થયું છે. તે વાત સાંભળી રાણીઓના તથા નગરના લોકોમાં હાસ્યરસનો સુમાર ન રહ્યો. માટે દરેક કાર્યનો ઉંડો વિચાર કર્યા વિના દેખાદેખી કોઇપણ પ્રકારનું આચરણ ન કરવું.

## સાવચેતી.

**यावत्स्वस्थमिदं शरीर मरुजं यावज्जरादूरतो ।**
**यावच्चेन्द्रियशक्ति प्रतिहता यावत्क्षयोनायुषः ॥**
**आत्मश्रेयसिरतावदेवविदुषाकार्यः प्रयत्नोमहान् ।**
**संदीप्तेभवने तु कूपखननं प्रत्युद्यमः कीदृशः ॥ १ ॥**

જ્યાં સુધી આપણું આ શરીર સ્વસ્થ છે, એટલે પોતાની મેળે બધી ક્રિયાઓ થાય એવું છે પરાધીન થયું નથી, અને રોગ રહિત છે એટલે શરીરમાં તો સર્વે રોગ ભરેલા જ છે પણ તે બહાર દેખાતા નથી, શાન્ત છે ત્યાંસુધી તથા જ્યાંસુધી વૃદ્ધાઅવસ્થા છેટે છે એટલે વૃદ્ધઅવસ્થામાં શરીર જર્જર થશે, તપ, જપ, ધ્યાન, ભજન સંતસમાગમ આદિ સાધન કરવાની શક્તિ નાશ પામી નથી ત્યાં સુધી અને જ્યાંસુધી દશ ઇંદ્રિયોની શક્તિ છે પણ નાશ પામી નથી, દેખાય છે, સંભળાય છે, પગે ચલાય છે, હાથે થાય છે ઇત્યાદિક ઇંદ્રિયો સાવધાન છે ત્યાંસુધી અને જ્યાંસુધી આયુષ્યનો ક્ષય નથી

થયો ત્યાંસુધી, એટલે ઓચિંતો કાચના વાસણની પેઠે દેહનો અંત નથી થયો ત્યાંસુધી ડાહ્યા પુરૂષોએ પોતાના આત્માનું કલ્યાણ કરવા વાસ્તે મોટો પ્રયત્ન કરવો, પછી તો જેમ ઘર બળવા માંડયું તે વખતે કુવો ખોદવો ને પાણી કાઢી ઘર ઓલવવું તેની પેઠે ઉદ્યમ કરવો તે કેવો કહેવાય ! નિષ્ફળ કહેવાય, માટે હમેશાં સાવચેતી રાખવી આપણો સમય વૃથા જાય નહિ.

## એનું નામ જાત્રા.

પાંચહજાર માનવીઓનો સંઘ ! અસલના વખતની વાતો સાંભળી હતી, પણ આતો નજરે દીઠું. પાંચહજાર શ્રાવકોને લઇને પાટણના એક શેઠ જાત્રાએ ચાલ્યા. રેલગાડીમાં બેસીને તો સહુ જાય; એમાં તે શો મોટો મીર માર્યો ? લાખો રૂપિઆના રોકડાં દાન તો ઘણાએ ફેંકી દે, એમાં શી અજાયબી ?

પણ અજાયબી તો એ કે પાટણના શેઠીઆએ પાંચસો ગાડાં જોડાવ્યાં. પોતે અને પોતાની શેઠાણી બેયની ફુલ જેવી કાયા, તોય બંને સાથે ચાલ્યાં.

આખા ગુજરાતમાં એમણે પડો વજડાવ્યોઃ "ચાલોરે ભાઈ બહેનો ભદ્રેસરજીની જાત્રામાંઃ ચાલોરે ભાઈ બહેનો રૈવતાચલની જાત્રામાંઃ ચાલો મારે ખરચે અને મારે જોખમે. ચાલોરે ચાલો ધર્મના પૂણ્ય પામવા."

પડો સાંભળી પાંચ હજાર મનુષ્યો આવ્યાં. સ્ત્રીઓ, પુરૂષો અને છોકરાંને પણ સાથે લાવ્યાં. પાંચસે તો સાધુ સાધવીઓ પીળે વસ્ત્રે શોભતાં આવ્યાં અને પાંચસો ગાડામાં પેટી પોટલાં નાંખીને સંઘ જાત્રાએ ઉપડયો.

સાથે દાકતરઃ સાથે આરબો અને ચોકીદારોઃ સાથે સુતારો અને લુહારોઃ પાણીની તો મોટી મોટી ટાંકીઓઃ તંબુઓ અને રાવટીઓઃ અને સાથે એક સોના રૂપાનું દેરાસરઃ માંહી પ્રભુજીની પ્રતિમા બીરાજે છે.

માગસર મહિનાની કડકડતી થંડી અને સુસવતો પવન. એમાં

પાંચ હજાર માનવી નીકળ્યાં. થંડી સહેતાં સહેતાં નીકળ્યાં. જંગલમાં મંગલ કરતાં નીકળ્યાં. ઉજ્જડ વગડામાં કાંઈ માનવી ઉભરાણા ! ઓહોહો કાંઈ માનવી પથરાણાં !

રોજ પાંચ પાંચ ગાઉનો પંથ કરે, અને પછી પડાવ નાંખે, તંબુને રાવટીઓ તો અપરંપાર ઊભાં થઈ જાય, સુતારો તો તંબુની હજારો ખીંટીયો ઘડયા જ કરે.

સાથે લાડવાના તો મોટા મોટા પટારા લીધા છે. ઊની ઊની રસોઇઓ થાય છે અને રોજ એક ટાણું આ પાંચ હજાર માનવી-ઓને શેઠ જમણ જમાડે છે.

પાંચ હજારનો પડાવ થાય ત્યાં તો એક ગામ વસી જાય ! જ્યાં છોકરાં માંદાયે પડે ને ? એને માટે દવાખાનું તૈયાર. દાક્તર હાજર.

પાંચ હજાર જાત્રાળુઓની સાથે ઘરેણાં ગાંઠાં, લુગડાં લત્તાં અને પૈસા ટકા પણ હોય ને ! અને વગડામાં ચોર લુટારાનો પણ ભો ખરો ને ! એટલા માટે તો આરબો રાતે જમૈયા અને બંદુકો લઈને ચોકી કરે. મગદુર કોની કે આરબની ચોકીમાંથી ચોરી કરે ?

બીજે દિવસ વળી પડાવ ઉપડે અને બીજા પાંચ ગાઉનો પંથ કપાય. પ્રભુજીનાં ગીતો ગવાતાં જાય અને દેરાસરમાં અખંડ દીવા બળતા જાય. એમ કરતાં કરતાં સંઘ કાઠિયાવાડમાં થઇને ચાલ્યો. વચ્ચે મોટાં મોટાં નગરો આવ્યાં. ત્યાંના રાજાઓએ સંઘને બહુ માન દીધાં અને રૈયતે સંઘને ભોજન દીધાં.

આસપાસનાં ગામોમાંથી લોકો ટોળે વળીને આવ્યાં. અને સંઘનાં દર્શન કરીને પાછાં વળ્યાં. પાછા આવી આવીને તેઓએ ગામમાં સંઘની વાતો કરી. ઓહો ? કેવી રૂપાળી એ વાતો ? શેઠ શેઠાણીના મુખડે ઝરતી મીઠાશની અને નમ્રતાની કેવી એ મીઠી વાતો ?

કાઠિઆવાડની ભૂમિ નિહાળતાં નિહાળતાં પાંચ હજાર માનવી ચાલ્યાં ગયાં. ડુંગરા જોયા ને જંગલો જોયાં: નાની મોટી નદીયો

જોઈ: આંબાવાડિયાં જોયાં અને રણ પણ જોયાં: સુંદર દરિયો ને સુંદર આકાશ જોયાં: ભાતભાતના માનવી જોયાં. એવી ભૂગોળ કદિ રેલગાડીમાં શીખાશે ખરી ?

માગસર મહિનાની કડકડતી ટાઢથી માંડીને વૈશાખ મહિનાના બળબળતા તાપ વેઠીને સંઘે જાત્રા કરી. હસતે મોંએ કેવી મોટી તપસ્યા કરી ! કે કેટલી ધીરજ રાખી ! કોઇ લડયાં વઢયાં નહિ, કોઇનું બટન પણ ચોરાયું નહિ, કોઇ મર્યું પણ નહિ, એ કાંઇ ઓછી વાત છે ?

કહે છે કે પાટણના શેઠ આ સંઘ કાઢી બાર લાખ રૂપિઆ ખરચ્યા. ધન્ય હોજો એની ઉદારતાને પણ એથીયે વધુ ધન્યવાદ હજો એની ધીરજને એની નમ્રતાને, એની પ્રભુભક્તિને !




## સ્વામિ વિવેકાનંદનાં વચનો.

સ્વામી વિવેકાનંદ કહેતા કે "કામ–કાંચનાદિકના ગુલામોએ મનુષ્યનો ઉદ્ધાર કર્યો હોય અથવા મનુષ્યોને ઈશ્વર પ્રાપ્તિનો માર્ગ દર્શાવ્યો હોય એમ કોઈ કાળે કોઈ પણ ક્ષેત્રમાં બન્યું નથી.

પઢ પઢ કે પથ્થર ભયે, લીખ લીખ ભયે ચોર;
જીસ વિદ્યાસે હરિ મીલે, સો વિદ્યા કછુ ઓર.

જો આજથી તમે એમ વિચારવા લાગશો કે તમારામાં પણ અનંત શક્તિ, અપાર જ્ઞાન તથા અપાર ઉત્સાહ રહેલો છે, અને ક્રમે ક્રમે અંતરની તે શક્તિઓને જાગૃત કરતા જશો તો તમે પણ મારા જેવા જ બની જશો એવું સ્વામી વિવેકાનંદનું વચન છે.

## સો મણ તેલે અંધારૂં.

મૃગજળ ભરવા મુરખ માણસ, દોડે સૌ સંસાર;
વાત વિચારી પાછો વળજે, પામ્યા નહિ કોઈ પાર.

જે દિવસથી સમજણા થયા ને માબાપની ઓળખાણ થઈ તે દિવસથી માબાપે નિશ્ચય કરાવ્યો કે આ તારી મા ને આ તારો બાપ ને આ તારો કાકો ને આ તારો ભાઈ ને આ તારો મામો ને આ તારી બેન ને આ તારી મામી ને આ તારી કાકી ને આ તારી માસી ને આ તારી ભેંસ ને આ તારી ગાય ને આ તારો ઘોડો ને આ તારૂં લુગડું ને આ તારૂં ઘર ને આ તારી મેડી ને આ તારૂં ખેતર ને આ તારાં ઘરેણાં ઇત્યાદિક જે કુસંગિના શબ્દ આ જીવની બુદ્ધિમાં રહ્યા છે તે કેવી રીતે નીકળે! મોટા સદ્ગુરૂની કૃપાથી હું કોણ છું? કયાંથી આવ્યો છું? ને મારે કયાં જવું છે? એનું ખરૂં જ્ઞાન થાય છે. પણ જેઓને મોક્ષનો ખપ નથી તેને તો "સો મણ તેલે અંધારૂં છે" ઘૂળને કાંઈ સૂર્ય દેખાતો નથી.

પરપોટો જેમ પાણીને, કાચકળશવત કાય;
વાર ન લાગે વણસતાં, જે જાયું તે જાય.
કળીમાં પામર પ્રાણીઓ, રાખી રહે સત્સંગ,
નિશદિન હરિની લેહમાં, રમતું રૂડો રંગ.
મૃગજળ ભરવા મુરખ માણસ, દોડે સૌ સંસાર.
વાત વિચારી પાછો વળજે, પામ્યા નહિ કોઈ પાર.

ક્ષણભંગુર આ દેહની, જનને મમતા અપાર;
પય પરપોટો પેહગણ, પળમાં નાશ થનાર.
સંગત કરીએ સાચકી, પુરે મનકી આશ;
સંગ ન કરીએ નીચકા, આઠે પહોર ઉદાસ.

## સદ્ગુરૂના દર્શનથી થતાં સુખો.

આ અસાર સંસારમાં સાચા સંતના દર્શન વિના કદિ

અંધકાર દુર થતો નથી. કરોડો જન્મના પાપો સાચા સદ્ગુરૂના દર્શનથી એકદમ તુર્ત કપાઈ જાય છે. જેમ વરસાદ વિના વસુંધરા સદાએ સુકી રહે છે તેમ સંત વિના આ અસાર સંસારમાં માયીક સુખ પણ લેશ માત્ર મનુષ્ય પ્રાણી મેળવી શકતાં નથી. આ જીવને અનાદિકાળથી અનંત પાપો લાગેલાં છે. તે સર્વ પાપો સદ્ગુરૂના દર્શનથી એક ક્ષણમાં વિનાશ થઇ જાય છે. તો પછી જો ખરો ભાવ રાખી તેની સેવા કરી સમાગમ કરે તેના પુણ્યનો પાર રહેતો નથી. આ અસાર સંસારમાં ચારે તરફ વિષયનાં વાજાં વાગી રહ્યાં છે ને કેટલાક વેષધારી સાધુઓ બિચારા ભોળા જનોને ભરમાવી ખોટે રસ્તે દોરી જાય છે અને એવા સાધુઓના વિશ્વાસથી અકર્મી સેવકો પોતાના હાથથી પોતાની આંખો ફોડી જન્મઆંધળા બને છે. પછી તેને ભાનુનો પ્રકાશ બીલકુલ દેખાતો જ નથી. જેને જન્મથી સ્ત્રી અને માયાનો તીરસ્કાર છે તેવા સદ્ગુરૂના દર્શન માત્રથી જીવ લક્ષચોરાસી યોની તરી જઈ અક્ષરવાસી થાય છે પણ એવા સાચા સંતો તથા સદગુરૂઓ આ જગતમાં બહુ જ થોડા છે. માટે તેને ઓળખી તેનો સત્સંગ કરવો એ આપણું મુખ્ય કર્તવ્ય છે. સાંપ્રત સમયમાં ભરતખંડમાં હજારો સદગુરૂઓ બીરાજી રહેલા છે પણ ખપ વિના વસ્તુની કીંમત કાંઇ કામની ગણાતી નથી માટે મનુષ્યબુદ્ધિ મુકી સાચા સંતને શરણ જાઓ કે જેથી અનંત પ્રકારના દુઃખ મટી જઈ અવસાનકાળે અવિચળ સુખ મળે.

## પવિત્ર પ્રબોધ.

આ મનુષ્ય દેહ દેવોને પણ દુર્લભ છે; તેવા દેહની પ્રાપ્તી ફરીને સંસારમાં નહિં આવવાનું સાધન છે. જે જે સંસારના સુખો છે તે તો દરેક યોનિમાં હોય છે, કે જેને માટે લોકો યત્ન કરે અને જે, મનુષ્યોને કાંઇ દુર્લભ નથી. સુખ છે તે દુઃખથી મિશ્ર છે. તે દુઃખ વિના કદી હોતું નથી. મનુષ્યને જેટલું સુખ

આવે છે તેટલું જ પાછું દુઃખ આવવાનું, મનુષ્યો એમ સમજે છે કે રાજા તો સુખી હોય છે પણ તે તો બહુ દુઃખી હોય છે. ચોર, શત્રુ તેમજ પોતાના માણસો તરફથી ઘડી ઘડી વહેમ રહે છે અને ભારે લોભથી તે ઘેરાએલો રહે છે. તેને વળી સુખ કયાંથી હોય ? દુઃખ વિનાનું સુખ તો ભગવાનની ભક્તિમાં જ રહેલું છે તેની ઉપાસનાથી ભકતો સુખી થાય છે એ નિર્વિવાદ છે.

× × ×

**सजातो येन जातेन याति वंशः समुन्नतिम् ।**
**परिवर्तिनि संसारे मृतः को वा न जायते ॥**

આ ફરતા (ગતિવાળા) સંસાર (ચક્ર) માં કોણ મરતું નથી ? તેમ (મુઆ પછી) કોણ પાછું જન્મતું નથી ? પરંતુ તેનો જ જન્મ સફળ છે, કે જેના જન્મથી વંશ સારી રીતે ઉન્નતિને પામે.

× × ×

મરણ, રોગ અને શોક એમાંથી કયો ભય આજ આપણી ઉપર આવી પડશે તેનો દરરોજ વિચાર કરવો જોઈએ.

× × ×

દુર્જન સાથે મિત્રતા કે પ્રીતિ પણ ન કરવી જોઇએ કેમકે દુર્જન અંગાર જેવો છે. અંગરો સળગતો હોય તો બાળે છે અને ઓલવાયેલો હોય તો હાથ કાળા કરે છે.

× × ×

વિપત્તિમાં ધીરજ અને ઉન્નતિમાં ક્ષમા એ મહાત્માઓનો સ્વભાવ સિદ્ધધર્મ છે.

× × ×

## વિવેકી બોધમાળા.

( વિનય એ સત્ય કાર્યનું ભૂષણ છે)

**સત્ય, વિનય, અથવા ઉદારતા એ લોકવ્યવહાર પ્રમાણેના બાહ્ય વિવેક કરતાં તદ્દન ભિન્ન વસ્તુ છે. એ કોઇ એક બાહ્ય ક્રિયા નથી,**

પરન્તુ આન્તરભાવના છે. તે મન, વચન અને કર્મથી કરેલી એક સેવા છે. ઘણીવાર કાર્ય કરતાં મૌનથી વધારે સારી સેવા બજાવી શકાય છે. અવિચારી વચનો, ચીઢીઓ અવાજ, ખીજવે એવી ટીકાઓ, ક્રોધ અને અખિરાઇ જેમાં આપણને લાગતું વળગતું નથી, જેથી આપણને બીલકુલ હરકત આવવાની નથી, અથવા જે સુધારવાનું આપણને સુપ્રત થયું નથી, અને જે પ્રદેશમાં મનુષ્ય તદ્દન સ્વતંત્ર છે; તેવી માણસોની રહેણીકરણી વા વ્હેમના દેખાવપર કરેલી ટીકાઓ, એ સર્વ સમાજના જુલમગારોના સ્વછંદી અત્યાચારો છે, અને ત્હેમાંથી મુક્ત થવાનો માર્ગ જ નથી.

ઘણા માણસો અજાણથી જીવનભર અન્યને આવી રીતે દુઃખ દે છે. આવી રીતભાતનો બુદ્ધિપૂર્વક ત્યાગ કરવો, એ કોઇપણ જાતનું શુભકાર્ય કર્યા સિવાય એક પણ પ્રકારની સેવા બજાવવારૂપ છે.

સત્ય વિનય આ રીતે ઓળખી શકાય; આપણા પાડોશીઓ અથવા મિત્રો જે આપણી પાસેથી માગી શકે નહિ ત્હેનું તે દાન કરે છે. ત્હેની મહત્તા એમાં સમાએલી છે કે જે અન્ય બલાત્કારે પ્રાપ્ત કરી શકે નહિ તે સ્વેચ્છાથી આપી દે છે. તેને માનસિક દ્રવ્ય સિવાય અન્ય પ્રકારના દ્રવ્યની બીલકુલ આવશ્યકતા નથી. તે દ્રવ્ય કરતાં ઉચ્ચતર પ્રકારના ચારિત્રનું ચિન્હ છે. દ્રવ્યથી માણસ સુધરેલો હોય એમ જણાય છે, પરન્તુ સત્ય વિજયથી માણસનું ઉચ્ચ ચારિત્ર જોઈ શકાય છે. સાચી દયાએ શું કર્યું હતું ? ખરેખર કાંઈ જ નહિ, પરન્તુ આનન્દજનક હાસ્ય, ભલો સ્વભાવ, અન્યને શું લાગતું હતું અને શું જોઇતું હતું ત્હેનું જ્ઞાન, આ સર્વ એમ સ્પષ્ટ જણાવતું હતું કે તે સર્વને વિસરી પરનો વિચાર કરતાં શીખી હતી, તેથી તે ગરમાગરમ શબ્દો અને ચઢી ગએલાં ભવાંથી ઉત્પન્ન થતા કજીઆને મિષ્ટ શબ્દો વડે શાન્ત પાડતી, બીજી વાર અશક્તની પથારી આગળ બેસી આશ્વાસન આપતી, કોઇ વાર રડતા બાળકને છાનું રાખતી, અને કોઈ વાર ધંધાની ચિન્તાઓને લીધે જેનો સ્વભાવ ચીઢીઓ

થઇ ગયેલો હોય તેવા માણસોને શાન્તિ આપતી. પોતાના સિવાય અન્ય કોઇને તે સેવાની ખબર પડવા દેતી નથી. સમભાવી હૃદય સિવાય અન્ય કોઇથી એ જોઈ શકાય તેમ નહોતું. ત્હેના ઉન્નત સ્વભાવની ખરી ખુબી એ જ હતી. જે દયા કસોટીમાં સેવાના મહાન કાર્ય કરી શકે એવી શક્તિવાળી જણાય છે તે જ દયા સેવાનાં ન્હાનાં ન્હાનાં કાર્ય કરવાને હમેશ તત્પર હોય છે.

દુ:ખના ડોળને વશ થઈને આપણી દયા અપાત્રે જવાની કલ્પના અથવા અભાવને લીધે સેવાની પ્રેરણાઓની અવગણના કરવી જોઇએ નહિ; પરન્તુ તે વૃત્તિને બને તેટલી ખીલવો અને સાચા ગરીબ પ્રત્યે દયા બતાવો.

સૌથી દુર્બળમાં દુર્બળ અને દીનમાં દીન માણસોએ પણ યાદ રાખવું કે જો ત્હેની ઇચ્છા હોય તો તે પોતાની આસપાસ સ્વર્ગ (આનંદ) ફેલાવી શકે તેમ છે. માયાળુ શબ્દો, લાગણીયુક્ત દૃષ્ટિ અને સામાની લાગણી ન દુખાય તેવી સાવચેતી, આ સર્વના કાંઇ પૈસા બેસતા નથી, અને તે છતાં પણ ત્હેની કિંમત અતુલ્ય છે. શું એ ગુણો આપણા સુખને સદાય પોષનારા નથી ? કલાકે કલાકે અને ક્ષણે ક્ષણે આપણે પણ આવી બીજાઓની દયા પરજ જીવીએ છીએ, અને ત્હેમાંથી જ સુખ પ્રાપ્ત કરીએ છીએ. મહાન કાર્યો કરવાની ઇચ્છાવાળા ઘણા માણસો હોય છે; પણ મહાન પ્રસંગોની રાહ જોવામાં જ તેનું જીવન વ્યતીત થાય છે અને સ્નેહનાં કાર્યો બીલકુલ થતાં નથી. દયાળુ, નમ્ર અને પ્રમાણિક બનો, ન્હાના સેવાનાં કાર્યોમાં પ્રવૃત્ત બનો, બીજાઓનું કલ્યાણ કરવા પ્રયત્ન કરો અને તમારા કર્ત્તવ્યમાં અડગ રહો; બીજું ગમે તે અનિશ્ચિત હોય, પરન્તુ **આ તો નિશ્ચિત જ છે.**

**ભલમનસાઇથી હૃદય ખીલે છે અને નમ્ર બને છે. જેટલા પ્રમાણમાં ત્હમારૂં હૃદય વધારે વિશાળ, વધારે પવિત્ર અને વધારે ઉન્નત બનશે તેટલા પ્રમાણમાં ત્હમે બીજાને માટે સહન કરવામાં**

વધારે તૈયાર થશો અને ત્હમે ત્હમારા હૃદયમાં કહેશો કે હે પ્રભુ! મારા જેવા પાપી પર દયા કર.

### ઉદ્ બોધન.

### વસંતતિલિકા.

વીરા ! ઉઠો જુગ જુગના તિમિરો ઉડાડી,
વીરા ! ઉઠો મહદ કેસરી તાડ ત્રાડી;
મર્દો વધે સમરહાક પડયે અગાડી,
ઘેરે અચેત નિજની ગૃહ પુષ્પવાડી.
છે જીંદગી બલિ જગે બલવીર કેરો,
છે જીંદગી ઉકળતા ખૂનની જ સેરો;
છે જીંદગી જીવન ધ્યેયની સાધનાર્થ,
શો અર્થ જો વિજય ના કરી લીધ સાર્થ ?
માતૃ પ્રદેશ શુભ સંસ્કૃતિએ ઉજાળો,
સત્કાર્યથી રળી મહોદય મસ્ત મ્હાલો;
શાળો નિરંતર કરો પુરૂષાર્થ વ્હાલો,
ગાજી રહો જય શ્રીરંગ યુવાન ! ચાલો.

### બળથી ન થાય તે કળથી થાય.

એ ઝાડ ઉપર બગલો ને બગલી રહેતાં હતાં તે ઝાડની બખોલમાં એક મોટો સર્પ રહેતો હતો. જ્યારે બગલી ઇંડા મુકી ચારો ચરવા જતી ત્યારે પેલો સાપ છાનો માનો આવીને ઇંડા ખાઈ જતો. બીચારા બગલાને ખબર ન પડે કે ઇંડા કોણ ખાઈ જાય છે. એક દહાડો બગલો ચારો ચરવાને મિષે થોડુંક ઉડી એક ડાળમાં સંતાઈ રહ્યાં. સાપને ખબર નહિ કે બગલો બધું જોતો હશે. એ તો નિરાંતે બધાં ઇંડા ખાઇને બખોલમાં જતો રહ્યો. બગલાને રીશ તો ઘણી ચડી પણ તે બિચારો શું કરી શકે? કાંઈ ઉપાય શોધી કાઢવાનો એણે વિચાર કર્યો.

એક વાર તે ચારો ચરવા નદી ભણી જતો હતો, એવામાં એક

નોળીઓ તેની નજરે પડયો. બગલાને લાગ્યું કે જો આ નોળીઆની મદદ મળે તો સાપનો ઘાટ ઘડાય. નોળીઆને માછલાં બહુ ભાવે છે તેથી બગલાએ તો નદીમાંથી માછલાં પકડી પકડીને નોળીઆના દરથી તે પેલા ઝાડ સુધી છુટાં છુટાં નાંખ્યાં. નોળીઓ તો માછલાં ખાતો ખાતો ઠેઠ પેલા ઝાડ સુધી આવ્યો. ઝાડ તળે માછલાં ઘણાં નાખેલાં હતાં તેથી બાકીનાં કાલે આવીને ખાઇશ, એ વિચારથી તે પાછો ગયો.

માછલાંની વાસ આવવાથી પેલો સાપ તે ખાવા નીચે ઉતર્યો ને સઘળાં માછલાં ખાઈ ગયો. નોળીયે આવીને જોયું તો એકેય માછલું ન મળે તેથી નોળીયો પાસેના ઝાડમાં સંતાઈ ગયો. બગલે તાજાં માછલાં ફરીને ઝાડ તળે નાખ્યાં એટલે પેલો સાપ ફુંફાડા મારતો આવ્યો અને માછલાં ખાવા લાગ્યો એટલામાં પેલા ઝાડમાંથી નોળીએ એકદમ આવી સાપને મારી નાંખ્યો.

## પ્રાર્થના.

તું માતા તું છે પિતા,
તું બંધુ જગનાથ;
તું સઘળું દેનાર છે,
સાચો તું સંગાથ.
તારી આ દુનિયા બધી,
તારા સૂરજ ચંદ;
તારાથી સૌ જીવીએ,
કરીએ નિત આનંદ.
કાલાં ઘેલાં બાળકો,
નમીએ નામી શીશ;
સાચી સમજણ આપજે,
ઓ મોટા જગદીશ.




## મણીરત્નમાળા.

૧. પરોપકારનાં ખરાં કાર્ય કરી શકાય તેટલા માટે માણસે પ્રથમ જાતે મહેનત કરતાં શીખવું જોઇએ.

૨ ભલો જ થા કે જેથી તું સુખી થઈ શકે.

૩ જે પરજીવનમાં આનન્દ રેડે છે તેઓ પોતાનામાં તો તે જરૂર જ રેડે છે.

૪ ખરી ઉદારતા સારાસારનો વિચાર કરી આપવામાં જ રહેલી છે.

૫ જે સદ્જીવન ગાળે છે તે જ શ્રેષ્ઠ ધર્મોપદેશક છે.

૬ દાન કરતાં દાન આપવાની રીત વધારે મહત્વની છે.

૭ અપકાર કરનારના ઉપર ઉપકાર કરવો એના જેવો માણસને વશ કરવાનો બીજો માનપ્રદ રસ્તો નથી.

૮ સહાય લેવા કરતાં સહાય આપવામાં જ વધારે માન અને વધારે આનંદ સમાએલો છે.

૯ માયાળુ શબ્દો જગતનું સંગીત છે.

૧૦ અપાત્રે દર્શાવેલી ઉદારતા દુર્ગુણ બને છે.

૧૧ સર્વે મનુષ્યોને ભેદભાવ વિના ચ્હા!

૧૨ જગતને આનન્દી હૃદયથી જુઓ.

૧૩ ઉચ્ચ આશા ને ઇશ્વરનો ડર રાખો.

૧૪ સત્કાર્ય કરવાની એક પણ તક જવા દેશો નહિ.

૧૫ સમય ટૂંકો છે અને બદલાતો રહે છે, તેથી કોઇપણ કાર્યમાં ત્હારી સહાય ઇચ્છનાર સુપાત્ર પ્રત્યે થવાય તેટલો ઉદાર થજે.

૧૬ સ્નેહપૂર્વક અપાયેલું ન્હાનામાં ન્હાનું દાન પણ મ્હોટું છે.

૧૭ સ્નેહની સેવા સત્તાથી મેળવી શકાતી નથી.

૧૮ શ્રદ્ધા રાખવાથી નવું ઉત્પન્ન કરી શકાય છે; આશા રાખવાથી આશિર્વાદ પ્રાપ્ત કરાય છે; સ્નેહ રાખવાથી અદ્‌ભૂત કાર્યો કરી શકાય છે.

૧૯ જીવનનો બની શકે તેટલો સારામાં સારો ઉપયોગ કરવાનું શીખજો.

૨૦ માયાળુ શબ્દ શીતળ જળ સમાન છે.

૨૧ પીછે કારજ કીજીએ, પહેલે યત્ન વિચાર;
બડે કહત હય બાંધીએ, પાની પહેલી પાર.

૨૨ તાકો આદર કીજીએ, જો અપને ઘર આય;
મિત્ર માનીએ શત્રુકો, કારણ અતિથી કહાય,

૨૩ તુલસી પંખી નીર પીએ, ઘટે ન સરિતા નીર;
દાન દીધે ધન ના ઘટે, સહાય કરે રઘુવીર.

૨૪ સીંચેસે તરૂવર ભયો, કાટેસેં ભયો જહાજ;
તારે પણ ડુબે નહિ, બ્રાહ્ય ગ્રહેકી લાજ.

૨૫ સંપત મેં બહોતહી બઢે, ઔર ન ધરીએ ચિત્ત;
એ તીનોં ના બીસારીએ, અગ્નિ હરિ અપને મિત્ર.

૨૬ ઝેર પરાયા આપના, ખાયસેં મર જાય;
અપની રક્ષા ના કરે, કહે કબીર સમજાય.

૨૭ જ્યું બેલ બનજારકે, ફીરત ઘણેરે દેશ;
ખાંડ ભરી મુશકાત હે, બીના ગુરૂ ઉપદેશ.

૨૮ શીતલ શબ્દ ઉચ્ચારીએ, અહંઆની એ નાહીં;
તેરા પ્યારા તુજમેં, દુસ્મન ભી તુજ માંહી.

૨૯ લઘુતાસે પ્રભુતા વધે, પ્રભુતાસેં પ્રભુ દૂર;
કીડી મીસરી ખાત હય, હસ્તી ફાકત ધૂર.

૩૦ શબ્દહી બહુત સુન્યા સહી, મીટા ન મનકા મોહ;
પારસ લગ પહોંચ્યા નહિ, તબ લગ લોહકા લોહ.

૩૧ સત્ય વચન ઔર દીનતા, પરસ્ત્રી માત સમાન;
ઇનિકું વૈકુંઠ ના મીલે, તો તુલસીદાસ જમાન.

૩૨ પરનિંદા પરનારી અરૂ, પર દ્રવ્યકી આશ;
છોડી તીનું બાતકું, ભજો એક અવિનાશ.
૩૩ તુલસી જગમે આયકે, સીખ ઉસીકી લે;
જો તું અનરથ કરે, પણ તોકું રસ રસદે.
૩૪ લોભી ગુરૂ ચેલા લાલચુ, દોનું ખેલે દાવ;
દોનું ડુબે બાપડે, બૈઠ પથરકી નાવ.
૩૫ ઉંચે બેઠે ન લહે, ગુણ બિન બડપણ કોય;
બેઠો દેવલ શિખરપર, કાગ ગરૂડ નવ હોય.
૩૬ ચાહ ગઈ ચિંતા ગઈ, મનમેં નહિ પરવાહ;
જાકે મનમેં ચાહ નહીં, વો શાહનકો શાહ.
૩૭ લીખની પઢની ચાતુરી, એ તીનુ બાતહે સહેલ;
કામ દહન મન વશ કરન, ગગન ચડન મુશ્કેલ.
૩૮ કંચન ત્યાગવો સહેલરે, સહેજ ત્રિયાકો નેહ;
માન બડાઈ ઇર્ષા, તુલસી દુર્લભ એહ.
૩૯ કઠિન ભક્તિ ભગવાનકી, જ્યું ખાંડેકી ધાર;
ડગમગ કરે સો ગીર પડે, ટકે સો ઉતરે પાર.
૪૦ ભક્તિબીજ પલટે નહિ, જો જુગ જાય અનંત;
ઊંચ નીચ ઘર અવતરે, તોકું સંતકો સંત.
૪૧ થોરે કેળાં થાય, કળીયુગના વારા વિષે;
મીઠપ નહિ મનમાંય, સાચું સોરઠીઓ ભણે.
૪૨ સાંજણ સુથનાં વાદળાં, માગ્યા ઘરની છાસ;
જોઇએ ત્યારે ના જડે, મુકો તેની આશ.
ઉંચે ઉંચે સૌ ચડે, નીચું વહે ન કોય;
નીચું નીચું જો વહે, ધ્રુવથી ઊંચો હોય.
૪૩ સાજણ એડાકીજીએ, જેવા કુવાના કોસ;
આધા પાછા પછાડીએ, હૃદે ન આણે રોષ.
૪૪ જ્ઞાન, ગરીબી, હરિભજન, કોમલ વચન અદોષ;

તુલસી કબુ ન છોડીયે, ક્ષમાશીલ સંતોષ.

૪૫ સાયર હંસને મનાવે, એથી માયા જોડ;
જેથી ઊજળા દીસીએ, તેથી તાણીમાં તોડ.

૪૬ ઇશ્વરને સૌ જન કહે, જગનો સરજનહાર;
કદી ન માને મન વિષે, મૂર્ખનો સરદાર.

૪૭ વેપારે વાણીઓ, રણજાણાય રજપૂત;
અધારાઇએ અર્ધાંગના, કુટાણે સપૂત.

૪૮ વૃદ્ધજનોની આગળે, લાજ ન ધરે લગાર;
મસ્કરીઓમાં જે રમે, મૂર્ખનો સરદાર.

૪૯ સમજે સમજે સબ કહે, સમજ્યો કછુ ન જાય;
સમજુસેં સમજુ મીલે, તબ કુછ સમજ્યો જાય.

૫૦ પીયા રંગરાતીરહે, જગસે રહેત ઉદાસ;
પીયા ચહો કે મત ચહો, મેંતો પીયકી દાસ.
આજ્ઞાકારી પીયકી, રહે પીયકે સંગ;
તન મનસેં સેવા કરે, ઓર ન દુજો રંગ.
સુરેકુ તો શિર નહીં, દાતાકું નહીં ધન;
પતિવ્રતા કે તન નહિ, સુરત વસે પીય મન.
નામ ન કહા તો કયા હુવા, જો અંતરહે હેત;
પતિવ્રતા પતિકું ભજે, કબહુ નામ નહીં લેત.






## મોટાના આશ્રયનું ફળ.

### દોહરો.

સંગત કીજે સાધકી, બનત બનત બન જાય;
અજયા કુંજર શિરપર, મનમાને ફળ ખાય.

એક બકરી નદી ઉપર પાણી પીવાને ગઇ. નદી આગળ ભીની રેતીમાં વાઘના પગલાં પડેલાં જોયાં. બકરીએ વિચાર્યું કે, સામે કાંઠે મારાથી નદી ઉતરીને જવાય અને નાસીને છૂટાય તેમ નથી માટે શું કરવું ? ધીરજથી વિચાર કરી પગલાંનું કુંડાળું કરીને પગલા આગળ બેઠી. થોડીવારે હાથી પાણી પીવા આવ્યો. હાથીને બકરી કહે છે કે, "તું ભલે આવ્યો, આ વાઘના પગલાં જો. વાઘે મને ભલામણ આપ્યા મુજબ હું બેઠી હતી અને તે પ્રમાણે જઇને વાઘને ખબર આપું છું કે, 'હાથીભાઈ આવ્યો છે; " એમ કહી બકરીએ ચાલવા માંડ્યું એટલે હાથીએ બકરીને પાછી બોલાવી કહ્યું કે, 'વાઘને બોલાવીશ નહીં ને ઉગરવાનો આરો બતાવ., ત્યારે બકરી કહે કે, 'મને પ્રતિજ્ઞાથી વચન આપો તો બતાવું.' હાથીએ તે પ્રમાણે વચન આપ્યું ત્યારે બકરીએ કહ્યું કે, 'નદી ઉતરી સામે કાંઠે આપણે બન્ને જઇએ તો ઉગારો થાય.' હાથીએ કહ્યું, 'તું મારા મસ્તક ઉપર બેસ. હું ને તું બન્ને નદી ઉતરી જઇએ.' ત્યારે બકરી કહે કે, 'સામે કાંઠે ઊતારીને તું તો મને ફેંકી દે તો મને શો લાભ ?' પછી હાથીએ વચન આપ્યું કે, 'હું જીવું ત્યાંસુધી મારા માથા ઉપર રાખું.' પછી બકરીને હાથીએ સુંઢ વતી લેઇ માથે બેસાડી સામે કાંઠે ગયાં ને હાથી ચરવા જાય ત્યારે બકરીને માથે બેસાડે જેથી

સારાં સારાં ઝાડના ફળ, કુંપળો બકરી ખાધા કરે. વાઘ જેવા વનના રાજાના પગલાંનો આશ્રય લીધો ને હાથી જેવો સજ્જન બકરીને મળ્યો તેથી બકરીનું આખું જીવન સુધરી ગયું માટે મોટા પુરૂષના આશ્રયથી હમેશાં ઉત્તમ ફળો મળે છે એ નિર્વિવાદ છે.

## ઇશ્વર મહિમા.

સબ ધરતી કાગજ કરૂં, કલમ કરૂં બન રાય;
સાત સમુદ્રકી શાહી કરૂં, હરિગુણ લખ્યો ન જાય
ખાલેક બીન ખાલી નહિં, સુઈ ધરનકો ઠોર;
આગે પીછે રામ હય, રામ બીના નહીં ઓર.
એક શુક્રના બુંદથી, પ્રગટયાં પશુ પક્ષી નરનાર;
અંગ અંગના રંગ જુજવા, શ્રીવર સરજનહાર.

## શ્રી ઇષ્ટને દર્શન દેવા પ્રાર્થના.

(દશ દિશ શાંતિ કેવી છવાઈ રહી; એ લય)
મારા જીવનના આધાર નયને આવજો ધ્રુ૦
વિનવું છું જગદાધાર! ક્ષણ ન વીતાવજો.
નથી પ્રભુ! વિશ્વે વિણ અસાર,
ફરી ફરી જોયું પ્રાણાધાર! નયને આવજો;-
મિથ્યા નામ રૂપ સંસાર,
સેવ્યો થાશે લહી ઉદ્ધાર, નયને આવજો;—
છો પ્રભુ સાર માત્રના સાર
પ્રકટો કરી કૃપા આ વાર, નયને આવજો;—

## ☞ પ્રકીર્ણ

નિસરણી નિજ નામકી, ધર્મગગન બીચ એક;
રામ નામકી ટેકસેં, ચઢ ગયે સંત અનેક.

* * *

રાત ગમાયા સોયકર, દિવસ ગમાયો ખાય;
હીરા જન્મ અમુલ્ય હૈ, કોડી બદલે જાય.

* * *

રામ નામ અમુલ્ય ધન્ય, વગર દામ વિકાય;
તુલશી અચરજ દેખીયો, કોઇ વિરલા ગ્રાહક થાય.

*          *          *

રામ નામકી લુંટ હૈ, લુંટ શકાય તો લુંટ;
પીછેસેં પસ્તાયગો, શ્વાસ જાયગો છુટ.

*          *          *

રામ રૂપેયા રોકડા, ખરચત ખુટત નાહિ;
લેતે દેતે ના ઘટે, જ્યું સમજો મનમાંહી.

*          *          *

જબહી નામ હૃદય ધરા, ભયોં પાપકો નાશ,
માનો ચીનગી આગકી, પડી પુળાકી ઘાસ.

*          *          *

નીચ નીચ સબ તર ગયે, સંત ચરન લવલીન;
જાતહીકે અભિમાનસે, બહુ ડુબે કુલીન.

*          *          *

નામ વિના કયા કામકા, છપ્પન ભોગ વિલાસ;
કયા ઇંદ્રાસન બૈઠનો, કયા વૈકુંઠ નિવાસ.

*          *          *

કથા કીર્તન કલિ વિષય, ભવસાગરકી નાવ;
કહે કબીર જગ તરનકો, ઔર નહિ ઉપાય.

*          *          *

કબીર દર્શન સાધુકા, સાહેબ આવે યાદ;
લેખેમેં સોહી ઘડી, બાકીકે દીન બાદ.

*          *          *

નામ ન રટા તો કયા હુવા, જો અંતર હૈ હેત;
પતિવ્રતા પતિકો ભજે, કબહુ નામ નહિ લેત.

*          *          *

ગોધન, ગજધન, બાજીધન, ઔર રતન ધન ખાણ;
જો આવે સંતોષ ધન, સબ ધન ધૂળ સમાન.

* * *

તનકર મનકર બચનકર, કાહુકું દુઃખવત નાહી;
તુલસી એસે સંતજન, રામરૂપ જગમાંહી.

* * *

તનથી મનથી વચનથી, કરીશ નહિ તું પાપ
તો તુજને સુખ આપશે, ઇશ્વર આપોઆપ.

* * *

વિપત ભલી હરિનામ લેત, કાયા કસોટી દુઃખ;
રામ વિના કીસ કામકી, માયા સંપત સુખ.

* * *

પહીચાના તબ જાનીયે, હરિસેં લાગે મન;
રાત દિવસ ના બિસરે, જ્યું કૃપણકો ધન.

* * *

જાના હે રહેના નહિ, મરના વસા વીસ;
દો દીન દુનિયા કે લીયે, મત ભુલો જગદીશ.

* * *

હાથી ઘોડા સબ ચઢે, ચઢે અટારી મહેલ;
ભક્તિ ખાંડા ધારપર, ચઢનો હે મુસ્કેલ.

* * *

બીજ મંત્ર હરિનામ છે, વાવો ખેતી માંય,
દિન દિન વધે દશ ગણું, લક્ષ કોટી થઈ જાય.

* * *

રામ રસાયન પાનથી, નષ્ટ થાય ભવરોગ;
પૃથ્વીમાં પૂજાય છે, દેવ તરીકે તેહ.

* * *

રામ રસાયન પાનથી, નષ્ટ થાય ભવરોગ;
સુખ આપે આલોકમાં, અંતે ઇશ્વિર યોગ.

* * *

ચાર યુગમે એક યુગ, કલિયુગ હે સુખદાઈ;
થોડે હુ ભજનસેં બહુત સુખ, વિદ્યાનંદ સુનાઈ.

* * *

## હિતવચન.

### ગરબી

મુજ બંધુ! સુણજો આજ, વચન હું જે કહું,
નિજ હૃદયે ધારી તેહ, થજો સુખીઆ સહુ.
નથી કારણ આજે કોઇ, દૃષ્ટિ પથે આવતું,
પણ સહજ સ્વભાવે આ કથન ઉર ભાવતું.
પ્રેરે અંતર્યામી જેમ, વચન આ ઉચ્ચારતો,
મુજ પૃથકપણાનો ભાવ, તેમાં હું વિલાવતો.
વિચિત્ર જણાતું આ દૃશ્ય, મિથ્યા કરી જાણજો,
દિન પ્રતિદીન તેનો મોહ, હૃદયથી ટાળજો,
જે જે અનુભવી પુરૂષો ભ્રાત! જગતમાં છે થયા
તે સહુએ જગના સુખ, છે મિથ્યા તો કહ્યા.
તેથી દૃશ્ય સુખોની પ્રીત, બંધુ! નવ ધારશો,
પણ જે તે રીતે પ્રતિદીન, ઉરેથી ઘટાડશો.
ઇચ્છા જે શાંતિ તૃપ્તિ ઉર, નદૃશ્ય વિષે મળે.
પામે પણ તે એકજ જન, જે સ્વરૂપે જઇ મળે.
સુખ સત્ય અને વળી પૂર્ણ, હોયે જેણે પામવું,
તેણે આ જગનો તજી, મોહ, અંતરમાં વિરામવું,
ઉપજી ટકી જેમાંથી દૃશ્ય, જેમાં શમી તે રહે,
તત્ત્વવિદો તેને એક સત, અનુભવથી કહે.
તે છે એકજ કેવળ સત્ય, ત્રિકાળમાં માનજો,
તદ્રુપ થવા ધરી યત્ન, સન્માર્ગે ચાલજો.

છે જન્મનું સાર્થક તેજ, કે તદ્રુપતા થવી,
જેથી જન્મ મરણની ફાંસ, ભવેથી ટળી જવી.
ભક્તિયોગ કે જ્ઞાનનો પંથ, ગ્રહી ઉધરી જવું,
પરતંત્રપણે નવભ્રાત! મરી મરી જન્મવું.
આ દેહ વિષેજ મુક્તત્વ, અનુભવીને વિરામવું;
સ્થિતિ તે થતાં સુધી, પ્રાપ્ત પ્રયત્ને લાગવું.
પ્રાણપ્રિય છો બંધુ આપ, વચન એથી આ કહું;
છો ઇશ્વર તમે ભ્રાત, નિજ ઉરે હું લહું.
નિત્ય સંબંધ આપણો હોય, આપણ તેમ માનતા.
કંઇ ક્ષણ પણ છુટી તેહ, જશે નથી જાણતા,
તેથી વચન વિવેકનાં આજ, એ પ્રેમથી છે કહ્યાં,
અંતરજામીની પ્રેરણા જેમ, છે મનમતિઆ વહ્યાં.
જાશે આજે છુટી સંબંધ, ન બંધુ! ધારશો,
ધરી શાંતિ હૃદયમાં ભ્રાત,! ન ધૈર્ય વિસારશો.
પણ વિનાશી આ જગમાંહી, ન અચળ રહેતું કંઇ,
તેથી વદન વદાવવા આજ, ઇચ્છા પ્રભુની થઇ.
સાર માત્રનો સાર છે એજ, પ્રભુને ન વિસારજો.
નિજ રૂપને ઓળખી ભ્રાત! સસ્થિતપદે મ્હાલજો.
જાણ્યું જતું ન શાથી પ્રભુ આજ, વચન આવદાવતા.
જાણું એટલું પણ પ્રભુ તેહ, સર્વજ્ઞ કહાવતા.
કરૂણાસિંધુ જગે જે ઇશ, જીવોને સંભાળતા;
અનુપમ ધરી હૃદયે વ્હાલ, રહો સૌને પાળતા.

## નૂતન વર્ષ નિમિત્ત શુભેચ્છા.

### દોહરા.

ઘણા વર્ષના અનુભવે, જાણી છે જે વાત,
આજે તમને પ્રેમથી, જણાવું છું પ્રિય ભ્રાત;
હીરા મોતી જગતમાં, વળી વસ્ત્રાલંકાર,

બહુ મૂલ્ય હશે વસ્તુઓ, ગણનાં આવે ન પાર.
મૂલ્યવાન પણ સર્વથી, મુજને એક જણાય,
વસ્તુ આખા વિશ્વમાં, (જેનું) મૂલ્ય ન આંકયું જાય.
તેથી વસ્તુ એક તે, માનવ જીવન ગણાય,
દેતાં કોટીદ્રવ્ય પણ, જેની ક્ષણ ન પમાય.
એવા મોઘા જીવનને, સાર્થક કરવા ભ્રાત!
શાંતિથી વિચારજે, ત્યજી ઉરેથી પ્રમાદ.
મારા અનુભવથી મને, સાર્થક થતું જણાય,
પ્રભુ ભક્તિથી જીવન આ, શાંતિ અપૂર્વ પમાય.
કરવા સાર્થક જીવન તે, સત્વર આ જગત માંહ્ય,
થજો ઉદ્યુક્ત સઉ બંધુઓ, ઇચ્છા એ ઉર માંહ્ય.
કરી પ્રભુ ભક્તિ પ્રેમથી, કરજો સાર્થક દેહ,
નૂતન વર્ષારંભમાં, ઇચ્છા છે મુજ એહ.

## આરોગ્ય રહેવાના ઉપાયો.

(૧) તમે જે ઘરમાં રહેતા હો તેને ચોખ્ખું ને પુરતા હવા ઉજવાસવાળું રાખો.

(૨) ઋતુ, હવા અને રહેઠાણને અનુકુળ, છિદ્રોવાળા ઢીલાં વસ્ત્રો પહેરો.

(૩) તમારો ધંધો ઘરમાં બેસી કરવાનો હોય તો એકવાર અચુક બહાર જઇને ફરી આવવાનું ભુલતા નહિ.

(૪) તાજી હવામાં સુઓ; અને બન્ને તો ખુલ્લા આકાશ નીચે.

(૫) ઉધરસ કે છીંક ખાઓ ત્યારે મોં આડો રૂમાલ રાખો, અને બીજા પણ એમ કરે એવો આગ્રહ કરો.

(૬) જમવા બેસતાં પહેલાં હાથ પગ અવશ્ય ધુઓ.

(૭) અતિ બહુ ન જમો.

(૮) શાક ભાજી કે બીજાં ફળ છૂટથી આરોગો.

(૯) ધીમે ધીમે જમો—ચાવીને જમો.

(૧૦) જમ્યા બાદ દિવસનું નવ દશ પ્યાલા પાણી પીઓ.

(૧૧) ટટ્ટાર બેસો, ઉભા રહો અને ચાલો.

(૧૨) દાંત અને પેઢાં ચોકખાં રાખો.

(૧૩) આરામ, રમત કે કામ, જે કરો તે બધું હદમાં રહીને કરો, અતિશયતા વર્જો.

(૧૪) શાન્ત સૌમ્ય રહો. બળતરા અને ચિંતા એ આરોગ્યની ચુડેલો છે.

(૧૫) હાથ લાગી જે તે દવા ન લો. બનાવટી પેટંટ દવાથી ચેતતા રહો.

## પીડા તો પગે વળગી છે.

એક શ્રીમાનને ત્યાં કોઇ મેમાન આવ્યા એટલે શ્રીમાને તાવ આવવાનો ડોળ કરી પોતાના શયનગૃહમાં સુઈ ગયા. આવનાર મેમાન મનમાં સમજી ગયા કે શેઠ સાહેબ આ ખોટો ડોળ કરે છે. મેમાનો તો પાસેના સગા હોવાથી બીજા ઓરડામાં બેઠા. શેઠની સ્ત્રી પગ દાબવા લાગી પણ અચાનક કામ આવવાથી તે નિચે રાંધણીઆ તરફ ગઈ એટલે પેલા મેમાને શેઠના પગ દાબવા માંડયા. શેઠે તો માથે લુગડું ઓઢયું હતું એટલે કોણ પગ દાબે છે તેનું ભાન હતું નહી. એટલે કહેવા લાગ્યા "પેલી પીડા તો ગઈ કે" એટલે મેમાન કહે "પીડા તો પગે વળગી છે" એટલે શેઠે તુરત માથેથી લુગડું ઉતારી જોયું તો મેમાન પગ દાબતા હતા તેથી શરમાઇ ગયા. પછી મેમાનની ખાતર બરદાશ કરવા લાગ્યો પણ મેમાન મનમાં સમજી ગયા કે આપણું આવાગમન શેઠજીને ભારરૂપ થયું હતું.

મેમાનોને માન, દીલભરી દીધાં નહિ,
તે મેડી નહિ મસાણ, સાચું સોરઠીઓ ભણે;

સોરઠીઆ નામના એક કવિએ ઉપલું પદ શ્રીમાનો વિષે કહેલું છે તે ખરેખર સત્ય છે.

## એકલાથી કોઈપણ કાર્ય બને નહિ.

### દોહરા.

કશું ન નીપજે એકથી, ફોકટ મન ફુલાય;

કમાડને તાળું મળી, ઘરનું રક્ષણ થાય.
જોઇએ તેમાં એકપણ, ઓછે નહિ નીભાય;
પાયા, ઇસો, ઉપળાં, મળી ખાટલો થાય.
એ જણ નીમ્યા હોય ત્યાં એકે સરે નહિ અર્થ;
એ કમાડને બારણે, વાસ્યું એક તો વ્યર્થ.

## અણસરજ્યાં દુઃખો વિષે.

### સાખી.

તાણી બાંધે પાઘડી, દાબી લેવરાવે નખ;
ચાંપી પહેરે મોજડી, એ અણસરજ્યાં દુઃખ.

## સમડી જેવા જનોથી ન છેતરાવા શિખામણ.

### દોહરા.

ઉંચે ઉંચે ઉડતી, સમડી ઉંચે જાય;
નિહાળી પક્ષી બધાં, મનમાં ચકિત જ થાય.
ઉંચા અતિ પ્રદેશમાં, ફરતી તેહ ભળાય;
સિદ્ધ સમી તેને લહી, પક્ષી લાગે પાય.
સ્તુતિ તેની કરવા સૌ, લાગ્યાં નિજ મનમાંહ્ય;
ધન્ય જન્મ સમડી તણો, નિશ્ચય ભૂતળ માંહ્ય.
પણ તેણે ઉંચે જઇ, રાખી નીચે લક્ષ;
મડદું શોધી કાઢીયું, કરવા તેનો ભક્ષ.
મડદું ઢોરનું ચાળીને, પહેલું એક જડ્યાય;
વિદ્યુત વેગથી આવીને, ઉતરી તે સ્થળ માંહ્ય.
કોહેલા મુડદા તણું, પ્રીતે ખાઇ માંસ;
રાજી મનમાં તે થતી, કરજો વાચક કયાસ.






## શેઠની શિખામણ ઝાંપા સુધી.

એક શેઠનો મુનિમ માલ લેવાને માટે રંગુન તરફ વિદાય થતો હતો તે વખતે શેઠ તેને વળાવવા ગયા અને રસ્તામાં અનેક પ્રકારની શિખામણ દેવા લાગ્યા કે ભાવતાલ બરોબર પુછજે ! આડતીયાપર ભરોસો રાખીશ નહિ ! હીરામાણેકની ખરીદી કરો તો ઝવેરીની સલાહ લેશો. મુનિમ બહુ જ ડાહ્યો હતો એટલે સ્ટીમરમાં ચડતી વખતે શેઠને કહ્યું કે "શેઠની શિખામણ ઝાંપા સુધી". આથી શેઠને બહુ જ રીસ ચડી અને મનમાં વિચાર કરવા લાગ્યો કે મુનિમને બહુ જ ગર્વ આવી ગયો છે માટે હવે તેનો કાંઈ ઘાટ ઘડું ને ટપકામાં લાવું તો ઠીક. એમ ધારી પોતાના દેશમાંથી વાળની એક પોટકી ઉપર કીનખાબ વીંટી પારસલ કરી રંગુનમાં મોકલીને કહેવરાવ્યું કે આ ભેટ ત્યાંના રાજાને દેશો. મુનિમ રંગુન પહોંચ્યો ત્યાં આડતીયાને ત્યાં પારસલ પણ આવી ગયું હતું. મુનિમ તે ભેટ લઇને રાજાને દેવા માટે ગયો. રાજાએ અતિ હર્ષથી તે ભેટનો સ્વીકાર કર્યો પણ જેવું પારસલ ખોલી જુએ છે તો તેમાંથી મોવાળા નિકળતાં રાજા તે મુનિમપર બહુ જ ગુસ્સે થયો અને તેને ફાંસીએ ચડાવવાની તજવીજ થઇ. મુનિમ બહુ જ ડાહ્યો હતો તેથી રાજાને કહેવા લાગ્યો રાજાજી ! જો આપને તે ભેટની કદર ન હોય તો મને પાછી આપો. કેમકે મારા શેઠ હિમાલયની યાત્રાએ ગયા હતાં ત્યાંથી આ કોઈ મોટા તપેશ્વરી યોગીની જટ:ના વાળ પ્રસાદી તરીકે લાવ્યા હતા. તે વાળ અમારા ઘરમાં આવ્યા પછી લક્ષ્મીદેવીનો વાસ થયો છે ને તે વાસ્તે

આપને ત્યાં અખૂટ દ્રવ્ય થવા માટે અમારા શેઠે આ દીવ્ય પ્રસાદી મોકલી છે. રાજાને ખાતરી થઇ કે મુનિમજી કહે છે એ સત્ય છે. ખરેખર પ્રસાદી વિના આવી રીતે વાળ કોઇ પારસલ કરી મોકલે જ નહિ. રાજાએ તુરત મુનિમને મોટી બક્ષીશ આપી ને તેના તે દેશમાંથી ખરીદેલા માલની જગાત માફ કરી. લાખો રૂપીયાનો માલ ખરીદ કરી તે મુનિમ પોતાના દેશમાં જઇને શેઠને મળ્યો. આ વેપારમાં શેઠને પણ એક લાખ રૂપિઆનો ફાયદો થયો ત્યારે શેઠે કહ્યું કેઃ—"શેઠની શિખામણ ઝાંપા સુધી" એમ તમો જતી વખતે બોલ્યા હતા તે ખરેખર છે. વિદેશમાં વ્યાપાર અર્થે જતાં બુદ્ધિ ન હોય તો કદી પણ ફાયદો નહિ થતાં ખોટના ખાડામાં ઉતરી પડાય છે. "આપી તોરણને દીધી શિખામણથી એકે કાર્ય પાર પડતું નથી. શેઠે પણ મુનિમની ઘણી કદર કરી ઇનામ આપ્યું."

## કોણે દીઠી છે કાલ.

### દોહરા.

પંખી ટોળું વૃક્ષપર, હળી મળ્યું છે હાલ;<br>
પ્રાતઃમાં ઉડી જશે, કોણે દીઠી કાલ. ૧

પુષ્પ સુગંધીથી બની, અનુપમ ફુલની માળ;<br>
પણ તે તો કરમાઇ જશે, કોણે દીઠી કાલ. ૨

જાયું તે તો જાય છે, સૌના એજ હવાલ;<br>
માન કહ્યુંરે માનવી, કોણે દીઠી કાલ. ૩

સુકૃત્યના શા ફાયદા, સુકૃત્ય કરવું હાલ;<br>
એક દીન એવો આવશે, કોણે દીઠી કાલ. ૪

પુત્ર, પુત્રી ને પ્રેમદા, પર તું રાખે વ્હાલ;<br>
પણ સૌ સ્વારથના સગા, કોણે દીઠી કાલ. ૫

દષ્ટિ વિપર્યા સેતને, સુખ દુઃખ ભાસે જાળ;<br>
પસ્તાવો પાછળ થશે, કોણે દીઠી કાલ. ૬

ચાર ચોર ચોરી કરે, આઠ તેરનું સાલ;
લુંટારા લુંટી જશે, કોણે દીઠી કાલ. ૭
તે માટે સજ થઇ રહો, સાવચેત હુસીયાર;
ફરી નહિ આવે દીવસ જો, કોણે દીઠી કાલ. ૮
ઠામ ઠામ ઠાલો સહુ, દીપક ઝાકઝમાળ;
તે પણ બુઝાઇ જશે, કોણે દીઠી કાલ. ૯
કંઇક ગયા ને જાય છે, જશે થશે બેહાલ;
સુકૃત્ય સાથે આવશે, કોણે દીઠી કાલ. ૧૦

## એક રાજાને ઉપદેશ.

આ મનુષ્ય દેહ દેવોને પણ દુર્લભ છે, તેવા દેહની પ્રાપ્તી ફરીને સંસારમાં નહિ આવવાનું સાધન છે. જે જે સંસારના સુખો છે તે તો દરેક યોનીમાં હોય છે કે જેને માટે લોકો યત્ન કરે છે અને જે મનુષ્યને કાંઈ દુર્લભ નથી. સુખ છે તે તો દુઃખની ખાણ છે. તે દુઃખ વિના કદી હોતું નથી. મનુષ્યને જેટલું સુખ આવે છે તેટલું જ દુઃખ છે. મનુષ્યો એમ સમજે છે કે રાજા તો સુખી છે પણ તે તો બહુ દુઃખી છે, ચોર, શત્રુ તેમજ પોતાના માણસો તરફથી ઘડી ઘડી વહેમ રહે છે, અને ભારે લોભથી તે ઘેરાએલો રહે છે. તેને વળી સુખ ક્યાંથી હોય ?

હે રાજન દુઃખ વિનાનું સુખ તો ભગવાનમાં જ છે. તે ભગવાન સચ્ચિદાનંદ રૂપ છે, અને તેથી સર્વદા સ્વતંત્ર છે. તે ભગવાનની ઉપાસનાથી ભક્ત સુખી થાય છે અને તેવાં સુખ તો ત્રિલોકના અધિપતિને પણ હોતાં નથી. આ પૃથ્વીને વિષે કાળ તથા લોભ વિગેરે તાપથી લોકો તપે છે પણ વૈષ્ણવો તો ગંગા નદીને વિષે ઉભેલા હાથીની પેઠે તપતા નથી. હે રાજન તમે બુદ્ધિમાન છો માટે તમારા હિતને માટે તમે ભગવાનનો આશ્રય કરજો; જેથી તમને ભોગ ને મોક્ષ બન્ને મળશે. હે રાજન ! જ્યાંસુધી દેહની સ્થિતિ છે ત્યાં સુધી ભગવાનની ભક્તિ કરવી જોઇએ !

## યયાતીનો પુત્ર પ્રત્યે બોધ.

### મધુર વાણી.

ક્રોધીઓથી અક્રોધી શ્રેષ્ઠ છે. અવિદ્વાનથી વિદ્વાન શ્રેષ્ઠ છે. કોઇ ગાળ દેય તો તેને સામી ગાળ દેવી નહિ, કારણકે ક્રોધ કરનારનો ક્રોધ જ એને બાળી મુકે છે અને એનું પુણ્ય હોય તે ક્ષમાશીલને પ્રાપ્ત થાય છે. ક્રોધે કરીને પરના મર્મને પીડા કરવી નહિ, કઠોર વાણી બોલવી નહિ, અને કદાપિ પણ કોઇને ઉદવેગ ઉપજે એવા હિંસક તથા પાપી લોકોને પણ પીડનારી ક્રુર વાણી ઉચ્ચારવી નહિ. તીક્ષણ વાણીને બોલીને મર્મમાં પીડા ઉપજાવનારી તીક્ષણ વાણી રૂપ કલંકોથી મનુષ્યને દુઃખ દેનાર તથા સુખમાં અકલ્યાણમય વાણીને ધરનાર પુરૂષને મનુષ્યોની વચ્ચે મહા દરીદ્રતા આપનારો જાણવો.

### સારાં નરસાં કર્મો જ સાથે આવશે.

ધર્મ રાજાએ પુછ્યું કે તારૂં ધન કયાં છે ? તો કહે મહારાજ ભોંયરામાં રહ્યું. તારાં પશુ કયાં છે ? ગોંદરે રહ્યાં. તારી સ્ત્રી કયાં છે? મહારાજ તે તો ઘેર રહી. તારા મિત્રો કયાં છે ? તે તો સમશાન સુધી આવ્યા હતા. તારા દેહનું તું અભિમાન કરતો હતો તે કયાં છે ? ચિતામાં બળી ગયો. ત્યારે અહીં તારી સાથે કોણ આવ્યું ? સારાં નઠારાં કર્મો આવ્યાં છે. ત્યારે આપણે આ સંસારમાં જન્મ ધરીને પારકાના સુખ માટે શામાટે પાપ કરી જુઠું બોલવું ? કેમકે સાથે તો કોઇ આવતું નથી એમ મહાત્મા પુરૂષો પોકારી પોકારીને કહે છે છતાં અજ્ઞાની પામરો પોતાનું હિત સમજતા નથી.

### બગલો અને માછલી.

રામે લક્ષ્મણને કહ્યું હે લક્ષ્મણ જો તો ખરો આ પંપા સરોવરના કાંઠે પેલો બગલો કેવો ધર્માત્મા જણાય છે. બીજા જીવોને હિંસા લેશમાત્ર ન થાય એવી રીતે ધીમે ધીમે પગ દઇને ચાલે છે. આ સાંભળીને તેજ સરોવરની એક માછલી બોલી કેઃ—હે રામ ! વટેમાર્ગુ બિચારા જાણતા નથી કે આ બેઠેલો બગલો મહા ધુર્ત છે,

તેણે મારાં આખા કુળનો નાશ કરી નાંખ્યો છે માટે રખેને એના શ્વેત રંગથી અને ખોટા ડોળથી તેના ઉપર દયા વરસાવતા ' તે ધીમે ધીમે ચાલે છે તે માત્ર માછલી છાની રીતે પકડવા માટે જ છે. તે જ પ્રમાણે દુષ્ટ માણસોનો પુરા સહવાસ વિના કાંઇ ગેરૂવાળાં લુગડાંથી ઓળખાણ થતી નથી. તે કદી આ બગલાની પેઠે ઉપરથી દયાવાન ને સારો માણસ લાગતો હોય તોપણ અંતરમાં તો તે ધૂર્ત ને દૂષ્ટ હોય છે.

## ભગવાન ભકતને વશ છે.

ભગવાન દુર્વાસા રૂષી જે સુદર્શન ચક્રથી તપી ગયેલા અને દુઃખી થએલા તેને કહી સંભળાવે છે. " હું ભક્તાંને આધીન હોવાથી પરતંત્રતા જેવો છું. વળી મહાત્મા ભક્ત લોકોએ હૃદયને વશ કરેલું છે અને મને ભક્તજનો પ્રીય છે. હું તેઓનો પરમ આશ્રય છું, એવા મારા સદ્દગુણી ભક્તો વિના હું મારા શરીરની તેમજ મારી પાસે રહેનારી લક્ષ્મીની પણ દરકાર કરતો નથી. જેઓ પોતાની સ્ત્રી, ઘર-બાર, પુત્ર, સબંધી, પ્રાણ, ધન, આ લોકને પરલોકનો ત્યાગ કરીને મારે શરણે આવ્યા છે તે ભક્તાંનો હું કેવી રીતે ત્યાગ કરી શકું ? સર્વે ઠેકાણે સમદષ્ટિ રાખનાર તથા મારા વિષે મનની ધારણા કરનાર સાધુ પુરૂષો ભક્તિથી મને વશ કરે છે. અને સેવાથી પરીપૂર્ણ કામનાવાળા તે ભક્ત લોકોને મારી સેવા વડે ચાર પ્રકારની મુક્તિ મળે છે. તોપણ તેઓ તેની ઇચ્છા કરતા નથી. ત્યારે કામથી નાશવંત બીજા પદાર્થની તો કયાંથી ઇચ્છા કરે ? મહાત્મા પુરૂષો મારૂં હૃદય છે. તેઓ મારા વિના બીજું કાંઇ પણ જાણતા નથી તેમ હું પણ તેઓના વિના બીજું કાંઇ પણ જાણતો નથી.

## ભગવાન ક્યારે ધન આપે ને કયારે હરી લે છે.

હું જેના ઉપર અનુગ્રહ કરૂં છું તેની લક્ષ્મીનો નાશ કરૂં છું કારણકે પુરૂષ જે લક્ષ્મીના મદથી ગર્વિષ્ટ બની લોકોનું તથા મારૂં અપમાન કરે છે. જીવાત્મા પોતાના કર્મથી નાના પ્રકારની યોનીમાં

પણ અવતાર લે અને તે અવતારમાં જન્મ, કર્મ, અવસ્થા, રૂપ, વિદ્યા, ઐશ્વર્ય, તથા ધન આદિકથી તે જીવને જો ગર્વ થાય નહિ તો તેના ઉપર મારો અનુગ્રહ છે એમ જાણવું. જે પુરૂપ મારા ઉપર ભક્તિવાળો હોય છે, તે અભિમાન રૂપી અકડાઇમાં કારણરૂપ ને ચારે તરફથી સર્વ કલ્યાણના શત્રુરૂપ એવા ઉત્તમ કુળમાં જન્મ, ધનવંતપણાથી મોહ પામતો નથી ને તેવા ભક્તોને હું લક્ષ્મી આપું છું અને જે અભક્તો ધનાદીકથી મોહ પામે છે તેઓ ઉપર અનુગ્રહ કરવા માટે તેઓની પાસેથી ધન હરી લઉં છું.

## કોઈ પણ દીવસ કઠોર વચન બોલવું નહિ.

મહાન પુરૂપના મંડળમાં વસી તેઓની પાસેથી જ્ઞાન મેળવવું. અને દુર્જનોની નિંદા તો હમેશાં સહન કરવી. નઠારા પુરૂપના મુખમાંથી નીકળેલા નઠારા વચનો રૂપી બાણો બહાર પડે તો તેઓના આઘાતથી મનુષ્ય રાત અને દિવસ રડે છે અને તે વચન બાણો મનુષ્યોના મર્મમાં સીધા પડે છે, માટે ડાહ્યાં માણસ બીજાને તે વચનો કહીને તેના મર્મને પીડા કરતો નથી. દેવને પ્રસન્ન કરવા માટે પ્રાણી ઉપર દયા, મૈત્રી, દાન અને મધુર વચનો જેવું ઉત્તમ એકે વશીકરણ નથી તેથી મધુર વાણી બોલાવી. કોઇ પણ દહાડો કઠોર વચન બોલવું નહિ.

કરવા કુડ પ્રપંચને, ફોગટ ફટફટ થાય;<br>
જન, જોબન ને ધન ધરા, જાશે થશે વિલાપ.<br>
મહાન પુરૂપ માખણ ગ્રહે, ગ્રહે છતહીણા છાસ;<br>
નીચ બુદ્ધિ નરકે પડે, વડાને વૈકુંઠ વાસ.






## સદ્‌વિચાર શ્રેણી.

જલજલનું જાણે ઘણું, ફલફલનો બહુ ફેર;
ખલખલની ખોજ ખરી, પલપલની બહુ ફેર.
સુતાં ઉઠી સુખના, કરે બુદ્ધિ બહુ વિચાર;
આ ખાધે સુખ ઉપજે, આ ખાધે વાધે વિકાર.
હોજ હવેલી મેડીયું, મંદિર મોલ મોલાત;
ઘર કોટ બહુ બંગલા, મતીયે મનાવી વાત.
રાલ રૂપિઆ મોરમાં, મનાવ્યો છે માલ;
કથીર રૂપા કનકમાં, વેરો ન પડે વાલ.
માણેક મોતી મણિ કણી, પનાં પિરોજા હીર;
લાલ પ્રવાલાં લસણીયાં, થાપ્યાં મતિ અતિ થીર.
જડીબુટ્ટી જાણે ઘણી, ગરમ વાયુ વાસીત;
એહ આદિ બહુ અંતરે, નવેનવાં નિત નિત.
માત તાત સુત સંબંધી, દેહ ગેહ ધરનાર;
ભાઈ ભોજાઈ ભગીની, એહ ચિંતવે વારંવાર.
અવગુણ ગુણ અરિ મિત્રને, સંભારે ચિત્ત સોય;
સુખદ પદાર્થ સમજી, ચિતવે ચિત્ત નિત પ્રોય.
આખા જગની આપદા, ભરી ભીતર મોઝાર;
એમાં જોવા જગદીશની લાલચ મા કર લગાર.
શિષ્ય સોદો સંકટ થયો, ગયો મનુષ્યનો દેહ;
અજ્ઞાન આખી વિશ્વનું, રાખી રહ્યો તું તેહ.

માહરૂં ધાર્યું થાય છે, ન ધાર્યું નવ થાય;
બીજો મારી બરોબરી, જુઓ નથી જગમાંય.
હું હું કરી હાલે ઘણું, અહંમન અપાર;
હું મારૂં માને સહી, એ જાણો અહંકાર.
ગોબર વાડે ઘર ભર્યું, ઉકરડો અતિ ગંધ્ય;
એવું અંતર તાહરૂં, કેમ રેવાય તે મંધ્ય.

**સોરઠા.**

અંતર અતિ અશુદ્ધ, વિવિધ ભાતે વિકારે ભર્યું;
ત્યાં રહે કેમ બુદ્ધ, અતિ શુદ્ધ જે શ્રીહરિ.
ખોટ મોટી શીદ ખાય, જાયે જન્મ આ એળે અતિ;
વિચારી જોને ઉરમાંય, કાંયે કામ ન થયું રતિ.
સાચી કહું છું વાત, સમજે સુખ પામીશ સહી;
નહિં તો શત્રુ સાક્ષાત, વાત બગડશે બહુ કહું.

# શુભ વિચારો

(૧)

## સ્વ. ન્યાયમૂર્તિ રાનડેની સાદાઇ.

એમની સાદાઇના દાખલાઓ તેમની હયાતીમાં લોકોને ઘણાજ જોવામાં આવેલા પણ એક દાખલો આ જગ્યાએ દાખલ કરવાની ખાસ જરૂર જણાતાં લખવામાં આવે છે તે વાંચી વાંચકવૃંદને ખાતરી થશે કે મહાન પુરૂષ તો આનું નામ? "તેઓ જ્યારે પૂનાની સ્મોલકોઝ કોર્ટના જજ હતા ને એક વખતે સાધારણ વેશમાં તેઓ પગે ચાલી કોર્ટમાં જતા હતા ત્યારે બુધવાર પેઠના બાગ પાસે ઉભી રહેલી એક ફેરીઅણે એમને સાધારણ માણસ ધારી પોતાના ટોપલાને જરા હાથ લગાડવાનું (ઉપડાવાનું) કહ્યું! એક હજાર રૂપિઆના માસિક પગારદાર રાવબહાદુર માધવરાવ તેમના કહેવા પ્રમાણે ટોપલો ઉપડાવી ચાલતા થયા! તુરતજ આજુબાજુના લોકોએ કે જેમણે એ બનાવ જોયો હતો તેમણે તે ફેરીઅણને બીવડાવી; પણ માધવરાવે પોતાની પાસે મારી માગવા આવેલી આ ફેરીઅણને બીલકુલ ન ગભરાવાનું કહી સ્મિત—હાસ્ય કર્યું!

બોલતાં બોલતાં તે (માધવરાવ) એક વખત બોલ્યાઃ 'મને ખરે જ એવી ભાવના થાય છે કે લાંબી નળીને એક છેડેથી ઈશ્વર બોલે છે, અને બીજે છેડેથી કાન દઈ તે હું સાંભળું છું.' દરેક લોકોપયોગી કાર્યમાં તે તન, મન, અને વાચાથી પોતાના અગાધ જ્ઞાન, સારાસારા વિવેક અને સમયનો જે વ્યય કરતા તેનું કારણ તેમનામાં રહેલી ઈશ્વર પ્રત્યેની આ નિઃસીમ ભક્તિજ હતું.

(૨)

માણુસ ભલે લાગવગ, ઉચ્ચસ્થિતિ, દ્રવ્ય, અને તંદુરસ્તી ગુમાવે, પરંતુ તે છતાં પણ જો તે નિઃસ્વાર્થ જીવન ગાળે તો તે સુખમાં રહે છે; પરન્તુ એક એવી વસ્તુ છે જે જેના સિવાય માનવ જીવન ભારરૂપ બને છે અને તે મનુષ્યના હૃદયની અનુકમ્પા છે.

એફ. ડબલ્યુ ફેરાર.

(૩)

ઉત્સાહ, ભાષણ વા જ્ઞાન કરતાં માયાળુપણાથી ઘણા પાપીઓ સુધરી ગયા છે.

એફ. ડબલ્યુ ફેબર.

(૪)

શ્રધ્ધા રાખવાથી નવું ઉત્પન્ન કરી શકાય છે; આશા રાખવાથી આશિર્વાદ પ્રાપ્ત કરાય છે; સ્નેહ રાખવાથી અદ્‌ભૂત કાર્યો કરી શકાય છે.

માર્ક્વેલ ફુરલેસ

(૫)

આપણે જાતે અપમાન સહન કરીને પણ જ્યારે આપણે આપણા બંધુઓને દુઃખમાંથી મુકત કરીએ છીએ, ત્યારે આપણને બમણી શક્તિ પ્રાપ્ત થાય છે.

સેઇન્ટ જૉન ફ્રાન્સિસ.

(૬)

ડહાપણ એ જીવનના ઉંડા સત્ય સાથે સમાન સંબંધ ધરાવે છે. જીવનના વ્હેળાનું હમેશાં પાન કરવું એ ડહાપણ છે. ડહાપણના સાધનો અગાધ છે, કારણકે તેને વિશ્વના મૂળમાંથી લેવામાં આવ્યું છે; અને તેજ કારણથી ડહાપણના કાર્યો હમેશાં તાજાં ને નવાં જ હોય છે. ડહાપણ જેમ વધારે પ્રકાશમાં આવે છે તેમ તેમ તે વધારે પૂર્ણ થતું જાય છે. દરેક કાર્ય પુરૂં થતાંની સાથે તેનું મન વિશાળ બને છે. ડહાપણ એ ચેતના છે. તેણે અંત અને અનન્ત વચ્ચે એક પુલ બાંધ્યો છે. તેને કોઈની મદદની જરૂર નથી; પરન્તુ એ વિશ્વના વ્હેનમાંથી જીવન મેળવે છે. એ વ્હેન બધાએ ઉમદા કાર્યનું મૂળ છે. ડાહ્યા અને સાધારણ માણસમાં એટલો જ તફાવત છે કે ડાહ્યો માણસ અંતરના સત્યમાં જીવે છે, અને સાધારણ માણસ બહારના દેખાવમાં જીવન ગાળે છે. એક આનંદને શોધે છે અને બીજો ડહાપણને શોધે છે. એક માણસ પુસ્તકો ઉપર વિશ્વાસ મુકે છે અને બીજો તેના જીવન ઉપર વિશ્વાસ મુકે છે. પુસ્તકની ખરી કીમત સમજાય તો જ જાણવું સારૂં છે; પણ એ ડહાપણનું મૂળ નથી. જીવન એ ડહાપણનું મૂળ છે. અને તે પ્રયત્ન, અનુભવ અને ઉમેદવારીથી સમજી શકાય છે. પુસ્તકો જાહેર ખબર આપે છે, પણ તેઓ જ્ઞાન આપી શકતાં નથી; તેઓ આપણી લાગણીને ઉશ્કેરે છે, પરન્તુ કોઈ કાર્ય પુરૂં કરી શકતાં નથી. તમારે પ્રયત્ન કરવો જોઇએ અને તમારા માટે મળવું જોઇએ. પુસ્તકો ઉપર વિશ્વાસ રાખનાર માણસ, અને અંતરની શાંતિના સાધનોને નહિ મેળવનાર માણસ કૃત્રીમ છે. તે ઘડીકમાં થાકી જાય છે. તે ગમે તેવો હુશીઆર હોય તોપણ તેનામાં ચેતના નથી હોતી. કારણકે તેની જાહેર ખબરનો અંત ઘડીકમાં આવે છે. તેથી તે ખાલી અને સાધનો વિનાનો થાય છે. તેના કાર્યમાં ચેતનાની નવજીવન્ત નાજુકતાની ખામી છે. આવા માણસો અનન્ત પેદાશથી દૂર રહે છે. તેઓ મૃતપ્રાય દેખાવો સાથે

સંબંધ રાખે છે. તેને જીવન સાથે સબંધ હોતો નથી. જાહેર ખબરને હદ છે. જ્ઞાન નિઃસીમ છે. "એલન"

(૭)

માયાળુપણું એ જ સદ્‌ગુણ છે. હે માનવી! માણસ તારો ભાઈ છે અને ઇશ્વર ત્હારો પિતા છે. **લેમરટાઇન**

(૮)

પ્રોફેસર ગીલ્બર્ટ મરે—હીબર્ટ જનરલ કહે છે કે હું ઈ. સ. ૧૯૧૪ માં ગાંધીને પહેલ વહેલો મળ્યો તે વખતે ગાંધી માત્ર ભાત ખાતા હતા અને પાણી પીતા હતા. શય્યા તરીકે કેવળ પાટનો ઉપયોગ કરતા. તેમનાં પત્નીની રહેણી પણ એ જ પદ્ધતિની હતી. તેમની સાથે હું વાત કરવા લાગ્યો ત્યારે મને જણાઈ આવ્યું કે, આ ગૃહસ્થ સુસંસ્કૃત બુદ્ધિના છે અને એમનું વાંચન પણ અતિ વિશાળ છે; તે જ પ્રમાણે તેમના સામાન્ય વાર્તા પ્રસંગમાં પણ તેમની સત્ય વૃત્તિની છાયા જણાયા સિવાય રહેતી નથી. તે હિંદ ભૂમિના નિઃસીમ ભક્ત છે. તેમનો હેતુ એવો છે કે, હિંદુસ્થાનના ધર્મ અને નીતિનું પુનરૂજ્જીવન કરી સમસ્ત હીંદીઓમાં એકતા સ્થાપવી. તે હિંદમાંથી માંહોમાંહેના કલેશ કંકાસ દૂર કરવા ઇચ્છે છે.

(૯)

### માલિની.

ગુણ અવગુણ મારા, સ્વામિ જાણો અશેષ;
વિનતી કરી વિભુને, શું કહું હું વિશેષ.
પ્રણમિ પ્રભુ પદો એ, ગાઉં છું ધન્યવાદ.
અવિરત હું તમારા પામું પૂર્ણ પ્રસાદ.

## એક બ્રાહ્મણની શિક્ષા.

કોઇ એક ગામમાં એક ગરીબ બ્રાહ્મણ રહેતો હતો પણ તેનું મન ઉદાર હતું એટલે સંક્રાંતિના દિવસે બહારગામ જતાં પોતાની સ્ત્રીને કહેવા લાગ્યો કે હે સ્ત્રી! આજ પર્વણી છે માટે તું એક

ગરીબ બ્રાહ્મણને સીધું આપજે. ત્યારે તેની સ્ત્રી ગુસ્સામાં બોલી ઉઠી! તમે દરિદ્રતામાં પીડાઓ છો, બચ્ચાંઓને પુરૂં ખાવાનું મળતું નથી છતાં આવા વિચારો તમને કેમ આવે છે? આપણા ઘરમાં શું છે? કે હું બ્રાહ્મણને સીધું આપું? તમને લાજ આવતી નથી? વળી હું તમારા ઘરમાં આવ્યા પછી કોઈ દિવસ સુખે રહી નથી તેમ મીઠો કોળીઓ તમારા ઘરમાં મેં કોઈ દિવસ ભર્યો નથી તેમ હાથ, પગ, ગળા વગેરેમાં ઘરેણું પણ પહેર્યું નથી છતાં તમે કરણ રાજાની પેઠે ઉદાર મન રાખી શા માટે ફુલજી બનો છો? તમારૂં ઘર તો તમે તપાસો? ત્યારે બ્રાહ્મણ બોલ્યો! પતિ પરમાત્માએ આપણને જે સુખ દુઃખ આપ્યું હોય તેમાં હમેશાં રાજી રહેવું. એક કોળીઆમાંથી અરધો કોળીયો યાચકને આપવો જોઇએ? જગતમાં કયા પુરૂષને તેની ઇચ્છા પ્રમાણે વૈભવ મળે છે? મળતો નથી. મોટા લોકો પુષ્કળ દાનથી જે ફળ મેળવે છે, તે ફળ દરિદ્ર માણસ એક કોડીના દાનથી મેળવે છે, આમ અમે સાંભળ્યું છે. રંક પણ દાતા હોય તો તે સેવવા યોગ્ય છે અને મોટી સમૃદ્ધિવાળો હોવા છતાં પણ કૃપણ હોય તે સેવવા યોગ્ય ગણાતો નથી. કુવો નાનો હોવા છતાં પણ મીઠાં પાણીથી ભરેલો હોય છે તેથી લોકોને પ્રીતિકારક થઈ પડે છે, પરન્તુ સમુદ્ર મોટો હોવા છતાં પણ ખારો હોવાથી પ્રીતિકારક થતો નથી.

અતિ તૃષ્ણા કરવી નહિ, પાત્ર ઉત્તમ હોય, શ્રદ્ધા મોટી હોય અને દેશ તથા કાળ દાનને ઘટતા હોય, આ સમયે વિવેકવાળા મનુષ્યો જે દાન આપે છે, તે અનંત ફળદાયક થઈ પડે છે.

## સો રૂપિએ એક શ્લોક ખરીદ કરનારો વણિક પુત્ર.

એક નગરમાં સાગરદત્ત નામનો એક વાણિયો રહેતો હતો. તેના દીકરાએ સો રૂપિઆની કિંમતે એક પુસ્તક ખરીદ કર્યું. તે પુસ્તકમાં આ પ્રમાણે એક શ્લોક લખ્યો હતોઃ—

**[illegible] लभते मनुष्यो देवोपितं लंघयितुं न शक्तः ।**
**तस्मात् शोचामि न विस्मयो मे यदस्मदीयं न हि तत्परेषाम् ॥**

મનુષ્ય કર્માનુસાર મળવા યોગ્ય વસ્તુને મેળવે છે, તો દેવ પણ તેને છીનવી લેવાને શક્તિમાન નથી; માટે હું શોક કરતો નથી. તેમ આશ્ચર્ય પણ થાતું નથી. જે આપણું છે તે પારકાઓનું થવાનું નથી.

સાગરદત્તે વેચાતું લીધેલું પુસ્તક જોઇને પિતાએ પુત્રને પૂછયું:—બેટા! તેં આ પુસ્તક કેટલા પૈસામાં વેચાતું લીધું? પુત્રે ઉત્તર આપ્યો:—સો રૂપિઆમાં. તે સાંભળી સાગરદત્તે કહ્યું:—ધિક્કાર છે મૂર્ખા! તેં આ શ્લોક લખેલા પુસ્તકને સો રૂપિઆમાં વેચાતું લીધું? આવી બુદ્ધિથી ધન તું કેવી રીતે કમાઇશ? માટે હવે આજથી તારે મારા ઘરમાં આવવું નહિ. આ પ્રમાણે તિરસ્કાર કરીને તેને ઘરમાંથી કાઢી મૂકયો. એટલે તે વણિક પુત્ર ખેદને લીધે દૂર દેશાવરમાં ચાલ્યો ગયો ને કોઇ એક નગરમાં જઈ રહ્યો. કેટલાએક દિવસો પછી તે નગરના કોઈ એક રહેવાસીએ તે વણિક પુત્રને પૂછયું:—તમે કયાંથી આવ્યા છો અને તમારૂં નામ શું છે? એટલે પેલા વણીક પુત્રે કહ્યું:—

એટલામાં બીજા કોઇએ તેને પૂછયું એટલે તેને પણ વણિકપુત્રે ઉપર પ્રમાણે જ ઉત્તર આપ્યો. આવો ઉત્તર આપવાથી તે નગરમાં તેનું ‘ **प्राप्तव्यमर्थ** ’ એવું નામ પ્રખ્યાત થયું. એક દહાડે નવા રૂપવાળી તથા યૌવનવાળી ચંદ્રવતી નામની રાજ્ય કન્યા, સખીની સાથે નગર નિહાળવા માટે નિકળી હતી; એટલામાં તેજ નગરમાં અત્યંત રૂપાળો અને મનોહર કોઈ રાજકુમાર દૈવયોગથી તે કન્યાની નજરે પડયો. તેને જોતાં વેંતજ તે રાજકુમારી કામાધીન થઇ ગઇ તેણે પોતાની સખીને કહ્યું:—અલિ સખિ! આ કુમારની સાથે મારો મેળાપ થાય તે રીતે તું આજ પ્રયત્ન કર. રાજકુમારીનાં આવાં વચન સાંભળીને તેની સખી તે રાજકુમારની પાસે ગઇ અને તેને તુરત કહ્યું કે:—મને ચંદ્રવતી રાજકુમારીએ તમારી પાસે મોકલી છે અને તમને કહાવ્યું છે કે તમારા દર્શનથી કામદેવે મારી મરણાવસ્થા કરી નાંખી

છે માટે જો તમે તુરત જ મારી પાસે આવશો નહિ તો મારૂં મરણ થશે! આવાં વચન સાંભળીને રાજકુમારે કહ્યું:—જો મારે તમારે ત્યાં અવસ્ય આવવું પડે તેમ હોય તો, કહે કે મારે, ત્યાં આગળ કયા ઉપરથી દાખલ થવું? તેની સખીએ કહ્યું અમે હવેલી ઉપર ચામડાની એક મજબુત દોરી લટકતી રાખીશું, ને દોરી પકડીને તમારે રાત્રે કન્યાના મહેલમાં ચડી આવવું. રાજકુમાર બોલ્યો:— જો આપનો એવો નિશ્ચય છે તો હું એ પ્રમાણે તમારે ત્યાં આવીશ આ પ્રમાણે રાજકુમારની સાથે નિશ્ચય કરી તે સખી ચંદ્રવતી પાસે ગઇ અને તેને સર્વ વાત નિવેદન કરી. રાત્રિ થઇ એટલે તે રાજકુમાર પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યો કે:—અરે રે આ તો મોટું અકાર્ય છે? કહ્યું છે કે:—

"જે પુરૂષ ગુરૂની પત્ની સાથે, પુત્રી સાથે, મિત્રની સ્ત્રી સાથે તથા શેઠ અને નોકરની સ્ત્રી સાથે વ્યભિચાર કરે છે તેને જગતમાં બ્રહ્મહત્યા કરનારો કહે છે."

વળી:—

"જે કાર્યથી અપયશ મળે છે, જે કાર્યથી અધમગતિ થાય છે, અને જે કાર્યથી સ્વર્ગમાંથી ભ્રષ્ટ થવાય છે, તે કાર્ય મનુષ્યે કરવું નહિ."

આ પ્રમાણે સારી પેઠે વિચાર કર્યા પછી રાજકુમાર રાજકુમારી પાસે ગયો નહિ. પણ તેજ દિવસે 'પ્રાપ્તવ્યર્થ' નગરમાં ફરતો ફરતો રાજ્ય મહેલની પાસે આવી ચડ્યો ને તેણે એક સફેદ રંગના મહેલની પાસે ચામડાની દોરી લટકતી દીઠી. તે જોઇને તેના હૃદયમાં કૌતક થયું અને તે દોરી પકડી હવેલી ઉપર ચડી ગયો. પેલી રાજપુત્રીએ પણ તે રાજકુમાર આજ છે એવો મનમાં વિશ્વાસ રાખીને 'પ્રાપ્તવ્યર્થ' ને આવકાર આપ્યો અને સ્નાન, ભોજન પાન, વસ્ત્રદાન વગેરેથી તેનો સત્કાર કરીને તેની સાથે પોઢવા માટે શય્યા ઉપર બેઠી અને તે વણિક પુત્રના શરીરનો સ્પર્શ થતાં

રાજકુમારીના શરીરમાં રોમાંચ થયાં. તેણે વણિક કુમારને કહ્યું:—"હું માત્ર તમારાં દર્શન ઉપરથી તમારા ઉપર આસકત થઈને તમને આ મારો આત્મા અર્પણ કર્યો છે? તમારા વિના બીજા પુરૂષને મારા મનમાં પણ મેં પતિ તરીકે ચિંતવ્યો નથી! માટે તમે મારી સાથે કેમ બોલતા નથી? એટલે વણિકપુત્ર બોલ્યો "**प्राप्तव्यमर्थं लभते मनुष्यः** મનુષ્ય કર્માનુસાર મેળવવાની વસ્તુ મેળવે છે" આમ વણિક પુત્ર બોલ્યો, એટલે રાજકન્યાએ તેને, 'આતો કોઈ બીજો જ પુરૂષ છે, આમ ધારીને પોતાના ધવળ મહેલમાંથી નિચે ઉતારી મુકયો. પછી તે વણિક પુત્ર એક પડી ગયેલા દેવ મંદીરમાં જઇને સૂતો. તે નગરનો કોટવાલ કોઇ વ્યભિચારિણી સ્ત્રીએ કરેલા સંકેત પ્રમાણે ત્યાં આગળ આવ્યો. તેણે પહેલાંથી આવીને ત્યાં સૂતેલા વણિક પુત્રને દીઠો, એટલે તેણે પોતાની છૂપી વાત છૂપાવવા માટે તેને પૂછ્યું કે, તું કોણ છે? વણિકપુત્રે ઉત્તર આપ્યો કે:— **प्राप्तव्यमर्थं लभते मनुष्यः** આ ઉત્તર સાંભળીને કોટવાલે કહ્યું:—આ દેવમંદિર ઉજાડ છે, તેથી તું અહીંઆંથી મારી જગ્યા પર જઇ સૂઈ રહે. તેમ કરવાનું સ્વીકારીને તે વણિકપુત્ર સૂવા માટે ગયો. તે કોટવાળની વિનયવતી નામની રૂપવંતી અને યૌવનવંતી મોટી દીકરી, કોઇ પુરૂષ ઉપર આસક્ત થઈ હતી. તે જે ઠેકાણે તે પુરૂષને આવવાનો સંકેત આપીને, આગળથી તે બીછાના ઉપર સૂતિ હતી. તે તરૂણીએ આ વણિક પુત્રને આવતો જોઈ, આજ મારો પ્રિયતમ આવે છે, એમ માની લીધું. રાત્રિ હોવાથી ચોતરફ ઘાટું અંધારૂં હતું એટલે બેબાકળી તે ઉભી થઈ ને તેને જમાડયો અને વસ્ત્ર આભૂષણ વગેરે આપી તેની સાથે પોતે ગાંધર્વ વિવાહ કર્યો. પછી તેની સાથે શય્યામાં બેઠી અને પ્રફુલ્લિત વદનકમળથી તેને કહેવા લાગી:—ઓ પ્રિયતમજી! તમે હજી સુધી પણ મારી સાથે વિશ્વાસથી કેમ વાતચીત કરતા નથી? ત્યારે વણીક પુત્ર બોલ્યો:—"**प्राप्तव्यमर्थं लभते मनुष्यः**" આ વચન સાંભળીને પેલી તરૂણી વિચાર કરવા

લાગી કે, જે મનુષ્ય વિચાર કર્યા વિના કોઈ પણ કામ કરે છે, તેનું આવું જ પરિણામ આવે છે. આ રીતે વિચાર કરીને તે કોટવાળની કન્યાએ ખેદ કરીને એ વણીક પુત્રને ત્યાંથી કાઢી મૂકયો. એટલે તે વણીક પુત્ર એક ગલીને માર્ગે થઈને આગળ જવા લાગ્યો, ત્યારે કોઈ વરકીર્તિ નામનો એક પરદેશ નિવાસી વર, મોટા વાજીંત્રોના શબ્દોની સાથે સામો આવતો મળ્યો—એટલે " પ્રાપ્તવ્યમર્થ " પણ, તે વરરાજાના સાજનોની સાથે ભળી જઇને આગળ જવા લાગ્યો. શેઠની કન્યા પરણતી હતી, તેનું ઘર રાજમાર્ગની પડોશમાં હતું; તેના બારણા આગળ એક મંડપ બાંધવામાં આવ્યો હતો; તેમા વેદિકા રચી હતી અને વણિક પુત્રી આશ્ચર્યજનક વિવાહનો શણગાર સજીને વેદિકા આગળ બેઠી હતી, લગ્નનો સમય નજદીક આવ્યો કે એક હાથી મદથી ગાંડો થઇ ગયો હતો તે માવતને મારી નાંખી ભયને લીધે ભાગનાશ કરતાં લોકોના હોકારાથી સર્વ લોકોને ગભરાવતો, તે જ મંડપવાળી જ-ગ્યામાં આવી ચઢ્યો તે હાથીને જોઈ વર અને વરના સર્વે અનુયાયીઓ દૂર દિશામાં નાશી ગયા. આ વખતે પેલો વણિક પુત્ર " પ્રાપ્ત વ્યમર્થ" ત્યાં હતો તેણે ભયભ્રાત નેત્રવાળી તે વણિક કન્યાને એકલી જોઇને કહ્યું:—ઓ સુંદરિ ! તું ડરીશ માં ! હું તારી રક્ષા કરીશ. આ રીતે ઘણી જ ધીરજ સાથે તે કન્યાને ધારણા આવી અને તેનો જમણો હાથ ઝાલીને જ " પ્રાપ્તવ્યમર્થ " મહા સહાસિકપણાથી, કઠિન વચનોથા તે હાથીને ફટકારવા લાગ્યો. એટલે હાથી દૈવયોગે માંડમાંડ ત્યાંથી ખસી ગયો. પરંતુ આ બધી ખટપટ થઇ એટલામાં લગ્નનો સમય વિતિ ગયો હતો. સર્વ શાન્ત થયા પછી, વરકીર્તિ પોતાના સંબંધીઓની સાથે ત્યાં આવ્યો અને જોયું તો, તે કન્યાને બીજાના હાથમાં ગયેલી જોઇને સસરા પ્રત્યે કહ્યું:—સસરાજી ! તમે કન્યાનું વેવીશાળ મારી સાથે કરીને તેને બીજા સાથે પરણાવી એ કામ તમે વિરૂદ્ધ કર્યું છે. તે બોલ્યો:—અરે ! હું પણ હાથીના ભયથી નાસી ગયો હતો

અને તમારી સાથે આવ્યો છું. માટે આ શું થયું છે તે હું પણ જાણતો નથી. આવો વરને ઉત્તર આપી તે દીકરીને પૂછવા લાગ્યો:–ઓ દીકરી! તેં સારૂં કામ કર્યું નથી. બોલ આમાં શી વાત થઈ છે? દીકરીએ ઉત્તર આપ્યો:–આ પુરૂષે મને મરણમાંથી બચાવી છે, માટે હું જીવતી છું ત્યાંસુધી એને છોડીને બીજાનું પાણી ગ્રહણ કરીશ નહિ. આ પ્રમાણેના વાર્તાપ્રસંગમાં (રકઝકમાં) રાત્રિ વિતિ ગઇ. બીજે દહાડે પ્રભાતમાં ત્યાં આગળ મહાજનનો સમુદાય એકઠો થયો અને ત્યાં જે વાર્તાપ્રસંગ બન્યો તે સાંભળી (પેલી) રાજકન્યા પણ તે ઠેકાણે આવી. તેમ કોટવાલની દીકરી પણ કર્ણ પરંપરાએ તે વાત સાંભળીને તે જ જગ્યાએ હાજર થઇ. મહાજનના સમુદાયને એકઠો થયો સાંભળીને રાજા પણ તે જ ઠેકાણે આવ્યો અને પછી તે વણિક પુત્રને પૂછ્યું કે:–ભાઈ! જે વાત ખરી હોય તે કહો? આ બનાવ કેવી રીતે બન્યો છે? એટલે તે બોલ્યો:– **प्राप्तव्यमर्थं लभते मनुष्यः** (મનુષ્ય કર્માનુસાર મેળવવા યોગ્ય વસ્તુ મેળવે છે.)

એ વચન સાંભળી રાજકન્યા તેનું બીજું પદ સંભારીને બોલી કે:–

**देवोऽपि तं लंघयितुं न शक्तः ॥** (દેવ પણ તે વસ્તુને છીનવી લેવાને શક્તિમાન નથી.)

એટલે કોટવાલની પુત્રી બોલી કે:–**तस्मान्न शोचामि न विस्मयो मे ।** (તેથી મને શોક થતો નથી તેમ વિસ્મય થતો નથી.)

તે સર્વ લૌકિક વૃત્તાંત સાંભળીને, વણિક પુત્રી બોલી કે:– **यदस्मदीयं नहि तत्परेषाम् ॥** (જે આપણું જ છે તે કદી પારકાનું થવાનું નથી.)

આ પ્રમાણે રાજા જુદાં જુદાં વૃત્તાંતો સાંભળીને, એ સર્વ ખરી વાતથી જાણીતો થયો અને "પ્રાપ્તવ્યમર્થ" ને અભય દાન આપીને સર્વ આભુષણોથી શણગારેલી પોતાની રાજકુંવરી–પરિવાર સાથે તે વણિક પુત્રને ઘણા જ માન સાથે અર્પણ કરી અને તેને પહેરામણીમાં

હજાર ગામ આપ્યાં અને 'તું મારો પુત્ર છે' એમ કહીને આખા નગરમાં જાણીતા થયેલા તે વણિક પુત્રનો યુવરાજપદ ઉપર અભિષેક કર્યો. કોટવાળે પણ પોતાની શક્તિ પ્રમાણે તે "પ્રાપ્તવ્યમર્થે" પોતાનાં માતાપિતાને સર્વે કુટુંબીઓની સાથે તે નગરમાં સન્માનપૂર્વક તેડાવ્યાં અને પોતાના કુટંબીઓની સાથે નાના પ્રકારના વૈભવો ભોગવતો, તે નગરમાં સુખથી રહેવા લાગ્યો માટે હું કહું છું કેઃ–

મનુષ્ય કર્માનુસાર મેળવવા યોગ્ય વસ્તુ મેળવે છે; દેવ પણ તે વસ્તુને છીનવી લેવાને શક્તિમાન્ નથી; માટે હું શોક કરતો નથી, તેમ મને આશ્ચર્ય પણ નથી. જે આપણું છે, તે પારકાઓનું થવાનું નથી.

## દીર્ઘાયુષ શી રીતે થવાય?

દરેક મનુષ્યને દીર્ઘયુષ્ય પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય છે જ. આ ઇચ્છા પૂર્ણ કરવાને માટે શાન્તિ, આનંદ, ને ખોરાક આ ત્રણે ડાક્ટરોને પાસે રાખવાથી દીર્ઘયુષ્ય મળે છે આનંદ એ દીર્ઘયુષ્ય મેળવવાં માટે મહાન ઔષધ છે. રોગીને પણ નીરોગી બનાવનારી મહાન માત્રા છે તેનું સેવન કર્યાથી અવશ્ય લાભ મળે જ છે. એક લેખક કહે છે કે 'બસ હસાય તેટલું હસો' હસવામાં પણ કંઇક દૈવી શક્તિ છે કે જે દીર્ઘાયુષ્ય આપવામાં આગળ પડતો ભાગ લે છે. ખુબ જોરથી હસો, ઘરના ખુણામાં પેસીને પણ હસો. આ પ્રયોગ થોડો વખત અજમાવો. ઘણા રોગીઓ પણ ન માની શકાય તેવી સ્થિતિમાંથી આનંદના સેવનથી રોગમુક્ત થયા છે. આનંદથી ઉત્સાહ આવે છે અને ઉત્સાહ પોતાની સાથે એક એવી અજબ શક્તિ લેતો આવે છે કે જેથી દીર્ઘયુષ્ય પ્રાપ્ત થાય છે.

## સદ્દવર્તનનું બળ.

દરેક મનુષ્યની નીતિ તેના પોતાના જ હાથમાં છે. નીતિમાન થવામાં શુદ્ધ હૃદયની જ આવશ્યકતા છે. બુદ્ધિમાન વ્યક્તિઓ તરફ આપણને નીતિમાન વ્યકિતઓ જેટલી શ્રદ્ધા, વિશ્વાસ અને પૂજ્યભાવ હોતો નથી. બુદ્ધિમાન વ્યકિતઓથી બહુ તો આપણે અંજાઇએ

ખરા પણ તેમના પર વિશ્વાસ રાખી શકતા નથી. નીતિ વિનાની બુદ્ધિ સુકાન વગરના વહાણ જેવી છે. બીજી રીતે કહીએ તો નીતિ વિનાની બુદ્ધિ લગામ વગરના ઘોડા જેવી છે. પવન ગમે તે દીશાએ વહાણ ખેંચી જશે. મનના તરંગો ગમે તે દીશામાં દોડશે. હાથી જેવું મોટું પ્રાણી પણ અંકુશથી જ વ્યવસ્થિત રહે છે. અંકુશ વિનાનું બળ તદન નકામું છે અને હાનીકારક છે; બુદ્ધિબળ નીતિબળના અંકુશ વિના નકામું છે અને હાનીકારક પણ છે. નીતિબળ ધરાવનાર મહાપુરૂષ નિડરપણે બોલે છે અને તે પ્રમાણે કર્ત્તવ્યમાં મુકે છે. તેનું જીવન સ્વતોનિર્ણીત છે. એમર્સન કહે છે કે ચારિત્ર કોઈ દીવસ અજાણ્યું રહેતું જ નથી.




## પરાક્રમી જન વિષે.

### મનહર છંદ.

હીંમતની હોય કીધે, કીંમત કરોડ લાખ,
હીમત ધરે છે તે હરાવ્યા નથી હારતા;
હૈયામાં ધરીને હામ, કરવાનું ધારે કામ,
ઓથું લેવા નથી અન્ય આગળ ઉચ્ચારતા;
એજ રીતે દુનિયામાં દીસે જે ઉદાર નર,
આપ જોરથી જ એવી આદરે ઉદારતા;
સુણો રૂડા રાજહંસ, દાખે દલપતરામ,
ધીર શૂરવીર નથી હાલ લેવા ધારતા.

## ક્ષમાના સુખ વિષે.

ખરેખરૂં જે સુખ છે ક્ષમામાં,
રહ્યું નથી તે સઘળું રમામાં;
રે ઝેર કેરી ભગિની રમા છે,
સુધર્મની પત્ની ખરી ક્ષમા છે.
ક્ષમાથી શત્રુનિ ફજેતિ થાશે,
જો આપણું સત્યપણું જણાશે;
ક્ષમાથી થાશે જશ ઠામ ઠામે,
દિલે વિચાર્યું દલપતરામે.

## ભાવના.

### દોહરો.

સોનાના સૂરજ ઉગે, મોતી ચોક પુરાય;
ભીતર જેવી ભાવના, ગીતો તેવાં ગાય.

## સોરઠીયાના સોરઠા.

કરણ, વીર ને ભોજ, જેનાં અમર નામ છે;
બીજા ખોવાના બોજ, સાચું સોરઠીઓ ભણે.
દીવાન મેરૂ ને ભાણ, સુલ્તાન ને કુંભો થયા;
હતા હીમતોની ખાણ, સાચું સોરઠીયો ભણે.
બેઠાં ઝોકાં ખાય, વાટો કસુંબાની જુએ,
એનાથી શું થાય, સાચું સોરઠીઓ ભણે.
સારે સગા થાય, ગરીબીમાં કોઇ ગણે નહિ;
મનમાં સમજી જાય, સાચું સોરઠીઓ ભણે.
સમાણુસનો સંગ, કમાણુસ કરે નહિ;
એનો નહિ ધડો કે ઢંગ, સાચું સોરઠીયો ભણે.
કરજે શુરાના કામ, શેતલ સંગ રમીશમાં;
રહેશે અમર નામ, સાચું સોરઠીઓ ભણે.
દાટે ધન પાતાળ, ગળેથી છૂટે નહીં;

એ ખરેખરો રખવાળ, સાચું સોરઠીઓ ભણે.
નિશો કરે નાદાન, બીજાની નિંદા કરે;
એ શોભે શ્મશાન, સાચું સોરઠીઓ ભણે.

## ભાગ્ય પ્રમાણે ફળ મળે છે.

**पिता रत्नाकरो यस्य लक्ष्मीर्यस्य सहोदरी ।**
**शंखो रोदिति भिक्षार्थं फलं भाग्यानुसारतः ॥**

ભાવાર્થઃ—રત્નાગર સાગર જેનો પીતા છે, અને સાક્ષાત્ લક્ષ્મી જેની બેન છે તેમ છતાં બિચારો શંખ ભિક્ષા પ્રાપ્ત કરવા ઉચ્ચા અવાજે રૂવે છે! ખરે ભાગ્ય પ્રમાણે ફળ મળે છે.

## શ્રદ્ધાથી દાન કરવા બાબત.

### મનહર છંદ.

પાણીની તરસ લાગે, વિષ તણું કીધું પાન,
એવું પાન કીધાથી, ન કીધું તે જ સારૂં છે;
કહે દલપતરામ, ઠગવા પ્રભુનું નામ,
એવું નામ લીધાથી, ન લીધું તે જ સારૂં છે;
આળસ ન કીધું, પણ કપટ ન કીધું કામ,
એવું કામ કીધાથી, ન કીધું તે જ સારૂં છે;
અતિ અપમાન કરી, દયા વિના દીધું દાન,
એવું દાન દીધાથી, ન દીધું તે જ સારૂં છે.

## વિજ્ઞપ્તિ.

વિવિધ શાસ્ત્ર મંથન કરી, પ્રાપ્ત કર્યું નવનીત;
અર્પું છું અતિ આદરે, આરોગો ધરી પ્રીત.
ભુલચુક હોયે કદી, ધરો નહિ મન રીશ;
મગનલાલની વિનતી, સ્વીકારો જગદીશ.



## ફુલછાબ એકત્રીસમી.

### પાટણનું પરિવર્તન.

વનરાજ ચાવડાએ સંવત ૮૦૨ ની સાલમાં સરસ્વતી નદીના કાંઠે અણહીલ નામના એક ભરવાડના નામથી આ શહેર વસાવ્યું હતું. તે વખતનો વૈભવ અને દેખાવ ભારતવર્ષમાં બહુ જ ભારે ગણાતો હતો. ત્યાં મહાન શ્રીમંતોનો નિવાસ હતો એટલું જ નહીં પણ તેમાં ઘણી વિદ્યાલયો અને અગણિત દહેરાં હતાં. ૮૪ ચોક ને ૮૪ ચૌટા હતાં. હાલમાં શહેરની આબાદી થવાને બદલે પડતી થતી જાય છે પણ ઘણું ખુશી થવાનું એટલું જ છે કે શહેરની પડતી સ્થિતિ છતાં શ્રીમંત સરકાર સયાજીરાવ મહારાજના, પુણ્ય–પ્રતાપથી પાટણનો સિતારો ઉન્નતી તરફ પ્રયાણ કરતો હોય એમ લાગે છે. આ માન હાલના નાયબદીવાન સાહેબ ગોવિંદભાઇને ઘટે છે કારણ કે વખતો વખત તેઓ સાહેબ પાટણની ઉન્નતિ કેમ થાય તેને માટે સતત પ્રયાસ કરી રહ્યા છે. હાલમાં પાટણની પ્રજાની ઉન્નતી અર્થે હાઇસ્કુલ, હોસ્પીતાલ, ઉર્દુશાળા, કન્યાશાળા, અંત્યજશાળા અને બોર્ડીંગોની સ્થાપના કરેલી છે. એટલું જ નહીં પણ શ્રીમાન શેઠીયાઓને પણ યોગ્ય મદદ રાજ્ય તરફથી કરાવી તેમના નામનું અવિચળપણું પાટણમાં રાખવા ભુલ્યા નથી. અત્રેના દાતાર મંડળના સખી શેઠ રાવબહાદુર ફીલાચંદ દેવચંદ જે. પી. કે જેઓ મુંબઇમાં પાટણના નામે પ્રસિદ્ધિને પામ્યા છે તેઓ સાહેબે મેટરનીટી હોસ્પીટલ બંધાવી દેવાનું કહેતાં અતિહર્ષથી નામદાર દીવાન સાહેબે તેમની માગણી સ્વીકારી તેમને યોગ્ય માન આપ્યું કે જે અત્યાર સુધી આખા ભરતખંડમાં કોઇ

શ્રીમાનને મળ્યું નથી. તે એકે તેમનું એક સુંદર બાવલુ પ્રસુતી ગૃહમાં હયાત છે. આવાં ઉત્તમ પ્રજા હીતકારી કાર્ય કરનાર તથા તેમને અનુમોદન આપનારા ભલા દિલના દીવાનો થોડા જ હશે ! આજ સદરહુ મેટરનીટી હૉસ્પીટલનો લાભ અસંખ્ય ગરીબ માણસો ઉત્સાહથી લેય છે તેનું માન પણ હાલના નામદાર દીવાન સાહેબને ખરેખર ઘટે છે. જો તેઓ સાહેબે મંજુરી ન આપી હોત તો આ સખાવતનો અલભ્ય લાભ પાટણની પ્રજા લઈ શકત જ નહિં. મર્હુમ શેઠ ઉજમશી પીતામ્બરે આયુર્વેદ પાઠશાળા, ખાનગી દવાખાના કાઢી એક લાખ રૂપીઆની ઉદાર સખાવત કરી દેશી વઈદિકનો ઉદ્ધાર કરાવવા દીવાન સાહેબે પાટણમાં પ્રયાસ કર્યો છે કે જેને લીધે આજકાલ પાટણની પ્રભુતામાં અભિવૃદ્ધિ થએલી જોવામાં આવે છે તદ ઉપરાંત દાતાર મંડળના શેઠ ન્યાલચંદ લલ્લુચંદ જે. પી એ વડોદરાથી બીજે નંબરે થાય તેવી સીવીલ હૉસ્પીટલ બંધાવવા નામદાર નાયબ દીવાન સાહેબ પાસે અરજ કરતાં ઘણી ખુશીથી તેનો સ્વીકાર કરી બગવાડે દરવાજે એક મોટું દવાખાનું બંધાવી તેમાં હજારો દરદીઓની સારવાર કરવામાં આવે છે તે માન પણ હાલના નાયબ દીવાન સાહેબને જ ખરેખર ઘટે છે. સ્ટેશનના દરવાજા બહાર ઝવેરી છગનલાલે પોતાની સ્થાવર મુડીનો સદ્વ્યય એક અનાથાશ્રમ ખોલી કરેલો છે તેનો વહીવટ રા. રા. વકીલ વિદ્યાશંકરભાઈને સોંપવામા આવેલ છે તેઓ બહુ જ સારી રીતે ચલાવી રહ્યા છે. એ સિવાય બાલાભાઇ કલબ કે જેમાં રાજ્યના મુખ્ય ચારિત્રવાન અમલદાર તથા પ્રજાના શ્રીમંત લોકો સંધ્યાકાળે એકઠા થઇ પોતાના વિચારોની આપલે કરી રહ્યા છે, તે સીવાય ચતુરભુજ બાગ લોકોના ઉપયોગ માટે (મ્યુનિસિપલ બાગમાં) લોકોને હવા ખાવા માટે શેઠ વિઠ્ઠલદાસે નામદાર દીવાન સાહેબની મંજુરીથી બંધાવી આપ્યો છે. તે ઉપરાંત હાલમાં કીન્ડર-ગાર્ટન શાળા પણ ઓપન કરી છે એ સિવાય જૈન લોકોના અનેક દેવાલયો લાખો રૂપિઆના ખર્ચે બંધાવેલાં દષ્ટિગોચર થાય છે ને જૈન બોર્ડિંગ જેવી સારી સંસ્થાઓ પણ ચલાવવામાં આવે છે.

અહીંના ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપાલ પંડયા સાહેબે પાટણની પ્રજા ઉપર પ્લેગના વખતમાં બેહદ ઉપકારો કર્યા છે તેનું સ્મરણ હજી સુધી પ્રજાના અંતઃકરણમાંથી લેશમાત્ર ગયું નથી. તેઓનું સ્મરણ સદાકાળ તાજુ રહે તેના માટે પંડયા સેવામંડળ નામની એક ઉપયોગી સંસ્થા નામદાર દીવાન સાહેબના પ્રતાપથી નિરંતર ચાલી રહી છે તે પણ ઘણું ખુશી થવા જેવું છે. પાટણની પ્રજા તરફ અમારા નામદાર દીવાન સાહેબની બહુ જ કૃપા છે અને આંહીના કારીગરોને ઉત્તેજન દેવા રાત્રી દીવસ યત્ન કરી રહ્યા છે. આ સ્થળમાં સહસ્રલીંગનું તળાવ, રાણકીવાવ, દામોદર કુવો, જાળેશ્વર મહાદેવ, કાળકા, સિંધવાઈ માતાના પ્રાચીન સ્થળો ખરેખર જોવા લાયક છે. સિંધવાઇ માતા એ પાટણના પાટીદારોની પુજ્યનીય કુળદેવી છે ત્યાં દર કારતક સુદી ૫ ને રોજ મોટો મેળો ભરાય છે ને હજારો માણસો દર્શનાર્થે આવે છે. તે વાવમાં . વનરાજ ચાવડાના વખતના કેટલાંક ચિન્હો દ્દષ્ટિગોચર થાય છે. તે સ્થાનમાં એક મહાન સંન્યાસીની આરસપાણની મૂર્તિ ખરેખર દર્શન કરવા યોગ્ય છે. આ સ્થાન પાસે નામદાર ગાયકવાડ સરકારે એક બગીચો તથા સુંદર રાજ્ય મહેલ બંધાવ્યો છે તે ખરેખર જોવા લાયક છે. સાંજના વખતે હવા ખાવાને ઘણા લોકો ત્યાં જાય છે તેને સરકારી અમલદાર તરફથી કાંઇપણ પ્રતિબંધ કરવામાં આવતો નથી. પાટણની પ્રજાને પુર્વે પાણીનું અનહદ દુઃખ હતું પણ નામદાર દીવાન સાહેબે આ સવાલને પોતાના મન ઉપર લઇ લાખો રૂપિઆનું ખર્ચ કરી વોટર વર્કસ ખોલી ઘેરઘેર પવિત્ર ગંગાજળની ગોઠવણ કરાવી આપી છે, એ ઉપકાર કદીપણ પાટણની પ્રજા ભુલનાર નથી. હાલમાં અહીંના શ્રીમાન વતની શેઠ ન્યાલચંદ શેઠે તેમાં વિશેષ સગવડ થવાને ખાતર અઢી લાખની રકમ પુણ્યાર્થે આપી છે. આથી કરીને લોકોને બેહદ ફાયદો થવા સંભવ છે. પાટણના ન્યાય ને રેવન્યુ ખાતામાં મોટા સુધારાવધારા કરી બાહોશ ને ન્યાયી અંમલદારો રાખી પ્રજાને યોગ્ય ન્યાય અપાય છે તથા સુધરાઈ ખાતા તરફથી રસ્તાની ને શેહેરની

સુધરાઈ માટે પુરેપુરૂં ધ્યાન દેવામાં આવે છે. સ્ત્રી કેળવણી માટે આ શહેરમાં પુરતું ધ્યાન દેવામાં આવે છે. તેની સાથે મહારાણી ચીમનાબાઈના નામથી ઉદ્યોગશાળા ચાલુ છે એટલે આગળ જતાં વિશેશ લાભ થવા સંભવ છે. કોકા કુઈના દરવાજા પાસે એક જુનો બગીચો છે તેને પાદશાહી બાગ એ નામથી ઓળખાય છે તે પણ ખરેખર જોવા લાયક છે. સિદ્ધેશ્વરનું દેરૂં તે દરવાજાની બહાર છે તેના શિવલીંગ ભોંયરામાં છે તે પણ ખરેખર દર્શન કરવા લાયક છે.

(૨)

પાટણની વસ્તીના સંબંધમાં ભોજ પ્રબંધ નામના પુસ્તકમાં લખ્યું છે કે કોઈ ભીમો નામનો મારવાડી પોતાની સ્ત્રી લઇ રહેવા આવેલો હતો. તેમાંથી સ્ત્રી ભુલી પડી જવાથી તેના ધણીથી જુદી પડી ગઈ, તેણે છ મહીના સુધી શોધ કરી પણ તેના ધણીનો પતો મળ્યો નહી. છેવટે રાજાને ફર્યાદ કરી; તે ઉપરથી રાજાએ શહેરમાં ઢંઢેરો પીટાવ્યો કે ભીમા નામના જેટલા મનુષ્યો હોય તેમણે રાજ્ય દરબારમાં હાજર થવું. એ ઉપરથી ભીમા નામના શખ્સોની સંખ્યા ૫૦૦ ની થયેલી હતી એ ઉપરથી ખાત્રી થાય છે કે તે સમયે પાટણમાં અનેક જાતના મનુષ્યો વસતાં હતાં અને લોકો સુખી અને સમૃદ્ધિવાન હતા એટલું જ નહિ પરન્તુ છપન કરોડપતિઓ એ નગરમાં વસતા હતા અને તેમને ઘેર ભુંગળ વાગતી. એક વખતે ઉત્તર હિંદુસ્થાનમાંથી એક મોટો વ્યાપારી પાટણની પ્રભુતા ઉપર મોહિત થઈ ૧૧૦ કેસરની પોઠો વેચવા આવ્યો. આખો દિવસ શેહેરમાં ફર્યો છતાં સમગ્ર પોઠો ખરીદી લે એવો શ્રીમંત નહિ મળતાં સંધ્યાકાળે નિરાશ થઈ પાછો વળવાની તૈયારી કરતો હતો તેવામાં એક શ્રીમાન શેઠીઆનું મકાન બંધાતું હતું તેની દૃષ્ટિએ તે પડતાં તેણે સદરહુ કેસરની સર્વે પોઠોનાં મોંમાગ્યાં દામ આપી ખરીદી લીધી, અને ચુનામાં નંખાવી દીધી તેથી સદરહુ

મકાનની છો કેસરીઆ રંગની પીળી થઈ હતી. આવા કરોડપતિઓ પાટણમાં વસતા હતા તે ઉપરથી અનુમાન થાય છે કે પાટણના નાગરિકો પાસે અખુટ દ્રવ્ય હતું.

આ પ્રાચીન શહેરમાં ઘણા કવિઓ અને વિદ્વાનો પૂર્વે થઇ ગયા છે એ ઉપરથી ખાત્રી થાય છે કે તે સમયે સરસ્વતિની કૃપા આ શહેર ઉપર સંપૂર્ણ હતી. હેમચંદ્રાચાર્યે સંસ્કૃતમાં અને પ્રાકૃતમાં પુષ્કળ ગ્રંથો લખ્યા હતા. તેમના શિષ્ય રામચંદ્રે પણ કેટલાંક સંસ્કૃત નાટકો લખ્યાં છે. શ્રીપાળ નામના મહાન કવિ પણ આ શહેરમાં થઈ ગયા હતા અને ગુજરાતી કવિઓમાં ભાલણ સોળમા સૈકામાં થઈ ગયો હતો. તે ઘીમટામાં રહેતો હતો. તે ઘીમટામાં રાત્રિ દિવસ ઉંચા પ્રકારના ગાયનો ગવાતાં હતાં એ ભાલણને બે પુત્ર ઉદ્ધવ ને વિષ્ણુદાસ હતા તેણે પણ ગુજરાતીમાં ઘણાં ગ્રંથો લખ્યા છે. નારાયણ ભારતી નામના વિદ્વાન ગૃહસ્થ આ શેહેરમાં થોડા વખત પહેલાં હયાત હતા તેણે રસિક પ્રિયાનો હિન્દીમાંથી ઉત્તમ તરજુમો કર્યો છે. પુસ્તકના ભંડાર માટે તો પાટણ આખી દુનિયામાં પ્રસિદ્ધ છે એમ કહીયે તો અતિશયોક્તિ ભરેલું કહેવાશે નહિ કેમકે ત્યાં જૈન ધર્મોના મહાન આચાર્યો કુમારપાળ રાજાના વખતમાં થઇ ગયા હતા તેમણે તાડનાં પાંદડાં ઉપર તથા કાગળો ઉપર છાપખાનાનાં અભાવે અનેક પુસ્તકો લખેલાં છે. શ્રીમંત મહારાજા સાહેબ તરફથી છેલ્લામાં છેલ્લી યાદી કરાવ્યા મુજબ તાડના પત્રપર ૬૫૮ ને કાગળ ઉપર લખેલા ૧૩૦૦૦ પુસ્તકો હસ્ત લખીત પાટણના પુસ્તક ભંડારમાં જોવામાં આવે છે. બહારથી આવનાર વિદ્વાન મુસાફરો પ્રથમ આ પુસ્તક ભંડારને જોઇ આશ્ચર્ય પામે છે. આ ભંડારો ફોફળીઆ વાડો, મણીઆર વાડો, અને ઢંઢેર વાડામાં છે અને થોડો ભાગ સંઘવીના પાડામાં પણ જોવામાં આવે છે.

ગામની દક્ષીણ દીશાએ ખાનસરોવર એ નામનું એક પત્થરનું બંધાવેલું તળાવ છે તે ઉતર દક્ષિણ ૧૨૭૩ ફુટ અને પુર્વ પશ્ચિમ

૧૨૨૮ ફુટ લાંબુ છે. તે જે વખત ખોદાતું હતું તે વખતની દંતકથા એવી ચાલે છે કે તેમાં પદમો નામનો એક કુંભાર મજુર તરીકે કામ કરવાને માટે આવતો હતો. તેના માથા ઉપર ગમે તેટલી માટીની ટોપલીઓ મુકવામાં આવતી હતી તો પણ માથાથી તે ચાર આંગળ અધર રહેતી હતી. એ ચમત્કાર જોઇને ખાનસાહેબે તેને ઉપરની જમીન બક્ષીશ આપી હતી. એ જમીન કુંવારી એટલે કદી પણ ખેડાયા વિનાની જોઇને પસંદ કરી હતી. ત્યાં હાલ માટીના ઢગલા છે અને તુલસીના કયારા છે. આસપાસ ઝાડી છે. હાલ પણ સદરહુ પદમાને કુંભાર લોકો અવતારી પુરૂષ માની તે જગ્યાએ કારતક સુદી પુનમથી વદી ૫ સુધી મેળો ભરાય છે તેને પદમનાથનો મેળો કહે છે અમદાવાદ શહેર પુર્વે પાટણ જોઈને વસેલું છે. આંહી પણ ભદ્રનો કિલ્લો છે અને તેમાં નામદાર ગાયકવાડ સરકારે તમામ ઓફીસોમાં ભવ્ય મકાનો બંધાવી તેની શોભામાં અભિવૃદ્ધિ કરી છે. તે ભદ્રથી સ્ટેશન સુધી પાકી સડક બંધાવી રાજ્યે રસ્તો કરેલો છે રસ્તામાં ત્રણ દરવાજા અમદાવાદની પેઠે આવેલા છે તેને "ત્રિપોળીયું" કહે છે. હાલમાં ત્યાં રાવબહાદુર શેઠ કીલાચંદ દેવચંદે એક સુંદર ટાવર પોતાના એક સ્નેહી શેઠ આણંદીલાલ હેમરાજના નામથી બંધાવવું શરૂ કરેલું છે. સહસ્રલીંગના કાંઠા ઉપર ઉભા રહીને પાટણની પ્રભુતાનો વિચાર કરતાં કોની આંખઆં આંસુ આવ્યા વિના રહેશે. તે વિષે રા. નરસીંહરાવભાઇએ 'અહીંઆં સહસ્રલિંગ તળાવ વિશાળું હતું' એ કાવ્ય કુસુમ માળામાં લખી પાટણની મહાન પ્રભુતાનો પુર્વેનો ચિતાર આબેહુબ વર્ણવેલો છે તે વાંચી કોનું હૃદય દ્રવશે નહિ. હાલમાં પણ પાટણની કારીગરી માટે દેશાવરમાં પ્રશંસા થઈ રહેલી છે. ત્યારે પુર્વે આ શહેરમાં કેવા મહાન કારીગરો વસતા હશે તે રાણકીવાવ ને દામોદર કુવાના કોતરકામ ઉપરથી આપણને સાબીતી મળે છે. સિદ્ધરાજના દાદા ભીમની રાણી ઉદયમતીએ જ્યારે આ રાણીની વાવ બંધાવી તેમાં લાખો રૂપીઆનો ખર્ચ કરી હજારો કારીગરોને રોકેલા હતા. અત્યારે તો

સદરહુ વાવ પડી ગયેલ હાલતમાં છે પણ તેનું કોતરકામ જોતાં આપણને આશ્ચર્ય થયા વિના રહેતું નથી. તે ઉપરથી એક સાધારણ કહેવત લોકોમાં ચાલી રહી છે કે,–

"રાણકી વાવ, દામોદર કુવો,
જે ન જોવે તે જીવતો મુવો."

રાણકી વાવથી થોડે દુર 'દામોદર કુવો' છે. તે ભીમના માલવાના એલચી દામોદરે બંધાવ્યો હતો તેમાં પણ લાખો રૂપીઆનું ખર્ચ કરેલું હતું તે પણ ખરેખર જોવાલાયક છે.

પાટણની ગાદી ઉપર સિદ્ધરાજ જયસિંહ મહા પ્રતાપી રાજા થયો હતો. તેને પુત્ર નહિ હોવાથી પાટણમાં સહસ્રલીંગ નામનું તળાવ બંધાવવાનું કામ તેણે શરૂ કર્યું એ તળાવને લગતી નીચે લખેલી વાત પ્રસિદ્ધ થએલી છે. એ તળાવ ખોદવા માટે માળવામાંથી ઘણા ઓડ તથા ઓડણોને બોલાવવામાં આવ્યા હતા. તેમાં એક જશમા ઓડણ કરીને ત્રીકમ ઓડની સ્ત્રી બહુ સ્વરૂપવાન હતી તેના ઉપર સિદ્ધરાજની નજર બગડી હતી. તેથી જશમાને ઘણી તરેહની લાલચો આપવા છતાં તે ગરીબ સ્ત્રી પોતાના શિયળમાં દૃઢ રહી હતી. તે જશમાનો રાસડો લોકોમાં પ્રસિદ્ધ છે તે નિચે પ્રમાણે.

"રાજા બેઠો ભરિરે સભાએ,
જાચક આવ્યા જાચવા; સર્વે નારી ભણે — રાજા. ૧
રાજારે જશમાનું રૂપ, એરે નારી તમ ઘર શોભતી;
સર્વે નારી ભણે; — રાજા. ૨
રાજાએ મેલ્યા બારીગર બે ચાર,
કે જાઓરે જશમાને તેડવા; સર્વે નારી ભણે. — રાજા. ૩
ગાયો ચારતલ ભાઇરે ગોવાળ,
કે કયાંરે વાસો ઓડા તણો ? સર્વે નારી ભણે. — રાજા. ૪
ખિરખિરીઆરડી વાડ,
કે ઘુઘરીઆળો ઝાંપલો, સર્વે નારી ભણે. — રાજા. ૫

કાગળ દીધો જશમાને હાથ,
કે જશમાએ વાંચી માથું ધૂણિયું. સર્વે નારી ભણે. રાજા. ૬
જશમાએ દીધો સસરાને હાથ,
સાસરે વાંચીને માથું ધૂણિયું, સર્વે નારી ભણે રાજા. ૭
વહૂ! તારૂં રૂપ સુરૂપ,
એણેરે રૂપે લાંછન લાગશે. સર્વે નારી ભણે. રાજા. ૮
સસરા! તું હઇડે મ હાર,
નહિરે ટળું જશમાં ઓડણી. સર્વે નારી ભણે. રાજા. ૯
જશમાને વારે છે બાપ,
મજાજો ધીઅડીરે ગઢ માંડવે. સર્વે નારી ભણે. રાજા. ૧૦
હારેરે દળાવ્યા જશમાએ ધઉં,
કળશી દળાવ્યો જશમાએ બાજરો. સર્વે નારી ભણે રાજા. ૧૧
ઘેલા બાપા ઘેલડું શું બોલ,
એકવાર જાઉં ગઢ માંડવે. સર્વે નારી ભણે. રાજા. ૧૨
વિજ્યા દશમ કેરી રાત,
ઓડાએ ઉચાળા ખડકિયા. સર્વે નારી ભણે. રાજા. ૧૩
શરદ પૂનમ કેરી રાત,
ઓડાએ ઉચાળા પલાણિઆ. સર્વે નારી ભણે. રાજા. ૧૪
ઓડાને ઉતારા દેવરાવો,
કે જશમાને ઊતારા મેડિયે. સર્વે નારી ભણે. રાજા. ૧૫
મેડિયે તારી રાણીને બેસાડ,
અમેરે ઓડાને ભલાં ઝૂંપડાં. સર્વે નારી ભણે. રાજા. ૧૬
ઓડણોને દાતણિયા દેવરાવ,
જશમાને દાતણ દાડમી. સર્વે નારી ભણે. રાજા. ૧૭
દાતણ તારી રાણીને દેવરાવ,
અમેરે ઓડાને ભલી ઝીલડી. સર્વે નારી ભણે. રાજા. ૧૮
ઓડણોને ભોજનિયાં દેવરાવો,

જશમાને ભોજન લાડવા. સર્વે નારી ભણે. રાજા. ૧૯
લાડવા તારી રાણીને જમાડ,
અમે રે ઓડોને ભલી રાબડી. સર્વે નારી ભણે. રાજા. ૨૦
ઓડણોને મુખવાસિયા દેવરાવ,
જશમાને મુખવાસ એલચી. સર્વે નારી ભણે. રાજા. ૨૧
એલચી તારી રાણીને ખવરાવ,
અમે રે ઓડોને ભલી મોથડી. સર્વે નારી ભણે. રાજા. ૨૨
ઓડણોને પોઢણિયા દેવરાવ,
જશમાને પોઢણ ઢોલીયો. સર્વે નારી ભણે. રાજા. ૨૩
ઢોલીયે તારી રાણીને સુવડાવ,
અમે રે ઓડોને ભલી ગોદડી. સર્વે નારી ભણે. રાજા. ૨૪
જશમા ઓડણ હાલો મારે દ્વાર,
કહો તો બતાવું મારી રાણીઓ. સર્વે નારી ભણે. રાજા. ૨૫
જેવું તારૂં રાણીઓનું રૂપ,
તેવી રે મારે ઘેર ભોજાઇયો. સર્વે નારી ભણે. રાજા. ૨૬
જશમા ઓડણ અમારે ઘર હાલ,
કહો તો બતાવું મારા કુંવરો. સર્વે નારી ભણે. રાજા. ૨૭
જેવું તારા કુંવરનું રૂપ,
તેવા રે મારે ઘેર ભત્રિજા. સર્વે નારી ભણે. રાજા. ૨૮
જશમા ઓડણ હાલો મારે દ્વાર,
કહો તો બતાવું મારા હાથિયો. સર્વે નારી ભણે. રાજા. ૨૯
જેવું તારા હાથિયોનું રૂપ,
તેવી રે મારે ઘેર ભેંસડી. સર્વે નારી ભણે. રાજા. ૩૦
કેવડું ખણાવશો તળાવ ?
કેવડી ખણાવશો તલાવડી ?. સર્વે નારી ભણે. રાજા. ૩૧
લાખે ખણાવશું તળાવ,
અરધ લાખે તલાવડી. સર્વે નારી ભણે. રાજા. ૩૨

જશમા તારો પરણ્યો દેખાડ,
કિયો રે જશમા તારો ધરધણી. સર્વે નારી ભણે. રાજા. ૩૩

સોનઇયો હીંસ છે હાથ,
રૂપલા વેઢ ઓડો તણા. સર્વે નારી ભણે. રાજા. ૩૪

જશમા માટી થોડેરી ઉપાડ,
તારી રે કેડે લિચ્ચક લાગશે. સર્વે નારી ભણે. રાજા. ૩૫

ઘેલા રાજા ઘેલડું શું બોલ ?
એહ રે અમારો કસબ થયો. સર્વે નારી ભણે. રાજા. ૩૬

જ્યારે ખોદવાનું કામ પુરૂં થયું ત્યારે રાજાએ બધા એડોને તેમની મજુરી ચૂકાવી આપી; પણ જશમાને કહ્યું કે, તું તો હમણાં રહે તને પછીથી આપીશું. બીજા ઓડોને જવાને રાજાએ આજ્ઞા આપી. તેની સાથે જશમા પણ છાનીમાની જતી રહી. રાજાએ જ્યારે આ વાત જાણી ત્યારે અશ્વાર થઇને મોઢેરા સુધી તેની પછવાડે દોડ કરી કેટલાક ઓડને ઠેર કર્યા. તે ઉપરથી જશમાએ પોતાના પેટમાં કટારી મારી અને મરતાં મરતાં શ્રાપ દીધો કે "તારા તળાવમાં પાણી ટકશે નહિ". આમ બોલી તે મરણને શરણ થઈ. તેની દેરી આજપણ પાટણમાં છે ને ત્યાં હજારો માણસો દર્શને આવે છે. તેને "જશમા ઓડણની દેરી" આ નામે લોકો ઓળખે છે. ગમે તેમ હોય પણ તેના શ્રાપથી તુર્ત સહસ્રલિંગ તળાવમાં પાણી સુકાઈ ગયું. અત્યારે તો એ તળાવનું નામ પણ રહ્યું નથી ને તેમાં વાવેતર થાય છે. સિદ્ધરાજના સેનાપતિઓમાં જગદેવ પરમાર કરીને એક પ્રખ્યાત પરમાર હતો તે માળવા દેશની ધારાનગરીમાં, રાજા રાજ્ય કરતો હતો, તેને બે રાણીઓ હતી તેમાં એક વાઘેલા ઉદયાદીત શાખાની હતી ને બીજી સોલંકિણી હતી; વાઘેલીને રણધવળ કુંવર હતો. વાઘેલી માનીતી હતી, ને સોલંકિણી અણમાનતી હતી. તેને જગદેવ કરીને કુંવર હતો. એક દિવસે રાજાએ તેને રાજદરબારમાં

બોલાવ્યો તે વખતે તે સાધારણ વેશમાં હોવાથી રાજાને નવાઈ લાગી કે તું મારો કુંવર છે છતાં આવે વેશે કેમ રહે છે! જગદેવે કહ્યું કે મહારી તપશ્ચર્યામાં ખામી છે. મહારી માતુશ્રીની આજીવિકા થોડી હોવાથી અમારૂં ગુજરાન ચાલી શકતું નથી તે સાંભળી રાજાએ હમેશના બે રૂપિઆ આપવાનું કહી એક હજાર રૂપિયા રોકડા આપ્યા. આ વાતની બીજા માણુસ દ્વારા માનીતી રાણીને ખબર પડતાં તેને દેશપાર કરાવ્યો. તે સિદ્ધરાજ જયસિંહ પાસે આવી નોકર તરીકે રહ્યો હતો. રાજાની તેના ઉપર ઘણી મેરબાની થઇ ને હમેશના હજાર રૂપિઆ જગદેવને નોકરી બદલ આપે. આ જોઈ અદેખા માણસોના મનમાં ઈર્ષા ઉત્પન્ન થઈ પણ એક દિવસે એવો બનાવ બન્યો કે સિધ્ધરાજ જયસિંહ રાત્રિના વખતે પોતાના મહેલમાં સુતો હતો તે વખતે તેના કાન ઉપર એવો શબ્દ શ્રવણે પડયો કે "હું જાઉં છું મને કોય રોકો". આ શબ્દો સાંભળતાં રાજાએ તુરત જગદેવ પરમારને હુકમ આપ્યો કે તપાસ કરો કે આ શબ્દ કયાંથી આવે છે? જગદેવ તુર્ત જ તપાસ કરવા ચાલી નિકળ્યો પણ રાજાએ મનમાં વિચાર કર્યો કે આ પરમાર કેવો તપાસ કરે છે તે મારે જોવું તો ખરૂં. એમ ધારી રાજા પણ જગદેવની પછવાડે અંધારપછેડો ઓઢી ચાલી નિકળ્યો એટલામાં તો જગદેવ પૂર્વમાં જ્યાંથી શબ્દ આવતો હતો તેણીગમ ચાલ્યો સિદ્ધરાજ તેની પછવાડે પછવાડે ગયો. જગદેવ નગરના દરવાજા આગળ આવી પહોંચ્યો; દરવાને બારી ઉઘાડી તેને બહાર જવા દીધો. સિધ્ધરાજ બોલ્યો હું એ સામંતનો ખવાસ છું મને પણ "જવા દે". એ પણ બહાર નીકળ્યો. જ્યાં સ્ત્રીઓ વિલાપ કરતી હતી તેણીગમ જગદેવ ચાલ્યો ને તેમને કહ્યું: "તમે કોણ છો? તમે મૃત્યુ લોકનાં "માનવી છો. કે દેવાંગના છો, કે ભૂતડી, પ્રેતડી, અથવા સિધ્ધ કે શિકોતર છો? આવી મધ્યરાત્રિની વેળાએ તમે આવો બળાપો કરીને કેમ વિલાપ કરો છો? મને કહો કે તમારે માથે શું સંકટ આવી પડયું છે?" તેઓ બોલિયોઃ પુત્ર

જગદેવ ? તું પાસ આવ. તું અહિં શામાટે આવ્યો છે ? તે બોલ્યોઃ "હું તમારા વિલાપનું કારણ જાણવા આવ્યો છું." તેઓ ફરીને બોલિયોઃ "અમે પાટણની જોગણીઓ છિયે. કાલે સવારમાં દશને ટકોરે સિદ્ધરાજ જયસિંહનું મોત છે. એટલા માટે અમે વિલાપ કરિયે છિયે. હવે ભક્તિ, બલિદાન, બાકળા કોણ કરશે ? પુજા અર્ચા કોણ કરશે ? માટે અમે વિલાપ કરીએ છીયે." રાજા જ્યાં સંતાઈ રહ્યો હતો ત્યાંથી, તેઓએ કહ્યું તે બધું તેણે સાંભળ્યું. જગદેવ બોલ્યોઃ "પણ પણે ગાય છે તે કોણ ?" જોગણિયો બોલીઃ "જા જઈને તેમને પૂછ." જગદેવ ગયો અને નમન કરીને બોલ્યોઃ "તમે વધાવા ગીત ગાઓ છો, તમારામાં મુખ્ય કોણ છે અને તમે એવડાં શાથી રાજી થયાં છો કે આ પ્રમાણે ગાઓ છો." તેઓ બોલિયોઃ "અમે દિલ્હીની રાષ્ટ્રદેવીઓ છીયે. અમે સિદ્ધરાજ જયસિંહને લેવા સારૂ આવિયો છિયે. જો પણે વિમાન છે, એટલા માટે અમે વધાવા ગાઈએ છીએ." જગદેવ બોલ્યોઃ "કઈ વેળાએ એમનું મોત છે ?" દેવિયો બોલિયોઃ "સવારમાં સવા પ્રહર દિવસ ચડતાં સેવા કરવા સ્નાન કરી એ તૈયાર થશે અને પિતાંબર પહેરીને બાજઠ ઉપર ઉભો રહેશે તે વેળા અમે એને મારીશું એટલે એ શરીર છોડશે." ત્યારે જગદેવ બોલ્યોઃ "હમણાના કાળમાં સિદ્ધરાજ જેવો કોઈ રાજા નથી. કેટલું પુણ્યદાન કે બાધા આખડી કરિએ કે જેથી સંકટમાંથી એ ઉગરે ?" તેઓ બોલીઃ એ ઉગરે એવો માત્ર એકજ ઉપાય છે; જો કોઈ રાજાની બરાબરિઓ સામંત પોતાનું માથું કાપીને અમને અર્પણ કરે તો સિદ્ધરાજ જયસિંહનો આવરદા વધે. જગદેવ બોલ્યોઃ "જો મારૂં માથું કામ લાગે એમ હોય તો તે લઈને સિદ્ધરાજનો આવરદા ને રાજ્ય વધારો. જો એમ હોય તો હું તૈયાર છું." દેવિયોએ કહ્યુંઃ "જો તું તારૂં માથું ચડાવે તો સિદ્ધરાજ ઉગરે. ત્યારે જગદેવ બોલ્યોઃ મને થોડી ઘડીની રજા આપો, હું જઈને મારી સ્ત્રીને સર્વ વર્ત્તમાન કહું છું અને એની આજ્ઞા લઈને પાછો આવું છું. દેવીઓ ખડખડ હસવા લાગી.

કોઈ સ્ત્રી પોતાના ધણીનું મોત થાય એવું માન્ય કરે નહિ; પણ જાને પૂછ, અને સત્વર પાછો આવ.

આવી આજ્ઞા મળી એટલે જગદેવ પોતાની મેળે ઘર ભણી પાછો વળ્યો. સિદ્ધરાજે મનમાં વિચાર કર્યો કે એ પાછો આવે છે કે નહિ તે જોઉં છું અને ચાવડી (તેની સ્ત્રી) શું કહે છે તે પણ જણાશે. એમ ધારી તે પણ તેની પછવાડે ચાલ્યો. જગદેવ પાછો આવી ઘરમાં પેઠો અને ઉપલે માળે ચડ્યો, તે ચાવડીને ભેટ્યો; સિદ્ધરાજ જયસિંહ વર વહુની વાત સાંભળતો સંતાઈ રહ્યો; નિત્યની રીત પ્રમાણે તેઓ ભેગાં બેઠાં. જગદેવ બોલ્યો: "ચાવડી! વાત આમ બની છે." ચાવડી હાથ જોડીને બોલી: "સ્વામીનાથ! શી આજ્ઞા છે?" પછી જગદેવે બધી વાત માંડીને કહી, ને બોલ્યો: "હું તારી રજા લેવાને આવ્યો છું." ચાવડી બોલી: "ધન્ય ઘડી! ધન્યરાત! આવા દિવસને માટે જ આપણે લુણ ખાઇએ છીએ. તેમને જીવ આપો. જીવને માટે જ ખાવાનું, તુષ્ટિદાન અને ભૂમિ પળે છે, તમે ઘણો સારો નિશ્ચય કર્યો છે; રજપૂતનો એવો ધર્મ છે. સિદ્ધરાજ જીવશે અને રાજ્ય કરશે તો સર્વે સારાં વાનાં છે. એમ નહિ તો પછી જિવતર શા કામનું? પણ સ્વામીરાજ! મહારી એક વિનતી છે. મારે શા માટે જીવવું જોઈએ? બે પ્રહર માટે હું એટલું બધું સંકટ વેઠું? તમારી સાથે હું પણ મારો જીવ આપીશ. જગદેવ બોલ્યો: પણ બાળકોની શી વલે થશે? ચાવડી બોલી: ત્યારે એનું પણ બલિદાન આપો. ત્યારે જગદેવે કહ્યું: જો એમ જ હોય તો હવે ઢીલ કરવી નહિ. જગદેવ મોટા કુવરને હાથ વળગાડીને ઉતર્યો; ચાવડી તેની પછવાડે ન્હાના કુવરને લઇને ઉતરી. સિદ્ધરાજ જયસિંહને ઘણું જ આશ્ચર્ય લાગ્યું, ને મનમાં કહ્યું "સારૂં કર્યું રજપુત! અને ઘણું ઠીક કર્યું રજપુતાણી?"

તે પછી ચારે જણ આગળ ચાલ્યા. શું બને છે તે જોવા રાજા પણ પછવાડે ચાલ્યો. જગદેવને ચાવડી દેવિયોની પાસે આવી પહોંચ્યા તેઓ બોલિયો "જગદેવ! તારૂં માથું કાપવાને તૈયાર છે? તે બોલ્યો:

મારા માથાને સાટે સિદ્ધરાજના આવરદામાં કેટલાં વર્ષ વધારશો ? તેઓ બોલિયો: એ બાર વર્ષ સુધી રાજ્ય કરશે. ફરીને જગદેવે કહ્યું ચાવડી અને બે બાળકોના જીવ મારા જીવ જેટલા જ અગત્યના છે માટે ચાર જીવને સાટે સિદ્ધરાજને અડતાલીસ વર્ષનો આવરદા આપો; હું ચાર જીવ આપું છું. દેવીઓ બોલી: તથાસ્તુ એટલે ચાવડાએ પોતાનો પહેલો કુંવર તેની આગળ રજુ કર્યો. જગદેવે પોતાની તલવાર કાઢી કુવરનું માથું કાપી નાંખ્યું, ને બીજા કુવરને તૈયાર કર્યો એટલે દેવિઓએ તેને અટકાવ્યો અને કહ્યું: જગદેવ ! અમે અડતાલીસ વર્ષ આપ્યાં તે તારી સ્ત્રીને કુવરને પણ આપ્યાં, પછી તેઓએ મોટા કુવર ઉપર અમૃત છાટયું એટલે તે સજીવન થયો. દેવિયો હસીને બોલી: તારી અને તારી સ્ત્રીની સ્વામીભક્તિ અત્યંત છે. પછી તેના કુવરના માથા ઉપર હાથ મુકીને ચાવડીને આપ્યા. તેઓ બોલિયો: જગદેવ ! તારી સ્વામી ભક્તિને લીધે અમે સિદ્ધરાજને અડતાલીસ વર્ષનું રાજ્ય આપીએ છીએ. એમ કહી રજા આપી. જગદેવ અને ચાવડીએ નમન કર્યું, અને બન્ને કુંવરને લઇને ઘેર પાછાં ગયાં.

આણી ગમ રાજા, જગદેવની સ્વામીભક્તિ અને ચાવડીનો પતિપ્રેમ જોઇને અત્યંત આનંદ પામ્યો. તે રાજ્ય મંદિર પાછો આવ્યો અને પહોંચ્યો; અને સૂતો સૂતો મનમાં વિચાર કરવા લાગ્યો જગદેવ ! ધન્ય તને, મારે માટે અડતાલીસ વર્ષનું રાજ્ય મેળવી આપ્યું. પછી તેને જગદેવને અજાણ્યા થઇને પૂછયું જગદેવ એ શું હતું ? ત્યારે જગદેવ કહે કાંઈ નહિ મહારાજ ? એ તો " બે ગાડામાં ચાર મારવાડની ભરવાડણો હતી, એક ગાડામાં જે હતી તેને દીકરો અવતર્યો હતો માટે ગાતી હતી, અને બીજા ગાડીવાળીનો દીકરો મરી ગયો હતો તેથી તે વિલાપ કરતી હતી. જગદેવની આ વાત સાંભળી રાજા વિશેષ રાજી થયો અને સવારના પહોરમાં મોટી સભા ભરી તેને સિદ્ધરાજે પોતાની કુવરી તેને આપી બે હજાર ગામ ઇનામ આપ્યાં હતાં આજ પણ નવી કાળકામાં જગદેવ પરમારની મૂર્તિ જોવા લાયક છે તેને વીરપુરૂષના દર્શન કરવા ઘણાં માણસો આવે છે.

સિદ્ધરાજ જયસિંહે રાણકદેવીને કબજે લેવા માટે જુનાગઢના રાજા રાંખેંગાર ઉપર ચડાઇ કરી તે વખતે પોતાના ભત્રિજા દેશળ ને વિશળને પોતાને કબજે લઈ તેને જીત મેળવી.

દેશળ ને વિશળે અગાઉથી સિદ્ધરાજ સાથે ઠરાવ કરી રાખ્યો હતો કે રાખેંગાર મરાયા પછી દેસલને જુનાગઢની ગાદી સોંપવી. સિદ્ધરાજ જેવો ઘર ભણી વળ્યો તે વેળા તેને પેલો ઠરાવ સંભારી આપ્યો. સિદ્ધરાજે પ્રથમ તો કહ્યું કે, "તું લે" પણ પછીથી તેણે વિચાર કર્યો કે, એ બે ભાઇએ પોતાના સગા મામાને દગો દીધો તો કોઈ દીવસ મારાથી ફુટીને મારા સામા થાય ખરા, પછી તેણે બંનેને મારી નાંખ્યા. જ્યારે સિદ્ધરાજ રાણકદેવીને લઈ પાટણ આવ્યો ત્યારે સિદ્ધરાજે રાણકદેવીને શાન્ત કરવાને ઘણી યુક્તિઓ રચવા માંડી, ને તેને સારી સારી જગ્યાઓ બતાવી, પણ તે બોલી,–

"બાળું પાટણ દેશ, પાણી વિના પુરા મરે;
સરવો સોરઠ દેશ, સાવજડાં સેજળ પીએ."

પછી પાટણના પાદરે આવી પહોંચ્યો ને ઉતારો કર્યો, નગરની બહાર ત્યાંના સર્વે માણસોને ઉજાણી આપી. સર્વે સારાં લુગડાં પહેરીને ટોળેટોળાં થઈ આવ્યા પણ આ સર્વે શોભા જોઈને રાણકદેવડી રાજી થઇ નહિ, પણ તે બોલી,–

"વારૂં પાટણ દેશ, જિસે પટોળાં નીપજે;
સરવો સોરઠ દેશ, લાખેણી મળે લોબડી." ૧

બહુ પ્રકારે સિદ્ધરાજે રાણકદેવીનું મન પ્રસન્ન કરવા માંડ્યું પણ સતી કોઈ પણ રીતે પ્રસન્ન નહી થતાં વઢવાણમાં જઇને અંતે સતી થઇને સિદ્ધરાજને પુત્ર નહી થવાનો શ્રાપ આપેલો હતો.

મેરૂતુંગે અણહીલપુર પાટણનું પૂર્વેનું જે વૃત્તાંત લખેલું છે તે ખરેખર આપણને આશ્ચર્ય પમાડયા વિના રહેતું નથી. પૂર્વે અણહીલપુર પાટણ બાર ગાઉના ઘેરાવામાં હતું તેમાં ઘણાં દેવાલય તથા પાઠશાળાઓ હતી, ચોરાસી ચોક હતા, ચોરાસી ચૌટાં (બજારો)

(૧) લોબડી સ્ત્રીઓને ઓઢવાનું વસ્ત્ર.

હતાં, તે સાથે સોના રૂપાના સિક્કા પડવાની ટંકશાળ હતી. નાત પ્રમાણે જેમ ઘરના ઇલાયદા જથા હતા તેમ હાથીદાંત, રેશમ, વેણી, હીરા, મોતી ઇત્યાદિ જુદી જુદી વ્યાપારની વસ્તુઓના જુદાં જુદાં ચૌટાં હતાં, એક નાણાવટીનું ચૌટું હતું, સુવાસિત અને લેપ કરવાના પદાર્થોનું હતું, એક વૈદ્યોનું હતું, એક કારીગર લોકોનું હતું, એક સોનીઓનું હતું, નાવિક, ભાટ અને વહીવંચા એ સર્વના રહેઠાણ જુદાં જુદાં હતાં, નગરમાં અઢારે વર્ણ સુખે વસતી હતી, મહેલની આસપાસ આયુધાગાર, હાથીથાન, ઘોડાહાર તથા હિસાબી અને બીજા ખાતાના અધિકારીઓ, કચેરીઓ જથાબંધ આવી રહી હતી. દરેક જાતના માલને માટે જુદી જુદી વખારો હતી, નગરમાં આવતાં જતાં વેચાણના માલ ઉપર જકાત ઉઘરાવવામાં આવતી જેમકે તેજાના, મેવા, વસાણા, કપુર, ધાતુ અને દેશની દરેક મુલ્યવાન વસ્તુ તે સર્વે વ્યાપારનું ઠેકાણું હતું.

નિત્ય જકાત એક લાખ ટકા થતી હતી. જો તમે પાણી માગો તો દુધ લાવીને આપે. ત્યાં જૈનોનાં ઘણાં દેરાસર હતાં અને તળાવના કિનારે સહસ્ત્રલિંગ મહાદેવનું દહેરૂં હતું. ચંપા, નાળિયેરીઓ, જામફળ, ચંદનના ઝાડ અને આંબા ઇત્યાદિ તથા તેમાં નાના પ્રકારની વેલ અને અમૃત સરખા પાણીના ઝરા આવી રહેલા એવી વાડીઓમાં નગરવાસી લોકો ફરતા અને આનંદ પામતા. અહિંઆં વેદશાસ્ત્રની ચર્ચા થતી તેથી શ્રોતાજનોને બોધ મળતો. જૈન સાધુઓની પણ અહીંઆ અછત નહોતી, તેમજ કહેવા પ્રમાણે પાળનારા અને વ્યાપારમાં કુશળ એવા વ્યાપારીઓની પણ અછત નહતી. વ્યાકરણ શીખવવાની ત્યાં ઘણી નિશાળો હતી. અણહિલવાડ એ મનુષ્યનો સાગર હતો. જો તમારાથી સાગરનું પાણી માપી શકાય તો તમારે તેની વસ્તીની ગણત્રી કરવાની મહેનત કરવી. ત્યાંની સેના અસંખ્ય હતી અને ત્યાં ઘંટધારી હાથીયોની અછત ન હતી.

લખતાં ખેદ ઉપજે છે કે, આટલા બધા દબદબાની નીશાની સરખી પણ રહી નથી અણહિલવાડનું ખંડેર હમણાંના પાટણ

શહેરના કિલ્લાની માંહેની અને બહારની બાજુએ સપાટ પ્રદેશમાં પડેલું છે; પણ તે વલભીપુરના ખંડેરની પેઠે માત્ર ખોદાણ ઉપરથી શોધી કઢાય છે. વનરાજની રાજધાનીનાં ખંડેર બાબેલનના જેવી ઇંટોને બદલે કોરેલા આરસપહાણોનાં ડુંગરની આસમાની રંગની જે સરહદ આહેતાળ ઉજ્જડતાના ક્ષિતિજ ઉપર જોવામાં આવે છે તે ડુંગરા ઉપરથી આરસપહાણનો બધો નહિ તો કેટલોક ભાગ પણ આણ્યો હશે. આવું વર્ણન ફાર્બસ સાહેબે રાસમાળામાં કહેલું છે એટલું જ નહિ પણ રા. રા. મહીપતરામ રૂપરામ નિલકંઠે પણ વનરાજ ચાવડાના પુસ્તકમાં સદરહુ પાટણના પ્રાચીન વૈભવનું આબેહુબ ચિત્ર આપેલું છે. હવે તો સાપ ગયા અને લીસોટા રહ્યા. જે ભુમિ એક વખતે ગુજરાતની રાજધાની ગણાતી હતી અને જેની ગાદી ઉપર ચાવડા, સોલંકી, અને વાઘેલા વંશનાં કેટલાક નામાંકિત રાજાઓ થઈ ગએલા હતા તે પાટણનગર અત્યારે વ્યાપાર ઉદ્યોગ વિના વાટ જોઈ બેઠું છે. અંહીના શ્રીમંતોએ મુંબઈ કલકત્તા અને રંગુનમાં મોટી નામના કાઢી છે, એટલું જ નહિ પણ પાટણને છાજતું કરી વિજયને વાવટે ચડાવ્યું છે તેને માટે આંહીના શ્રીમાન નાગરિકોને ધન્યવાદ આપવો ઘટે છે.

હાલમાં ગામની ઉત્તર દિશાએ હિંગલા ચાચર નામનો જિલ્લો છે અને ત્યાંજ હિંગળાજ માતાનું મંદીર એક ઉંડા ભોંયરામાં છે. અહીંના કેટલાંક લોકોનું એમ માનવું છે કે, ત્યાં પહેલાં સરસ્વતી નામની નદીનું વહેણ હતું કારણકે હાલ પણ તે આરાનું નામ હિંગળાજનો આરો કહેવાય છે. આથી નદિનો પ્રવાહ હાલ ઉત્તર દીશાએ વહે છે તેને બદલે દક્ષિણ દીશામાં વહેતો હોવો જોઈએ. કારણ કે હાલ પણ ત્યાં રેતી પુષ્કળ જોવામાં આવે છે. એટલું જ નહી પણ બીજું એક મજબુત કારણ પણ સહસ્રલીંગ તળાવ હાલમાં નદીના કાંઠા પર આવેલું છે તે ઉપરથી પણ પુરવાર થઈ શકે છે કે નદીના કાંઠે તળાવ ખોદાવવાની જરૂર રહેતી નથી. તે ઉપરથી પણ સિદ્ધ થાય છે કે સરસ્વતી નદીનું વહેણ પ્રથમ દક્ષિણ દિશા તરફ

હોવું જોઈએ. પાટણના વાયવ્ય ખુણાના દરવાજાનું નામ ફાટીપાળનો દરવાજો એવું છે તે ઉપરથી પણ અનુમાન થઈ શકે છે કે પ્રથમ નદી ત્યાં ફાટી હોવી જોઇએ! અને તેના ઉપરથી જુના પાટણનો નાશ પણ થયેલો હોય એમ સંભવે છે. સિદ્ધરાજ અને કુમારપાળ રાજાઓના વખતમાં પાટણનો વૈભવ બહુ જ ઉંચા પ્રકારનો હતો અને ગુજરાતનું રાજ્ય ઉન્નતિને શીખરે પહોંચ્યું હતું તથા તેનો વૈભવ ને સુખ સમૃદ્ધી જોઇને વિદેશી રાજાઓ વખતો વખત તેના ઉપર ચડી આવતા હતા તે ઉપરથી રાજધાનીની જાહોજલાલી વિશેષ હોવી જોઇએ એમ સિદ્ધ થાય છે.

હાલના વસેલા પાટણથી ત્રણ ગાઉ દુર વડલી નામનું ગામ છે ત્યાં કહે છે કે જુના શહેરનો ઘીનો કાંટો હતો. આસપાસના ગામોમાંથી આ શહેરમાં ઘી અને અનાજ પુષ્કળ આવતું હતું. હાલ પણ આંહી દાણા, ઘી અને સરસવ અને એરંડાનો વેપાર ચાલી રહ્યો છે. સરસ્વતીના કાંઠે ઘેલભવાની માતાનું સ્થાનક છે ત્યાં ઘેલભવાનીનો આરો આવ્યો છે. ત્યાં વાર તહેવાર લોકો દર્શન માટે જાય છે. એટલું નહી પણ કેટલાક લોક સ્નાન કરવા તે આરે જાય છે ત્યાં સિદ્ધપુરની યાત્રા જેટલું સ્નાન કરવાથી ફળ થાય છે એમ લોકોનું માનવું છે. પુર્વે આ શહેરનાં મકાનો બહુ જ ભવ્ય તથા જોવા જેવાં હતાં વિમળશા, વસ્તુપાળ આદિક અઢળક દોલતવાળા શ્રીમંતોએ આબુ, ગીરનાર, વગેરે સ્થળે બંધાવેલાં જૈન મંદીરો જોઇને આ શહેરમાં નવા નમુનેદાર મકાનો બંધાવ્યાં હતાં. હાલ પણ કેટલાક શ્રીમંત લોકોએ નમુનેદાર સુંદર મકાનો બંધાવી પાટણની શોભામાં અભિવૃદ્ધી કરી છે શહેરની બહાર બગવાડે દરવાજે પાટણના શ્રીમાન શેઠ રાજરત્ન ન્યાલચંદ શેઠે એક નમુનેદાર ભવ્ય બંગલો મોટા ખર્ચે બંધાવી તેની આગળ સુંદર બગીચો બંધાવ્યો છે તે પણ ખરેખર જોવા લાયક છે અને તે શિવાય પન્નાલાલ બાબુ તથા કોટાવાલા શેઠે પણ સારા મકાનો બંધાવ્યાં છે. એ સિવાય બીજા ઘણા શ્રીમંતોના મકાનો જોવા લાયક છે, પાટણમાં હાલ પણ જૈન

ધર્મના અનુયાયીઓ મોટા ખરચે મોટા ઓચ્છવો કરી લાખો રૂપિઆનું ખર્ચ કરી રહ્યા છે. અને પચુસણ આદિક પર્વોમાં તેઓ જે વરઘોડા ચડાવે છે તે પણ ખરેખર જોવાલાયક છે એ વરઘોડામાં જે જે સાહીત્ય તેઓ પ્રજાને બતાવે છે તે ઉપરથી એવું અનુમાન થાય છે કે તેના દેરાશરોમાં લાખો રૂપીઆનું ખર્ચ ધર્મના વાસ્તે શ્રીમાનોએ કરેલું છે ત્રિપોળીઆથી હીંગળાચાચર સુધી જુદા જુદા વેપારીઓની હારબંધ દુકાનો આવી રહેલી છે અને તેમાં જુદી જુદી જાતનો સામાન રાખવામાં આવેલ છે. પાટણમાં જૈન લોકો તરફથી પાંજરાપોળ પણ જોવા જેવી છે અને તેમાં હજારો જાનવરોનું પોષણ થાય છે. પાટણમાં મુસલમાન લોકોની પણ બહોળી વસ્તી છે. પણ તેઓની સ્થિતિ ગરીબ હોવાથી કાંઈ આગળ પડતો લાભ લેતા નથી તેનું કારણ કે તેઓને આ શહેરમાં જેવો જોઈએ તેવો ઉદ્યમ નહિ મળવાથી પરદેશમાં નોકરી કરી પોતાનું ગુજરાન ચલાવે છે. હાલમાં તેઓનું લક્ષ કેળવણી વધારવા તરફ થતાં ઘણાં નવિન ઉદ્યોગ હુન્નર શોધવા લાગ્યા છે જો તેમને રાજ્ય તરફથી મદદ આપવામાં આવે તો ઘણી થોડી મુદતમાં આગળ પડતો ભાગ લઈ શકે. એ સિવાય શહેરમાં વણકર લોકોની પણ સારી વસ્તી છે. તેઓ સુતરના વેપારમાં તથા ખાદીના કપડાં તૈયાર કરી પોતાનું ગુજરાન ચલાવે છે. મશરૂ અને પટોળાં પણ આ શહેરમાં સારાં તૈયાર થાય છે. ને તે બહાર દેશાવર ખાતે વિશેષ વખણાય છે. હાલ જોકે તેનો ધંધો પડી ભાગ્યો છે. પણ તેઓનો કસબ બરાબર વખાણવા જેવો છે.

૧૧૭૯ માં અજ્યપાળનો નાનો ભાઇ બીજો ભીમદેવ પાટણની ગાદી ઉપર થઈ ગયો હતો તેને ભોળો ભીમદેવ પણ કહે છે તે અણહીલપુર પાટણનો શણગાર હતો અને અગાધ સમુદ્ર જેવો બળવાન હતો. તેની પાસે અજીત ચતુરંગી સેના હતી. તેના વખતમાં અમરસિંહ શેવડો કરીને એક જૈન સાધુ હતો તે ભીમદેવની સેવામાં હતો, તે પોતાના મંત્ર વડે કરીને સ્ત્રી પુરૂષ ને દેવને વશ કરતો તેને કેટલાક

બ્રાહ્મણોના ઘર બાળી નાંખીને દેશપાર કર્યા હતા. એ ભોળા ભીમદેવે એક વખતે આબુના જેતસી પરમારની ઇચ્છનકુમારીનું પરણવા માટે માગું કર્યું તે તેણે નહી સ્વીકારવાથી પરમાર વંશમાં કુસંપના બીજ રોપાયાં હતાં. એ જેતસી પરમારે તુરત પોતાની પુત્રીના લગ્ન સોમેશ્વરના પુત્ર પૃથુરાજ વેરે કરવાથી અગ્નિમાં ઘી હોમાયું. ભોળા ભીમદેવે સોમેશ્વર સાથે યુદ્ધ કરી તેને માર્યો એટલે પૃથુરાજે પોતાના બાપનું વેર વાળ્યા વિના પાઘડી નહી બાંધવાનું પણ લીધું અને પોતાના એક સુમિત્રચંદ્ર બારોટને જાળ, નિસરણી, કોદાળી દીવો અંકુશ અને ત્રિશુળ લઇને ગુજરાતની રાજધાની પાટણમાં ભોળા ભીમદેવ પાસે મોકલ્યો તે ચંદ બારોટ અણહીલપુર પાટણમાં દાખલ થયો તેને જોવાને માટે હજારો માણસો રાજ્ય દરબારમાં ભેગા થયા. ભીમ બોલ્યો,, "એ બારોટ આ વસ્તુઓ તું શા માટે લાવ્યો છે તે ઝટપટ કહી દે" ચંદે ઉત્તર આપ્યો કે પૃથુરાજ કહે છે કે "જો તમે પાણીમાં પેસશો તો આ જાળ વડે તમને ઝાલીશું, આકાશમાં જશો તો આ નીસરણીથી; પાતાળમાં જશો તો કોદાળીથી; અંધારામાં પેશી જશો તો આ દીવાથી શોધી ઝાલીશું; આ અંકુશ વડે તમને વશ કરી લઇશું, ને આ ત્રિશુળ વડે તમને પુરા કરીશું જે જે દેશમાં સૂર્ય ઉગતો હશે તે તે દેશમાં તમે જશો તો પૃથુરાજ તમારી પચ્છવાડે પડશે. આવું સાંભળી ભીમ બોલ્યો કે, હું ભીમ જે બીવરાવે તેના ભુકા કાઢી નાખું અને યુદ્ધમાં જેનાથી સર્વ માણસ ડરી જાય એવો ભયંકર છું. માટે ચડયું ચડયું બોલ નહિ પણ નમ્રથા અને આગળ શું નીપજ્યું હતું તે દિવસ સંભારતાં ચંદ બોલ્યો, " ઉંદર કદાપી કોઇ બિલાડી ઉપર જીત મેળવે, ગીધ કદાપી પવિત્ર હંસના માથા ઉપર થનથનાટ કરે, હરિણ કદાપિ લડાઇમાં સિંહની બરાબરી કરી શકે, સાપની સામે દેડકું કદાપિ લડતાં જય પામે એ સર્વ વાત કદાપિ દેવની કૃપાથી બને, પણ એવું સદા નિપજે છે એમ તારે ધારવું નહિ. પર્વત ઉપર છુપાઇ ગયેલા અરણ્યને બાળીને ભસ્મ કરનાર અગ્નિ સાથે દીવાનો મુકાબલો થઇ શકે ! ભીમ બોલ્યો, "ભાટના છોકરા શબ્દો વડે, દૈત્ય

ગાળો વડે લડે, અથવા ભાઇઓ વારસાનો ભાગ લેતાં મુક્કીઓથી લડે પણ સોમેશ્વર તો મરણ સાથે લડવાનો છે. જા તારા રાજાને કહે કે તારાં એવાં વચનોથી ભોળો ભીમદેવ બી જાય તેવો નામર્દ નથી. ચંદ બારોટે પૃથુરાજ પાસે સર્વે હકીકત નિવેદન કરી તે ઉપરથી ભારે યુદ્ધ થયું છેવટે આ ભોળા ભીમદેવને પૃથુરાજે માર્યો અને પોતાના પીતાનું વેર લીધું. આ લડાઇનું વર્ણન રાસમાળામાં અથ ઇતિ આપવામાં આવેલ છે. સિદ્ધરાજ અને કુમારપાળ રાજાઓના વખતથી જ મુસલમાન રાજાઓની અવાર નવાર સ્વારીઓ અણુહીલપુર પાટણપર ચઢી આવતી પરન્તુ તે રાજાના સામર્થ આગળ તેનું કાંઈ ફાવતું નહોતું. જ્યારે ભોળા ભીમદેવનો અમલ અણુહીલપુર પાટણમાં થયો ત્યારે કેટલાક મુસલમાન પરદેશી રાજાઓ અણુહીલપુર પાટણપર ચડી આવ્યા હતા તે ઈતિહાસ ઉપરથી જાણવામાં આવે છે. ઇ. સ. ૯૬૧ થી ૧૨૪૨ સુધી સોલંકી વંશનો અમલ રહ્યો. ત્યારબાદ વાઘેલા વંશના રાજાઓનો અમલ અણુહીલપુર પાટણમાં જામ્યો. વિક્રમ સંવત ૧૩૧૨ પુરો થશે ત્યારે સર્વ દેશમાં ત્રણ વર્ષ સુધી કાળ પડશે માટે જુદા દેશોમાં હોંશીયાર વાણોતરોને મોકલીને બધી જાતનાં ધાન્યનો સંગ્રહ કરવો એવું જૈન જ્યોતિષિઓના પુસ્તક ભંડારમાંથી નિકળી આવ્યું. જગડુશા નામના એક શ્રીમંત શેઠીઆએ આ તકના પર વિશ્વાસ રાખી દેશપરદેશ માણસો મોકલી અનાજ ભેગાં કરાવી રાખ્યાં. બનવા કાળ પ્રબળ છે તેથી પૃથ્વીતલને વિષે વરસાદ વરસ્યો નહિ, અને મોંઘવારી થતાં અનાજ મળવા લાગ્યું નહિ. ત્યારે ભુખે મરતા લોકોને જગડુશાહે મફત અનાજ આપવા માંડ્યું ને પરદેશમાં પણ અનાજ મફત મોકલવા માંડ્યું. દુકાળના બે વર્ષ વિત્યા પછી રાજાઓના અનાજના કોઠારો પણ ખાલી થઈ ગયા તે વખતે વિસલદેવનો પણ કોઠાર ખાલી થઇ ગયો હતો. ત્યારે તેણે પોતાના મંત્રી નાગડને જગડુની પાસે મોકલ્યો એટલે તે અણુહીલપુરમાં ગયો અને પોતાની સાથે વેપારીઓને લઇ જઇને દિવ્ય રત્નોનો નજરાણો

કરીને રાજાને નમન કરીને બેઠો તે વખતે એક ચારણ બોલ્યો કેઃ—

હે શાહ પુત્ર! તુજ વણ, પેખું પુણ્ય ન અવરનું કાંઇ અટકે;
જનવામ કુક્ષ પેશી, આંતરડા કર્ણુંર કુણ પેખી શકે.

આવું અર્થાન્તર ન્યાસવાળું ચારણનું વચન સાંભળીને પૃથ્વીપતિ (વિસલદેવ) રાજી થયો અને વ્યવહાર વર જગડુને કહ્યું અહીંઆ તમારા સાતસો કણના કોઠાર છે એમ સાંભળ્યું છે માટે તે તમારી પાસેથી લેવા માટે મેં તમને અહીં બોલાવ્યા છે. રાજાનું આવું વચન સાંભળીને જગડુશાહ હસતે વદને એમ બોલ્યા; કે મારે તો અહીંઆં એક કણ સરખો પણ નથી, જો મારા બોલવામાં આપને સંદેહ આવતો હોય તો કણ કોઠારો ઈંટોમાં જડાવી લીધેલા ત્રાંબાના પતરામાંનો લેખ જોશો એટલે ખાતરી થશે. રાજાએ લેખ મંગાવી વાંચ્યો તો તેમાં કોતરેલું હતું કે જગડુએ આ કણ રંકને અર્થે જ રખાવ્યો છે. પછી જગડુએ રાજસભા વચ્ચે વિવેચન કર્યું કે જગતમાં દુકાળથી પીડાઇ ને જાનો મરી જાય તો તેનું પાપ મને બેસે, એમ કહીને તે વીર પુરૂષે આઠ હજાર કણના મુડા રાજાને આપ્યા. આવું જોઇને સોમેશ્વર આદિ કવિઓ હાજર હતા તેમણે જગતમાં સ્તુતિ કરવાને યોગ્ય એવી જગડુની કેટલીક કવિતાઓ પ્રસંશાની કરી હતી.

લોકપાળ સૌ લોકના, ઈન્દ્ર આદિ લેખાય;
લોકપાળ તો એકલો, જગડુ જગ દેખાય.
અતિદાન આપવામાં તત્પર રહે એવો,
હવણાં તો એક નર જગડુ ગવાય છે.

એ સિવાય ઘણા કવિઓએ જુદી જુદી કવિતાઓ આ શ્રીમાન શાહ માટે કરી છે, વાઘેલા વંશનો છેલ્લો રાજા કરણઘેલો થઈ ગયો તેના વખતમાં અણહીલપુર પાટણ ઉપરથી રજપુત રાજાઓનો અમલ સમાપ્ત થાય છે. કરણઘેલાને માધવ અને કેશવ નામના બે નાગર બ્રાહ્મણ કારભારી હતા અને તે કાઠીઆવાડમાં આવેલા વઢવાણના રહેવાસી હતા. હાલ પણ ત્યાં માધાવાવ નામથી તે પ્રસિદ્ધ છે. જેવી

રીતે રાવણની દુષ્ટ બુદ્ધિથી લંકાનો નાશ થયો તે જ પ્રમાણે અણહીલપુર પાટણનો અસ્ત પણ પર સ્ત્રીના પ્રસંગથી થએલો માનવામાં આવે છે. એ માધવની સ્ત્રી બહુજ સ્વરૂપવાન હતી અને તેના ઉપર રાજા કરણની દ્રષ્ટી બગડી, એક વખતે માધવની સ્ત્રી શિવજીના દર્શન કરવાને જતી હતી ત્યાં કરણરાજાની સ્વારી જતી હતી. તેની દ્રષ્ટી તુરત તેના ઉપર પડી. એ ઉપરથી પાપના મુળ રોપાયાં અને ગુજરાતની પ્રાચીન રાજગાદીનો અસ્ત થવાનો સમય આવ્યો આ બાબતનો દોષ માધવ પર આવી પડેલો છે એમ ઇતિહાસકર્ત્તાઓ કહે છે.

ગુજરાતનો છેલ્લો રાજા કરણ વાઘેલો એક વખત શરદ પૂર્ણીમાને દીવસે અણહીલપુર પાટણમાં ફરવા નિકળ્યો ફરતાં ફરતાં દરવાજે ઉઘડાવી શહેરની બહાર નિકળ્યો ત્યાં તેઓના શ્રવણે કેટલીક સ્ત્રીઓના સુંદર રાસડા સંભળાયા, એટલે તુરત તે શમશાન ભણી ગયો ત્યાં એક ચિતા બળતી હતી. અને તેની આસપાસ કેટલીક સ્ત્રીઓ રાસડા ગાતી હતી. કરણના પાસવાનો રાજાને બહુ સમજાવવા લાગ્યા કે હે રાજા! ત્યાં આપણે જવાનું કામ નથી કારણ કે તેઓ ડાકણીઓ છે. એટલે નક્કી આપણને ભય ઉપજાવશે. કરણરાજા પોતાના પાસવાનોનું કાંઇપણ નહિ માનતા તુરત જ્યાં સ્ત્રીઓ રાસડા ગાતી તે જગ્યાએ જઇને ઉભો. ત્યારે સઘળી બાઇડીઓ ક્રોધાયમાન થઇને સ્થિર ઉભી રહી ને રાજાની સામે ડોળા કાઢીને બોલી અલ્યા માનવી! તું રંક હોય કે રાજા હોય, પણ અહીંયા તારે આવવાનું શું કામ હતું? તેં અમારી રમતમાં કેમ ભંગ પાડયો? અમે બધાં મળીને તને ખાઈ જઇશું. અમે વાણિઆ ને બ્રાહ્મણની બાઈડીઓ હતી, પણ અમે સઘળી સુવાવડમાં મરી ગઈ, અમારા ધણીઓ બીજી વાર પરણ્યા તેથી અમારી પાછળ યોગ્ય ક્રિયા કીધી નહિ માટે અમારી આ અસદ ગતિ થઇ છે, માટે હે રાજા! જો તું તેઓને કહીને તેઓની પાસે અમારે સારૂ નારાયણ બળી સરસ્વતી નદીને

કાંઠે સરાવશે તો જ અમારો ઉદ્ધાર થશે. રાજાએ તુરત તેઓનાં ધણીનાં નામ લખી લીધાં ને તેઓને વચન આપ્યું કે "હું તમારો જલદીથી આ ગતીમાંથી છુટકો કરાવીશ. વંત્રીઓ રાજાના અભય વચનો સાંભળી બહુ જ પ્રસન્ન થઈ અને તેના બદલામાં રાજાને શીખામણ દેવા લાગી, હે રાજા જગતમાં સ્ત્રીઓથી ઘણી ઉથલપાથલ થઇ છે. સીતાને રાવણ લઇ ગયો તેથી લંકાનો નાશ થયો ને રાવણનું મૃત્યુ થયું, દ્રૌપદીના ચીર પાપી દુશાસન પાસે અભિમાની દુર્યોધને ખેંચાવ્યા તેથી કુરૂક્ષેત્રનું યુદ્ધ થઈ તેમાં કૌરવોના ને પાંડવોના અસંખ્ય મનુષ્યોનો સંહાર થયો. માટે હે રાજા! સ્ત્રીઓથી બહુ સંભાળીને ચાલવું, અને તેઓ સાથે જેમ બને તેમ થોડો સંબંધ રાખવો."

કરણ રાજા એટલું સાંભળી પાછો વળ્યો ત્યાં એક શીવાલયના મંદિરમાં રામલીલાનું નાટક થતું હતું તે જોવાને ગયો. ત્યાં દર્શન કરવાને ઘણા માણસો આવતાં હતાં તેમાં માધવની સ્ત્રી રૂપસુંદરીનું સ્વરૂપ જોઇને કરણ રાજા બેભાન બની ગયો અને થાંભલાની પેઠે અરધો કલાક જડ બની ગયો. થોડી વાર પછી રાજાને જ્યારે ભાન આવ્યું ત્યારે તે બોલી ઉઠયો; "અરે! હું જાગતો છું કે ઉંઘમાં? મેં કાંઈ ઉંઘમાં સ્વપ્નું તો નથી જોયું? શું ઇંદ્રપુરીથી કોઈ રંભા આવી? શું સ્વર્ગમાંથી અપ્સરાઓ ઉતરી? શું જગદંબા જાતે આવી? આવા ને આવા વિચારમાં તે ગાંડો બની ગયો. રાજમહેલમાં આવી શયનગૃહમાં સુવા ગયો પણ નીંદ્રાદેવી તેના પડખે ચડે નહિ. તેને તો રૂપસુંદરીનાં જ સ્વપ્ના આવ્યા કરે. અહો! મહારા પ્રધાન માધવને ઘેર આવી સ્વરૂપવાન સ્ત્રી છે! પ્રભાત થતાં રૂપસુંદરીને તાબે કરવાના પ્રયાસો રચવા માંડયાં. માધવને બોલાવી રાજાએ કહ્યું આપણાં રાજ્યમાં ઘોડાઓ સારા કચ્છી નથી માટે તરત કચ્છમાં જઇ સારા ઘોડા લઈ આવો કારણ આપણા રાજ્યની શોભા માટે સારા અશ્વની જરૂર છે. માધવ બિચારો રાજાના પાપી વિચારોને કયાંથી જાણી શકે? તુરત ખજાનામાંથી હજારો રૂપિઆ લઈ કચ્છ તરફ રવાના થયો. પાછળથી રાજાએ પોતાનો દુષ્ટ હેતુ પાર પાડવા માટે કેશવને મારી

નાંખ્યો અને રૂપસુંદરીને કબજે કરી ત્યાંથી જ વાઘેલા વંશનો અને ગુજરાતની ગાદીના અંતનો આરંભ થયેલો છે એમ ઇતિહાસકર્તાઓ કહે છે તે સત્ય છે.

જ્યારે કેશવનું કરણ રાજાએ ખુન કર્યું ત્યારે તેની સ્ત્રી ગુણસુંદરી સતી થવાને ચાલી નીકળી. મરતી વખતે તેણે નીચે પ્રમાણે વચનો કહ્યાં છેઃ—

'તેજ ક્ષણે ગુણસુંદરીએ પોતાના બે હાથ ચોળી બળતા અંગારાએ ખોબો ભર્યો અને તે શહેર ઉપર ફેંકી બોલ્યાં, જે રાજાએ વગર વાંકે પર સ્ત્રી, પોતાના મુખ્ય પ્રધાનની વહુ, બ્રાહ્મણી અને તે પણ વળી નાગર જ્ઞાતીની, એવીનું હરણ કીધું, જે રાજાએ એવું કામ કરી તેના મુખ્ય પ્રધાનને, તેનું ભલું ઇચ્છનારને, તેના રાજ્યનું સુખ વધારનારને તેના દરબારમાંથી હમેશાંને માટે કાઢી મુક્યો, જે રાજાએ બળાત્કારે પર સ્ત્રી હરણ કરવામાં તેનો કારભારી જે બ્રાહ્મણ હતો તેની હત્યા કરાવી; અને રાજાએ બ્રહ્મહત્યાને સ્ત્રીહત્યા પણ કરાવી અને અગર જો તે સ્ત્રીના મનને મરવું દુર્લભ છે અને કૈલાસના લોકમાં જવા જેવું છે તોપણ તેના અકાળ મૃત્યુથી તેના માબાપ, ભાઈ, બ્હેન, સગાંવહાલાં ઇત્યાદિને જે પરમ દુઃખ થશે તેનું કારણ જે રાજા છે તે રાજા ગણ્યા દહાડામાં વનવન રઝળશે; તેની બૈરી પારકા લઇ જશે; તેની છોકરી દુઃખ પામી પામીને પર પુરૂષના હાથમાં જઈ પડશે; તેનું મોત તે પોતે માગી લેશે તે કયાં અને કયારે મુઓ તે કોઈ જાણશે નહી; તેનું નામનીશાન રહેશે નહી, તેના મહેલમાં તેના શત્રુ આવી વસશે, રાજાના પાપથી રૈયત દુઃખી થાય એવો નિયમ છે તે પ્રમાણે આ અણહીલપુર પાટણનો નાશ થશે તેનું દ્રવ્ય લુંટાઇ જશે તેના વ્યાપારીઓ જડમુળથી ઉખડી જશે; અને કેટલાએક કાળ પછી આ ઠેકાણે આવું મોટું શહેર હતું તેનું એક પણ ચિન્હ રહેશે નહિ રે જગદંબા! મારો આ શ્રાપ ફળજો. જો મારૂં આ વચન સિદ્ધ ન થાય, તો મને પાપી, દુષ્ટ, ઢોંગી અને મિથ્યા સમજજો;

માટે તેતરીશ કરોડ દેવતાઓ! મને સહાય થજો, અને મારૂં વાકય ફળીભુત થજો."

આ સતીનો શ્રાપ સાંભળીને પાટણના નાગરિક લોકોનાં મન ઉદાશ થઈ ગયાં. શ્રીમંત લોકો પોતાનું ધન સંતાડવા લાગ્યા શહેરનો વ્યાપાર ને વૈભવ દિવસે દિવસ ઓછો થવા લાગ્યો ઘેર ઘેર અશુભ ચિન્હો જણાવા લાગ્યાં. માધવને આ વાતની ખબર પડતાં પારાવાર દુઃખી થયો અને હવે કોઇપણ રીતે મારે વેર લેવું જોઇએ એમ ધારી સિદ્ધપુર આવ્યો ત્યાં અણહીલપુર પાટણનો એક સંઘ કેદારનાથ યાત્રા અર્થે જતો હતો તેમાં એક ડોસી હતી તેના પાસે સો સોનામહોરો હતી પણ રાત્રીએ જ્યારે સુવે ત્યારે પોતાની પોટલી પોતાની બગલમાં રાખીને સુતી તેના સાથે તેનો ભત્રિજો હતો તેની વૃત્તિ એવી હતી કે ડોસીને મારીને માયા બધી લઈ લેવી. આ સંઘમાં દીલ્લી જવા માટે માધવ પણ સિદ્ધપુરથી પરબારો સામેલ થયો હતો. એક વખતે પેલા ભત્રિજાએ લાગ જોઇને ડોસીને રાત્રે મોંમાં ડુચો દઈ મારી નાંખીને પેલી પોટકી માંહેનું ધન એક ખાડો ખોદી જમીનમાં દાટી દીધું પ્રભાત થતાં સંઘના બધા માણસોને ડોસીના મરણની ખબર થતાં ધન ગુમ થયાની વાત જણાવી પેલા ભત્રિજાએ આસપાસ તપાસ કરતાં માધવ ઉપર શક જણાવી તે ગામના રાજા પાસે ફરીઆદ કરી ભત્રિજો બહુ જ લુચ્ચોને ખટપટી હતો માટે રાજાના પ્રધાનને કાંઈ લાંચ રૂશવત આપી પોતાનો બચાવ કર્યો રાજાએ આવતી કાલે અગ્નિદિવ્ય કરાવ્યું ને આ બ્રાહ્મણ ગુનેગાર છે કે નહિ તે નક્કી કરવું. સવાર થતાં હજારો લોકો આ તમાસો જોવા ભેગા થયા. થોડે દુર દેવતા: સળગાવી તેમાં પૈડાની લોઢાની વાટ એક લુહારે લાલચોળ તપાવી તૈયાર કરી. પ્રથમ ભત્રિજાને અડકવાનું કહેતાં સહેજ અડતાં લાંચીઆ કારભારીએ કહ્યું બસ હવે એ તો પાર પડયો હવે એ બ્રાહ્મણે વાટ ઉચકવી જોઇએ. માધવ વાટ જોઇને થરથર ધ્રુજવા લાગ્યો ને તેના શરીર ઉપરનું તમામ લોહી ઉડી ગયું તે જોઇ માંહી માંહી વાતો કરવા લાગ્યા કે આ ચંડાળ

બ્રાહ્મણે ખુન કીધું છે. માધવના મનમાં એ સાંભળી ઘણું કષ્ટ થયું તેથી કાંઇ વખત મળે તો ધીરજ આવે એ મતલબથી તેને એક પાસેના કુવામાં ન્હાવા જવાની રજા માગી. રજા મળ્યા પછી પોતાના લુગડાં ઉતારીને કુવા પાસે ગયો; ને ત્યાં ઉભો રહી વિચાર કરવા લાગ્યો કે હવે શું કરવું. "સાચને કદી ન આવે આંચ" એ પ્રમાણે કહેવત છે ખરી તો પણ સાચાનો હાથ ન બળે અને જુઠાનો બળે એતો લોકોનો વહેમ છે, એ હું સારી પેઠે જાણું છું. જગતમાં ઘણા સત્યવાદી માણસો ભુખે મરે છે અને જુઠા લોકો પ્રપંચ કરીને ગાડીઘોડે બેસી ફરે છે ત્યારે પરમેશ્વરની સહાયતા કયાં ગઇ? અગ્નીનો સ્વભાવ છે કે જે તેને અડકે તેને તે બાળે ત્યારે સાચા જુઠાનો મેળ કયાં રહ્યો. માટે ચંડાલને હાથે મરવા કરતાં આ કુવામાં પડી મરવું વિશેપ ઉત્તમ છે એમ કહી જેવો કુવામાં ભુસ્કો મારવા જાય છે કે કુવામાંથી "**सत्यमेव जयते**" એવો ગેબી અવાજ નિકળ્યો એટલે તેને ધીરજ આવી તુરત લોઢાની વાટ ઉપાડવા ગયો તો ત્યાં કીડીઓ દેખાણી એટલે તેને ધીરજ આવી. પછી હીંમતથી વાટ ઉંચકી પોતાનું સત્ય બતાવ્યું લોકોમાં પણ તેના સત્યની પરીક્ષા થઇ અને તે સાચો ઠર્યો. પછી રસ્તામાં ચાલતા માધવને અનેક પ્રકારનાં દુઃખ પડયાં મહા મહેનતે તે દીલ્લી પહોંચ્યો તે વખતે અલાઉદીન બાદશાહના શહાજાદાની સાલગ્રેની સ્વારી ચડી હતી આખા શહેરના માણસો તે જોવાને માટે બજારમાં ભેગા થયા હતા ત્યાં માધવ પણ જોવા ગયો હતો. પણ માધવના મનમાં તો મને કઈ રીતે પાટણનો વિનાશ કરવાની તક મળે એમ હતું. અલાઉદીન બાદશાહે લાખો રૂપિઆનું દારૂખાનું મંગાવ્યું હતું. જ્યારે દારૂખાનું શરૂ થયું ત્યારે ઘણા માણસોના લુગડાં સળગવા લાગ્યાં ને હાથી ઉપર બેઠેલા શાહજાદાના કપડાં પણ સળગવા લાગ્યાં. આ તકનો લાભ લઈ માધવે હિમત કરી શહાજાદાને એકદમ બચાવી લીધો અને પોતાના મનમાં હર્ષ પામવા લાગ્યો કે મારો દીલ્હીનો ફેરો સફળ થયો. શહાજાદાએ જે માગે તે આપવાનું વચન આપ્યું આથી તે ઘણો હર્ષવાન થયો સવારે બાદશાહ અલાઉદીને સભા ભરી માધવને

તેડાવ્યો ને તેના પર ઘણો ખુશ થઈ તમામ હકીકત પુછવા લાગ્યો ત્યારે માધવે કહ્યું જહાંપના આખા હિંદુસ્થાનમાં ગુજરાત જેવો ફળવાન તથા દ્રવ્યવાન દેશ બીજો કોઈ નથી તે હિંદુસ્તાનનું કાચું સોનું છે તથા સઘળી જાતની પેદાશ થાય છે તેની તમામ જમીન ખેડાય તેવી છે નદી નાળાંથી ભરપુર છે તેમાં ઘણા સુંદર વન છે તેમાં રળીઆમણા પહાડો છે સારાંશ કે તે આ લોકમાં દેવલોક જેવું છે. ત્યાંનો રાજા કરણઘેલો દુષ્ટ કૃતઘ્ની તથા હઠીલા સ્વભાવનો છે. તેથી તેના ઉપર લોકોની જરા પણ પ્રીતી નથી રાજ્ય પહેલાં બળવાન હતું, પણ હાલ કેટલી એક મુદત થયા તે નિર્બળ થઈ ગયું છે ખંડીઆ રાજાઓ ખંડણી બરોબર આપતા નથી. સામંત લોકો અસંતોષી છે, સિપાઇઓના પગાર ચડેલા રહે છે તેથી તેઓ પણ નાખુશ રહે છે. દેશમાં બીજા લોકોમાં શુરાતન રહ્યું નથી. મારા પર લોકોની પ્રીતી છે. મારા ઉપર જે જુલમ ગુજર્યો છે તે ઉપર લોકો ત્રાસ ખાય છે, હજી રાજ્યમાં મહારા ઘણા મિત્રો છે. આપના ત્રાસથી બીજા રજપુત રાજાઓ થરથરી ગયા છે. જેથી આ સમયે તેઓ પણ તેને સહાય થશે નહિ, બલકે તેના લશ્કરનો કેટલોક ભાગ મારે લીધે આપણુને આવી મલશે. માટે ગુજરાત જીતવું કાંઈ મુશ્કેલ નથી. આપને મનતો છોકરાની રમત છે તેથી મહારી અરજ એટલી જ છે કે તે દેશ સર કરવો, અને તેનો સુબો ગમે તેને મુકરર કરવામાં આવે તો પણ તેના હાથ નીચે મુખ્ય કારભાર મને સોંપવો."

અલ્લાઉદ્દીને માધવનું વૃતાંત સાંભળી ગુજરાત ઉપર ચડાઈ કરવાનો ઠરાવ કર્યો અને અલ્લાઉદ્દીન બાદશાહનું મોટું લશ્કર ગુજરાતની રાજધાની અણહીલપુર પાટણ ઉપર લાવ્યો તે વખતે માધવની ધારણા પ્રમાણે કોઈપણ પાટણના નાગરીકો માધવના પક્ષમાં મળ્યા નહિ અને પોતાના રાજનું રક્ષણ કરવાને ચાંપતા ઉપાયો લેવા લાગ્યા.

લડાઈ બહુજ ભારે થઈ તેમાં આખરે કરણ રાજા ભાગી ગયો ત્યારે બધી રાણીઓ કલ્પાંત કરવા લાગી પણ માધવની સ્ત્રી રૂપસુંદરી

પોતાના મનમાં હર્ષ પામવા લાગી કે મારા ધણીએ મહાશ્રમ કરી ભારે વેર લીધું તે ઠીક કર્યું. કમળાદેવીને પકડી ગયા ને તેને મુસલમાન બાદશાહે વટલાવી પોતાની બેગમ કરી દેવળદેવી કરણના ભેગી બાગલાનના કીલ્લામાં જતી રહી તેને કમળા દેવીએ ઘણાં કહેણ મોકલાવ્યાં પણ તે, મુસલમાન બાદશાહને શરણે થઈ જ નહિ. જ્યારે અણહીલપુર પાટણ છોડીને કરણ જતો રહ્યાં ને કમળાદેવી બાદશાહની બેગમ થઈ પણ પાટણના લોકોના મોઢે જ્યારે કમળાદેવીએ પાટણ-ની સ્થિતિ સાંભળી ત્યારે જનાનખાનામાં પોકેપોકે રોવા લાગી અને પોતાની જન્મભુમી છોડી મુસલમાનને શરણ થવાનો વખત આવ્યો તેને માટે અત્યંત ખેદ કરવા લાગી.

"કરણરાજરે તું કયાંહરે ગયો,
નગર છોડીને શીદરે રહ્યાં,
કરમ ફુટયું પ્રાણ જાયરે,
સુખ સદા ગયું હાય હાયરે,
તુજ વિના હવે અન્ન ના ગમે,
મન તણી મહા વેદના દમે,
દરદ તાહરૂં ના ખમાયરે,
સુખ સદા ગયું હાય હાયરે."

કમળાદેવીએ વિલાપ તો પુષ્કળ કર્યો પણ ઉગરવાનો બીજો ઉપાય નહિ હોવાથી તે મુસલમાન બાદશાહને સંપૂર્ણ રીતે તાબે થઈ પણ છેવટે પોતાની વહાલી પુત્રી દેવળદેવીનો પ્યાર તેને લેશમાત્ર ઓછો થયો નહિ એટલે બાદશાહને દેવળદેવી લાવી આપવાની વિનંતી કરી તે ઉપરથી બાદશાહે બાગલાણના કિલ્લામાં મલેક કાફુર દેવળદેવીને લઈ આવવા હુકમ કર્યો આથી કરણ રાજાને દુઃખમાં વિશેષ દુઃખ શું થયું હશે તેનું વર્ણન થઈ શકતું નથી. જ્યારે બાગલાણના કીલ્લામાં મલેક કાફુર આવી કરણ રાજાને દેવળદેવી દેવાનું સમજાવતાં કરણ રાજાની ઉર્મી તપી આવી એટલું જાણી હમણાં ક્રોધાવેશમાં તે બોલ્યો કેઃ—

" અમે રજપુત મોતથી બ્હીતા નથી. અમે મરવાને માટે જ આવેલા છીએ, તે જીવતા પાછા ઘેર જવાના નથી. અમે તમને તમારા પાદશાહને, તમારા લસ્કરને ધિક્કારીએ છીએ અમને સહાય કરનાર પરમેશ્વર છે, અમે એક તેને ભરોંસે તથા સત્યને આધારે લડીએ છીએ. પછી જો હારીશું તો અમારાથી જેટલું બન્યું તેટલું કીધું એટલો જ અમને સંતોષ થશે માટે જ્યાંસુધી અમે જીવતા છીએ ત્યાંસુધી દેવળદેવીને અમે તમારે સ્વાધીન કરવાના નથી કદી નહિ, કદી નહિ, કદી નહિ, જો લેવી હોય તો આવીને લઈ જાઓ. એટલોજ જવાબ છે તે જેણે તમને મોકલ્યા હોય તેને પહોંચાડજો.

કરણ રાજા એક વખત બાગલાણના કીલ્લામાં સુતો હતો ત્યાં અચાનક મુસલમાન લસ્કરનો હલ્લો થવાથી તેને એમ લાગ્યું હતું કે હવે આપણો ઉપાય નથી પણ આપઘાત કરવાથી તો નર્કમાં જવાય છે અને દુનિઆમાં બહુ જ અપકીર્તિ થાય માટે હવે કરવું શું ! એવા વિચારના વાદળમાં ઘેરાઇ છેવટે તેની ઉર્મી તપી આવતાં હાથમાં તલવાર લઈ કીલ્લાની બહાર દેવળદેવીને આશિર્વાદ દઇ મરવાને માટે નીકળી પડયો બહાર જંગલમાં એક શિવાલય હતું ત્યાં તેની પુર્ણ પ્રેમથી પુજા કરી જેવો પોતાની ઉઘાડી તલવાર પોતાના ગરદને મુકવા જાય છે ત્યાં અચાનક તેનો હાથ કોઇએ પકડી રાખ્યો હોય તેમ જણાયું એટલામાં દેવળના ઘુમટમાંથી ગેબી અવાજ થયો. હે કરણ રાજા તારા દુઃખનો પાર જ નથી, પણ તું આપઘાત કરીશ મા ! જે થાય તે થવા દે, તને કાલે બચવાનો રસ્તો જડશે માટે ધીરજ રાખ ' કરણને આ ગેબી શબ્દોથી કાંઇ ધીરજ આવી અને આ વાણી ખરી પડશે તેના ઉપર સંપુર્ણ વિશ્વાસ રાખી તલવાર મ્યાનમાં ઘાલી મહાદેવને સાષ્ટાંગ દંડવત કરી કીલ્લા તરફ ગયો.

કરણ રાજાને મનમાં લાગ્યું કે " જીવતો નર ભદ્ર પામસે " માટે ધીરજ રાખી દુઃખ સહન કરવામાં જ મજાહ છે. તેના મનમાં દેવળ દેવી વિશે અતિશે ચિન્તા હતી પણ તેનો કાંઈ પણ ઉપાય

નહિ ચાલતાં છેવટે તે મુસલમાન પાદશાહને કબજે થઇ તે ઉપરથી કરણ રાજાને બેહદ દુઃખ થયું કેટલાક દિવસ સુધી તો તેને અનાજનો ત્યાગ કર્યો અને બોલવું બંધ કર્યું દેવગઢના રાજા રામદેવને આ બાબતની ખબર પડતાં તેમને લાગ્યું કે નક્કી દુઃખના વિશેષ દબાણથી કરણ રાજા બેભાન થઈ જશે માટે કેટલોક વખત તો પોતાની પાસે રાખ્યો પરન્તુ એક વખતે લાગ જોઈ અંધારી રાતે દુઃખનો માર્યો પુનઃ પોતાના પાટનગર પાટણની પ્રદક્ષિણા કરવા નીકળી પડયો તે પાટણ પાસે મોઢેરા ગામમાં આવી એક ધર્મશાળામાં છુપી રીતે સંતાઇને રહ્યો ત્યાં મોઢેરાની એક ટેકરી પર સંધ્યાકાળને સમયે માધવ અને તેની સ્ત્રી રૂપસુંદરી પોતાની ભુતકાળની વાતો કરી રહ્યો હતો તેમાં કરણ રાજાની વાત નિકળી તે દુર્ભાગ્ય રાજા વિષે બંનેને બહુ જ પશ્ચાતાપ થયો ને મનમાં દુઃખ પામ્યાં. “ અરેરે ! કરણ રાજા જો આ વખતે જીવતો હોત તો તેના સાંભળવામાં આવે કે દેવળદેવી તેની મા કમળાદેવી સાથે ઘણા જ આનંદથી રહે છે તથા પાદશાહના શહાજાદા ખિજરખાં સાથે લગ્ન કીધું છે તો તેને કેટલું બધું દુઃખ ઉપજે ! પણ તે બિચારો આ પૃથ્વી ઉપર જ નહિ હોય, જ્યાં હોય ત્યા સ્વર્ગવાસ થજો. આ પ્રમાણે માધવ મોઢેથી બોલ્યો તે કરણ રાજા ધર્મશાળામાં બેઠો બેઠો એક ચિત્તે સાંભળતો હતો, સઘળી વાત એક ચિતે સાંભળી લીધા પછી તેને મુર્છા આવી ગઈ. અરે હે વિભુ ? ? હું ગુજરાતનો રાજા તેને માથે આવી જાતનાં અણઘટિત દુઃખ નાંખ્યા ! ! માધવ એક મનુષ્યને સામેની ધર્મશાળામાં મૂર્છાગત થતો જોઇ તેના તરફ દોડી આવ્યો. માધવની ખાત્રી થઇ કે આ કરણ જ છે એમ થવાથી પોતાની સ્ત્રીને લઇ એકદમ ત્યાંથી નાશી છુટયો થોડીવાર કરણને મુર્છા ઉતરી ત્યારે વિચાર કરવા લાગ્યો કે જે પુત્રી માટે વનવન રખડયો, પારાવાર દુઃખ ખમ્યો તે બાપના કીધેલા ઉપકાર સહેજવારમાં ભૂલી જઈ મુસલમાન રાજા સાથે લગ્ન કરી આનંદમાં મહાલે ત્યારે આ સાંભળી કોના અંતઃકરણમાં અગ્નિ પ્રગટયા વિના રહેશે. હર ! હર ! હવે તો મરવું જ બહેતર

છે એમ ધારી રાત્રીના બે વાગે મોઢેરાના કુંડમાં પડયો તેને એ ત્રણ બાળાએ કાઢયો ને ત્યાંથી કયાં ગયો તેનો પત્તો મળ્યો નથી, પણ ઇતિહાસકર્તા કહે છે કે તે રખડી રખડીને છેવટે મરણ પામ્યો હશે પણ તેના મૃત્યુની મિતી ચોકસપણે મળી નથી. અણહીલપુરના સુખ વૈભવને વિલાસનો સમાપ્ત થવાનો વખત આવ્યો. મોટા નાગરીકો શહેર છોડી ચાલવા માંડયા. શહેરમાં મુસલમાન લોકોનો દિન પ્રતિદીન જુલમ વધવા માંડયો અણહીલપુર પાટણ સ્મશાન જેવું થવા લાગ્યું, વ્યાપારઉદ્યોગ કમી થવા લાગ્યો, ધનવાન પુરૂષોની લક્ષ્મી મુસલમાન સુબેદારો જોરજુલમથી લુંટવા લાગ્યા. 'ધણી વિનાના જેમ ઢોર સુનાં' એ પ્રમાણે આ પાટણ શેહેરની સ્થિતી થઇ પડી. પડતી સ્થિતિ જ્યારે મનુષ્ય ઉપર આવી પડે છે ત્યારે મોટાં શહેરોની પણ સ્થિતી કાળાંતરે આવી થઇ પડે છે એમાં નવાઈ નથી. હાલ એ પાટણ શેહેર નામદાર ગાયકવાડ સરકારના તાબામાં છે તેમાં સાંપ્રત કાળના સુધારા વધારા આ પરિવર્તનના શરૂઆતના ભાગમાં કહેવામાં આવે છે એટલે વિશેષ કહેવા જરૂર રહેતી નથી. અહીની પ્રજા રાજભક્ત નિતિમાનને ધર્મીષ્ટ છે નામદાર મહારાજા સાહેબને પણ અહીંની રૈયત ઉપર સંપુર્ણ પ્રેમ છે. કારણ કે અહીંના શ્રીમાન લોકોએ જે જે માગણીઓ કરેલી તેનો સ્વીકાર નામદાર શ્રીમંત સરકારે કરેલો છે. પરમાત્મા નામદાર મહારાજા સાહેબને દીર્ઘાયુષ આપો અને તેમનું અવિચળ રાજ્ય સુર્ય ચંદ્રમા રહે ત્યાંસુધી તપો એવી આ પરિવર્તન લખનારની નમ્ર માંગણી છે.

**ચોથો ભાગ સમાપ્ત.**

# આ પુસ્તક વિષે સાક્ષરોના અભિપ્રાયો.

રા. રા. ભાઈ મગનલાલ શંકરભાઇ પટેલ

મુ. પાટણ.

વિ. વિ. આપના "સાદી શિખામણ" પુસ્તક ૪ થાના કેટલાક ફર્મો મળ્યા તે આનંદ સાથે વાંચી ગયો છું. ત્રીજા પુસ્તકની જેમ આ પુસ્તક પણ લોકોપયોગી નીવડશે એમાં શંકા નથી. આ પુસ્તકની ફુલછાબોમાં સંગૃહીત કરેલાં પ્રાચીન તેમજ અર્વાચીન, આ દેશના તેમજ પરદેશનાં વિવિધ પુષ્પો પોતાની પરિમલ સર્વોદિત પ્રસરાવશે એમ ખાતરી થાય છે. માત્ર આ ભેલસેલ કરેલાં પુષ્પોમાંથી જોઇએ તે વખતે અને જોઇએ તેવાં ચંપો, ગુલાબ, મોગરો, પારિજાત, જુઈ, જાઈ વગેરે શી રીતે શોધી કાઢવાં એ મોટી મુશ્કેલી છે. અર્થાત સાદી ભાષામાં કહીએ તો આ પુસ્તકોમાંની શિખામણો અમુક શીર્ષક તળે ગોઠવીને વ્યવસ્થિત રીતે મૂકી હોત તો વાંચનારને વિશેષ ઉપયોગી થઇ પડત. બાકી એમાં આખ્યાનો, કવિતાઓ, ટુચકા, વગેરે જ્ઞાન સાથે ગમ્મત આપે એવું ઘણું ઉપયોગી સાહિત્ય છલ્લોછલ ભરેલું છે.

આ કાર્યમાં રા. પટેલને ફતેહ મળે એમ અંતઃકરણથી ઇચ્છું છું.

બાજવાડા
વડોદરા
૭-૯-૨૭

લી. આપનો
**ન્હાનાલાલ નાથાભાઇ શાહ.** એમ. એ.

૬૫૦, અમૃતલાલની પોળ
ખાડીયા, અમદાવાદ
તા. ૧૧-૯-૨૭

રા. રા. મગનલાલ શંકરભાઈ પટેલ

મુ. પાટણ (ઉત્તર-ગુજરાત)

મ્હેરબાન સાહેબ:—

આપના તરફથી "સાદી શિખામણ" પુસ્તક ૩ જું તથા પુસ્તક ૪ થાના ફરમા મળ્યા છે તેને માટે આભારી છું. પુસ્તક

બીજા કરતાં ત્રીજામાં અનુક્રમણિકા આપી છે એ તેની વિશેષતા છે. વિષયોનું વર્ગીકરણ તથા મથાળાં આપવામાં આવ્યા છે તેથી વાંચનારને ઘણી સુગમતા થાય તેમ છે. દરેક પુસ્તકના વિચારો એક સરખા અગત્યના છે, તેમજ અંગ્રેજી, સંસ્કૃત અને ફારસી ભાષાઓમાંથી જે ઉત્તમ ઉદાહરણો આપેલાં છે તે સામાન્ય વાંચકે ભાગ્યેજ વાંચ્યા કે સાંભળ્યાં હોય ને તેથી તેને ઘણું જાણવાનું મળે છે. કેટલેક ઠેકાણે વચનો એટલાં ખીચોખીચ અને એટલાં ઉપયોગી છે કે તેમની કિંમત હજારો સાધારણ પુસ્તકો કરતાં વધી જાય છે. પુસ્તકોનું કદ તથા કિંમત એક સરખાં હોવાથી ગ્રાહકોને પણ ઘણી જ અનુકુલતા રહે છે. આપનાં પુસ્તક ઘણાંજ ઉપયોગી અને લોકપ્રિય થાવ એવી ઇચ્છાથી વિરમતો

આપનો કૃપાભિલાષી
**ગૌરીશંકર મોતીરામ ભટ્ટ** બી. એ.

## સાદી શિખામણ પુસ્તક ત્રીજાને મળેલા અભિપ્રાયો.

(૧)

મે. રા. રા. ન્હાનાલાલ નાથાભાઇ શાહ, એમ. એ. તરફથી

વડોદરા, તા. ૨૭-૮-૨૭.

રા. રા. ભાઈ મગનલાલ શંકરભાઈ પટેલ.

વિ. વિ. આપના તરફથી "સાદી શિખામણ" પુસ્તક ૩ જું મળ્યું, તે માટે આભારી છું. એ પુસ્તક હું સાદ્યંત જોઈ ગયો છું, અને મને લાગ્યું કે આવો લોકોપયોગી ગ્રંથ રજુ કરી આપે ગુજરાતી વાચક વર્ગપર મહદ્ ઉપકાર કર્યો છે. તેમાં લોક હિતના એટલા બધા વિષયો, દાખલાઓ, દલીલો અને દોહરા, છપ્પા તથા શ્લોકો સાથે, સચોટ રીતે ચર્ચેલા છે કે તેમાં શું નથી એ કહેવું મુશ્કેલ છે. એને **Popular Cyclopedia** કહીએ તોપણ ચાલે. મર્હુમ કવીશ્વર દલપતરામના શબ્દોમાં કહીએ તો તો આ પુસ્તક "પોતાની બ્હેન, દીકરી ને મા પાસે બેધડક વાંચી શકાય તેવું છે".

આમાંની છત્રીસ ફુલછાબો, જેનાં ફુલો અનેક સુંદર બાગોમાંથી કાળજીપૂર્વક વીણેલાં છે, તેમની પરિમલ એટલો બધો સાત્વિક આનંદ આપનારી છે કે ગમે તેવો પુરૂપ અથવા સ્ત્રી ગમે તેવી સ્થિતિમાં તેનાથી તૃપ્ત થયા વિના રહેશે નહિ. પુસ્તકમાં દર્શાવેલા અમૂલ્ય વિચારો "સાંજ વર્તમાન" માં ક્ષણિક જીવન જીવે તેના કરતાં પુસ્તકના આકારમાં શાશ્વત જીવન અનુભવે અને અનુભવાવે એ જ ઈષ્ટ હતું. તેથી રા. પટેલનો પ્રયાસ અસ્થાને નથી, બલ્કે સ્તુત્ય અને ઉત્તેજનને પાત્ર છે. પુસ્તકનો બાહ્યઆકાર, સોનેરી વધારો કરે છે. આ રીતે સોનું અને સુગંધ એ બેનો યોગ સિદ્ધ થયો લાગે છે. અંતમાં, રા. પટેલને મિત્રભાવે એક સૂચના કરીશું કે જોડણી અને વાકય રચનાપર વિશેપ ધ્યાન આપશે તો "સાદી શિખામણ" સામાન્ય લોકમાં જ નહિ પણ વિદ્વાનોમાં પણ આદરને પાત્ર થશે.

લી. આપનો
**ન્હાનાલાલ નાથાભાઇ શાહ,**
એમ. એ.

તા. ૨૭–૮–૨૭.
વડોદરા.

(૨)

મે. રા. રા. ગોપાલદાસ બિહારીદાસ દેશાઇ, નડીઆદ.

૨૬–૭–૨૭.

× × ×

આપ કૃપા કરી બીજા ભાગની ૧ પ્રત અને ચોથા ભાગની એક પ્રત એમ બે પ્રત મોકલાવશો. અભિપ્રાય આપવા પાત્ર હું નથી એટલે તેવી ધૃષ્ટતા કરતો નથી પણ આપે ભાગ ૩ જામાં ૩૫ ફુલછાબ આપી છે. તેમાં વિવિધ તરેહનાં સુન્દર સુગંધીદાર પુષ્પો ભર્યા છે એમ એ પુસ્તક વાંચતાં મને જણાયું છે.

(૩)

મે. રા. રા. રામજી ઉજમ પટેલ જુનાગઢ.

× × ×

ભાગ બીજામાંનું બીજું પુસ્તકની પ્રત વાંચીને ઘણો આનંદ

થયો છે તેવી જ રીતે આ પ્રત વાંચવાથી વળી તેથી પણ વિશેષ આનંદ આવ્યો છે. ધન્ય છે તમોને કે આવાં નીતિના પુસ્તકો પ્રગટ કરી જાતિ ભોગ આપીને પણ દેશ સેવા બજાઓ છો.

(૪)

મુ. ગીરડી (બંગાળા) નિયર ડાક બંગલા તા. ૩–૯–૨૭

રા. રા. શ્રીયુત ભાઈ મગનલાલ શંકરભાઇ પટેલ

જત આપનું સાદી શિખામણનું પુસ્તક ત્રીજું મોકલ્યું તે મળવામાં છે. તે વાંચી ઘણો જ ખુશી થયો છે. આપ આવાં નીતિ ધર્મના ઉત્તમ પુસ્તકો પ્રગટ કરી ભારતવર્ષમાં મહાન ઉપકાર કરો છો. મને આશા છે કે આવા પુસ્તકોને યોગ્ય આશ્રય આપી પોતાના બચ્ચાંઓનું ચારિત્ર ઉત્તમ પ્રકારનું કરવા પોતાના ઘરમાં વસાવશે.

**મણીલાલ જેઠાલાલ શુકલ.**

ગીરડી (બંગાળા)

(૫)

મહાત્માશ્રી મુળદાસ સ્વામીજીની જગ્યાની ગાદીવાળા મહંતશ્રી ઓધવદાસજી ગુરૂશ્રી મોતીરામજી મહારાજ અમરેલી–કાઠિઆવાડ નવા વાઘણીઆ તા. ૪–૯–૨૭.

શ્રીમાન પટેલ મગનલાલભાઈ સાહેબ. આપના તરફથી સાદી શિખામણના ત્રીજા ભાગનું પુસ્તક મળ્યું છે. તેની અંદરના દરેક લખાણો આત્મ ઉન્નતિ કરાવનાર કલ્યાણરૂપ છે. તેવા કીમતી પુસ્તકોની સમાજમાં ખાસ જરૂર છે. આવા પુસ્તકોનો સંગ્રહ કરવો તે શણગાર રૂપ છે. સાદી શિખામણો છે તે કીમતી છે. વાંચનારને તેમાંથી સારો પ્રસાદ મળે છે આવાં પુસ્તકો દરેક ઘરમાં રાખવાથી ઉન્નતિ રૂપ છે. આવાં પુસ્તકો પ્રગટ કરવા બદલ આપને ધન્યવાદ છે. આ પ્રયાસ આપનો સ્તુત્ય છે. ઈશ્વર આવાં સારાં કામોમાં આપને જશનામી બનાવો. સુબોધ આપનારા વાંચન પુરા પાડવા માટે તમોએ જે તકલીફ

લીધી છે તે ખરેખર વંદનરૂપ છે. ઈશ્વર દરેક વાતે આપને યશ આપો એવો અમારો આશિર્વાદ છે.

**મહંત શ્રી ઓધવદાસજી મહારાજ,**
નવા વાઘણીઆ કુકાવાવ થઈને.

(૬)

પાટણ (ઉત્તર ગુજરાત) તા. ૮–૯–૨૭.

મે. રા. રા. વૈદ્ય અમૃતલાલ પ્રાણશંકર પટ્ટણી,
મુખ્ય અધ્યાપક શેઠ ઉ. પી. આયુર્વેદ મહાવિદ્યાલય.

આપના તરફથી “સાદી શિખામણ” ભાગ ત્રીજો મને મળ્યો છે. ખરેખર એવાં ચુંટી કાઢેલાં વાકય રત્નોનો આવડો મોટો એકત્ર સંગ્રહ મળવો જ દુર્લભ છે. એ શિખામણોમાંના નાના વાકયોમાંની એક પણ બાબત મનુષ્ય યાદ રાખે તોપણ કલ્યાણ થઈ જાય. ઉદાહરણ તરીકે જીંદગીમાં થતી ૧૪ ભુલો સમજે અને તેનાથી મુક્ત રહે તો જીવનમાં કેટલો બધો લાભ થાય. કેટલીક નાની નાની વાર્તાઓના રૂપમાં પણ શિખામણો લખાયેલી છે જેમાંના સત્ય સિદ્ધાંતો નાની ઉમરથી જ બચ્ચાંના મગજમાં ઠસાવી શકે “ઇશ્વર કરે તે સારાને માટે” કેવી સારી વાર્તા છે? નાની નાની મહાત્માઓની કવિતાઓ, કહેણીઓ, અને ટુચકાઓને મરતાંને બોલાવે એવા ટુચકાઓની સાથે જ સમજાવી શકાય! ટુંકામાં આબાલ વૃદ્ધ સર્વને માટે આ પુસ્તક સરખું ઉપયોગી છે એમ મારૂં માનવું છે.

લિ. આપનો
**અમૃતલાલ પ્રાણશંકર પટ્ટણી.**

રા. મગનલાલભાઈ,

આ સાથે પુસ્તક માટેનો મારો અભિપ્રાય મોકલ્યો છે. આપે આ પુસ્તક આપીને જનસમાજના ઉપર મોટો ઉપકાર કર્યો છે. મને પુસ્તક મોકલાવવા માટે હું પણ આપનો ઋણી છું એ જ.

લિ. શુભેચ્છક
**અમૃતલાલના પ્રણામ.**

(૭)

"પ્રજાબંધુ" તા. ૧૧ સપ્ટેમ્બર સં. ૧૯૨૭ (અમદાવાદ)

સાદી શિખામણ–પુસ્તક ૩ જું (સંગ્રહકર્તા અને પ્રકાશક–મગનલાલ શંકરભાઇ પટેલ, ગુગડી દરવાજે, પાટણ) સાદી શિખામણના મથાળા હેઠળ "સાંજ વર્તમાન"માં પ્રસિદ્ધ થતા બોધ વચનો તથા દૃષ્ટાંતોના સંગ્રહનું આ ત્રીજું પુસ્તક છે. સંગ્રહમાં વિષયોના અનુક્રમનો કશો નિયમ જાળવવામાં આવ્યો નથી. જૂદાં જૂદાં પુસ્તકોમાંથી ઉતારા કરીને જ આ સંગ્રહ કરવામાં આવેલો છે, પરન્તુ એમાંનો બોધ સરલ અને રોચક હોવાથી ઓછું ભણેલા તથા સામાન્ય જનસમાજને તે ગમે તેવો છે. આ પુસ્તકના બીજા ભાગની લોકપ્રિયતા પણ એને જ આભારી છે. આ ભાગનો ઉપોદ્ઘાત પ્રો. જેઠાલાલ સ્વામીનારાયણે લખ્યો છે. × × ×

(૮)

ગદગ ( ધારવાડ )
૧૪–૩–૨૫

મી. મગનલાલ શંકરભાઇ પટેલ
પાટણ ( ઉત્તર ગુજરાત )

બાદ લખવાનું કે તમારી સાદી શિખામણો ઘણી સારી ને ઉપયોગી છે. તમોએ સાંજ વર્તમાનમાં તા. ૧૪ મી જુલાઈ ૧૯૨૩ ના દીવસે જે સાદી શિખામણો છપાવી બહાર પ્રગટ કરી છે તે વાંચી અમો ઘણા ખુશી થયા છીએ. શિખામણો દરેક જણને ઉપયોગી છે. જે માણસે આ શિખામણો વાંચી હશે તે તો જરૂર થોડી ઘણી તો જરૂર ઉપયોગમાં લેશે તેનો લાભ તમને મળશે. પરમેશ્વર તમારી જીંદગીનો ઘણો વધારો અને દરેક કાર્યમાં તમને ઈશ્વર ફતેહ કરે અને ઇશ્વર તમારા કુટંબમાં સર્વેને સુખશાન્તીમાં રાખે અને તમારી આયુષ્યમાં ઈશ્વર ઘણો વધારો કરે અને ઇશ્વર

દરેક બાબતમાં તમને સુખસંપતી આપે એવું અમે પરમેશ્વર પાસે માગીએ છીએ હાલ એજ

લી. ભાઇ **ગોવિંદજી વશનજી બાબાના**
ઘણા માનથી સ્નેહ કરીને નમસ્કાર વાંચશો.

(૯)

અમદાવાદ તા. ૬-૬-૨૭

સુજ્ઞ શ્રી બંધુ

આપનું મોકલેલું પુસ્તક "સાદી શિખામણ" મળ્યું છે. તે ઘણું સારૂં છે. ટુંકી વાર્તા સાથે ગુઢ બોધ આપનારૂં આ પુસ્તક ઘણું ઉત્તમ છે

દા. **હરીગંગાના** વંદન.

(૧૦)

નવસારી તા. ૧૩-૯-૨૭
વાંદરી મોહોલ્લો

રા. રા. મગનલાલ શંકરભાઈ પટેલ

પાટણ (ઉ. ગુજરાત)

સાહેબ,

આપના તરફથી પ્રગટ થએલી "સાદી શિખામણ" પુસ્તક ત્રીજું મને મળ્યું છે. વાંચી આનંદ પામ્યો છું. આપે જુદા જુદા મહાત્માઓના અમૃતતુલ્ય વચનોનો સંગ્રહ કરવામાં ભારે શ્રમ લીધેલ છે; સાધારણ જનસમુહ જો એ પુસ્તકનું વારંવાર અવલોકન કરે તો તેમાંથી ઘણું જાણવાનું મળે એમ છે. 'સાદી શિખામણ પુસ્તક ચોથું પ્રગટ થયેથી મહારે શિરનામે એક નકલ જરૂર વી. પી. કરશો.

આપનો શુભેચ્છક
**રામજી ભીખાના સ્નેહવંદન.**

(૧૧)

મગનલાલ શંકરભાઈ પટેલ

(મુ. પાટણ ઉ. ગુજરાત)

સાહેબ,

વિ. વિ. સાથે લખવાનું કે આપના તરફથી પ્રગટ થતાં "સાદી શીખામણોના" નામનાં પુસ્તકો આ આશ્રમને મોકલવામાં આવે છે તેને માટે આશ્રમવાસી આપના આભારી છે.

પ્રથમની માફક હાલનું પ્રગટ થએલું પુસ્તક પણ ઘણું ઉપયોગી અને મનન કરવા જેવું જણાય છે. દરેક શીખામણો વહેવારૂ અને ઘરગથ્થુ ગમે તે માણસને સમજી શકાય તેવી ભાષામાં દાખલા દલીલો સાથે આપવામાં આપે જે મહેનત કરી છે તે ખરેખર પ્રશંસાને પાત્ર છે. આપના આવી જાતના ઉત્સાહને સમાજ તરફથી સારૂં ઉત્તેજન મળશે. તે અમને સંપૂર્ણ આશા છે.

હાલ એજ વીનંતી. લી. સેવક

**V. H. Patel**

મંત્રી, હિંદુ અનાથ આશ્રમ—**નડીયાદ.**

(12)

**Dear Mr. Maganlal S. Patel,**

Many thanks for the book "सादी शिखामण" you so kindly sent me. I was very busy in moving from place to place and so could not acknowledge receipt of your book ere this. I will try to read your book after I get a little leisure. Thanking you once again

I am yours sincerely

**R. S. Patel,**

SUBA, KADI DISTT.

# દરેક કુટુંબમાં વાંચવા લાયક પુસ્તકો.

| | રૂ. આ. પા. |
|---|---|
| રાસમાળા ભાગ ૧ ભા. ૨ (સચિત્ર) દરેકના | ૫—૮—૦ |
| બાદશાહ મારકસ ઓરેલીયસ એન્ટોનિનસના સુવિચારો | ૨—૦—૦ |
| ગુજરાતી કહેવતો | ૪—૦—૦ |
| નણંદ કે બ્હેન અથવા વિદ્યારૂપી વાડી | ૦—૧૨—૦ |
| નિબંધકરમાળા ભા. ૧ રૂ. ૦।= ભા. ૨, ૦॥= ભા. ૩ | ૧—૪—૦ |
| સામુદ્રિક દીપ | ૧—૪—૦ |
| દેવાંગના (નાટક) | ૧—૪—૦ |
| મહાદેવ ગોવિંદ રાનાડેનું જીવન ચરિત્ર | ૧—૧૨—૦ |
| શિશુ સદ્બોધમાળા ભા. ૧-૨-૩ (દરેક) | ૦—૬—૦ |
| અનંગ ભસ્મ | ૦—૮—૦ |
| શ્રી કૃષ્ણ અને ભગવદ્ ગીતા | ૧—૦—૦ |
| ગુજરાતી-બંગાળી શિક્ષક | ૩—૦—૦ |
| આર્ટ ઓફ વિવિંગ (વણકર વિદ્યા) | ૦—૧૨—૦ |
| ત્રીજી સાહિત્ય પરિષદનો રીપોર્ટ | ૨—૦—૦ |
| પાંચમી | ૩—૦—૦ |
| ફિરસ્તા કૃત ઇતિહાસમાંથી ગુજરાતના સુલતાનો | ૧—૦—૦ |
| પ્લેટો કૃત ફીડ્રસ | ૧—૪—૦ |
| સૃષ્ટિની ઉત્પત્તિ | ૦—૧૪—૦ |
| સંદેશીકા | ૧—૦—૦ |
| રજની | ૦—૧૨—૦ |
| નવલરામ કૃત ઇંગ્લાંડનો ઇતિહાસ | ૧—૮—૦ |
| પ્રમુદ—વિણા | ૧—૮—૦ |
| મોગલ સંધ્યા | ૨—૦—૦ |
| પ્રતિજ્ઞાપાલન | ૧—૮—૦ |
| એક ગ્રેજ્યુએટની કથા અને એક વિચિત્ર સ્વપ્ન | ૦—૧૨—૦ |
| હિમાલયનો પ્રવાસ | ૦—૧૨—૦ |

| | રૂ. આ. પા. |
|---|---|
| દિવ્યધામ દર્શન ... ... ... ... | ૧—૦—૦ |
| કુટસ્થ પ્રદેશ ભા. ૧ ભા. ૨ ( દરેક ) ... ... | ૨—૮—૦ |
| કચ્છનું વનસ્પતિશાસ્ત્ર ... ... ... | ૧૦—૦—૦ |
| સ્વર્ગ જયંતી અથવા આદર્શની કથા ... ... | ૧—૮—૦ |
| ઉપદેશ વચન ... ... ... ... | ૦—૩—૦ |
| સુબોધ સાગર ... ... ... ... | ૧—૮—૦ |
| વિલાસ વિજય ... ... ... ... | ૧—૦—૦ |
| ગુમાયલું ગોહર ... ... ... ... | ૨—૦—૦ |
| અદ્ભૂત યોગીની ... ... ... ... | ૩—૦—૦ |
| સંગીત રત્નમાળા ભા. ૧ રૂ. ૧॥ ભા. ૨ ... | ૩—૦—૦ |
| આર્યોની નીતિ ... ... ... ... | ૧—૦—૦ |
| ગુજરાતનો ફળ બાગ ... ... ... ... | ૧—૮—૦ |
| રાજ લક્ષ્મિ ... ... ... ... | ૩—૦—૦ |
| નેત્ર વૈદ્ય ... ... ... ... | ૬—૦—૦ |
| બગીચાનું પુસ્તક ... ... ... ... | ૨—૦—૦ |
| ખેતીવાડીમાંથી પૈસા કમાવવાની કુંચી ... ... | ૧—૮—૦ |
| ભુસ્તર, ખેતર, અને ખેડનાં હથીયાર ... ... | ૧—૪—૦ |
| ખેતીવાડીની પાઠમાળા ... ... ... | ૦—૮—૦ |
| રાજા ગણેશ ( એક નવલકથા ) ... ... | ૩—૦—૦ |

**એન. એમ. ત્રીપાઠી એન્ડ કંપની,**

**પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ.**

મુંબાઇ બહારના ગૃહસ્થોએ એક જ કાર્ડ લખવાથી નમુનાની એક નકલ મફત મોકલવામાં આવશે અને જો ૭ આના પોસ્ટ સ્ટાંપ બીડશો તો છેલ્લા મહીનાના અંકો નમુના દાખલ મોકલવામાં આવશે. આજે જ લખો.

છૂટક નકલ ૧ાા આનો—વાર્ષિક લવાજ રૂા. ૫.

એ ઘડી મોજમાં જો એક જ વખત અજમાયશ માટે તમારી જાહેરાત આપશો તો હમેશ માટે તમો જાહેર ખબર એજ પત્રમાં આપવામાં લલચાશો.

**એ ઘડી મોજ**—એમ. પી. બારીઆ બિલ્ડીંગ્સ

પાયધૂની, મુંબાઈ નં. ૩.

---



દુઃખ દરદોની વેદના ભોગવવા કરતાં તેનો ઇલાજ કરવા ઢીલ ન કરો. દુનીયાનો મહાન અજબ ઇલાજ ઓડમેન્સ

# સાઇપ્રસ-સાલ્વ

( રજીસ્ટર્ડ )

તમારા દુઃખ દરદોનો જલ્દી અંત લાવશે. પછી ગમે તો તમને પીઠમાં અગર વાંસામાં દુઃખ થતું હોય કે અગર સાંધામાં કળતર થતી હોય અગર કમરમાં દરદ થઇ આવ્યું હોય અથવા કમર રહી ગઈ હોય. આ સઘળા દુઃખ દરદોમાંથી તમો જલદી સારા થઈ શકશો.

## ઓડમેન્સ સાઈપ્રસ સાલ્વ

કુદરતી અમુલ્ય ઔષધીઓનો મલમ છે. દુઃખ ઉપર આ મલમ મસળવાની સાથે ઝણઝણાટી સાથે દરદના છીદ્રો વાટે દરદવાળી જગ્યા ઉપર આબાદ પહોંચી જઈ દરદના પરમાણુઓને નિર્મૂળ કરવાની લડત ચલાવે છે. તેથી તાત્કાળિક થયેલા દરદમાંથી જલદી આરામ આપનારી અસર ઉપજાવે છે અને લાંબા વખતના હઠીલા દરદનો થોડા દિવસમાં નિકાલ આણે છે.

## સાઈપ્રસ સાલ્વ

માથાનો દુઃખાવો, શરદી, સળેખમ, કમ્મરનું ઝલાઇ જવું, હાથ પગનું રહી જવું, હવાના ફેરફારથી શરીરમાં થઈ આવતો સોજો, ચામડીનાં ચેપી દરદો વિગેરે ઉપર તાત્કાળિક અસર કરનાર મલમ છે. ખાત્રી માટે સેમ્પલ ડબી બે આનામાં મંગાવી તેનો અનુભવ તમે કરી શકો છો. મોટા ચીનીના પૉટની કીંમત ૧ નો રૂ. ૧. ૩ પોટના રૂ. રા‌‌. વી. પી. ખર્ચ દરેકમાં જુદો.

સોલ એજન્ટ

## ધી એંગ્લો ઈંડીઅન ડ્રગ એન્ડ કેમીકલ કું.

૨૮૫ જુમા મસીદ, મુંબઈ નં. ૨.

---

# "સાદી શિખામણ" ના પુસ્તકો

# મળવાનાં સ્થાનો.



**મુંબઈ**—મેસર્સ એન. એમ. ત્રિપાઠી, પ્રિન્સેસ સ્ટ્રીટ.
શિવલાલ મગનલાલ પટેલ,
રાવબહાદુર શેઠ કીલાચંદ દેવચંદ જે. પી.
ના બંગલે, ચિનાબાગ ગિરગામ બેકરોડ.

**અમદાવાદ**—બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, ત્રણ દરવાજે.
ગુજરાત સાહિત્ય મંદિર, ફુવારા પાસે-રીચીરોડ.

**પાટણ**—વલ્લભવિજય પ્રેસ-ભાટીયાવાડ.
ચમનલાલ મગનલાલ પટેલ, ગંજ બજાર.

**લીંબડી**—કૃષી વિજ્ઞાન ઓફીસ.

**પોરબંદર**—ગુલાબચંદ નાથાલાલ દેસાઇ.

**ભાવનગર**—ગોપાળજી ખીમજી પટેલ, કણબીશેરી.

**જુનાગઢ**—રા. રા. મહીદાસ પ્રેમજી પટેલ, કડીયાવાડમાં.

**કડી**—પટેલ પ્રિન્ટીંગ પ્રેસ.



## આ પુસ્તકના

### કર્તાના બીજાં બહાર પાડેલાં પુસ્તકો.

| | |
|---|---|
| સુખીસદન .... .... .... .... | ૦—૬—૦ |
| જ્ઞાનદીપક .... .... .... .... | ૦—૪—૦ |
| મોહોનમાળા .... .... .... .... | ૦—૪—૦ |
| મોહોન મહીમા.... .... .... .... | ૦—૪—૦ |
| એકાદશીનો મહીમા .... .... .... | ૦—૧—૦ |
| કપોળવતી ( એક સતીનો અદ્‌ભુત ચિતાર ).... | ૦—૫—૦ |
| બોધ વચન .... .... .... .... | ૦—૨—૦ |
| સાદી શિખામણ પુસ્તક ૧ લું .... .... | ૧—૦—૦ |
| સાદી શિખામણ પુસ્તક બીજું .... .... | ૩—૦—૦ |
| સાદી શિખામણ પુસ્તક ત્રીજું .... .... | ૩—૦—૦ |
| સાદી શિખામણ પુસ્તક ચોથું .... .... | ૩—૦—૦ |
| અનુભવમાળા ( છપાય છે ) .... .... | ૩—૦—૦ |

પ્રકાશક

મગનલાલ શંકરભાઈ પટેલ,

પાટણ, ( ઉત્તર ગુજરાત ).

# આ પુસ્તકને અગાઉથી આશ્રય આપનાર
# સદ્ગૃહસ્થોના મુબારક નામો.



| | | |
|---|---|---|
| ૧૦ | અખંડ પ્રૌઢ પ્રતાપ નેકનામદાર ખુદાવંદ સંસ્થાન વળાના ઠાકોર સાહેબ બહાદુર | વળા. |
| ૧૦ | અખંડ પ્રૌઢ પ્રતાપ નેકનામદાર ખુદાવંદ સંસ્થાન લીંબડીના ઠાકોર સાહેબ બહાદુર. | લીંબડી. |
| ૧૦ | શ્રીમાન શેઠ સાહેબ રાવબહાદુર કીલાચંદ દેવચંદ જે. પી. | મુંબાઈ. |
| ૧૦ | શ્રીમાન શેઠ સાહેબ ચંદુલાલ મણીલાલ દેશાઇ. | વીરમગામ. |
| ૫ | શ્રીમાન શેઠ સાહેબ અમૃતલાલ દામોદરદાસ ભટ્ટ. | વડવા. |
| ૧ | રા. રા. રાવબહાદુર ગોપાળદાસ બિહારીદાસ દેશાઇ. | નડીયાદ. |
| ૧ | રા. રા. રાવબહાદુર નાથાભાઈ અવિચળદાસ. | ,, |
| ૫ | અખંડ પ્રૌઢ પ્રતાપ નેકનામદાર સંસ્થાન માળીઆના ઠાકોર સાહેબ બહાદુર. | માળીયા. |
| ૧ | રા. રા. જેઠાલાલ જીવરામ પંડ્યા. | મુંબઇ. |
| ૧ | રા. રા. ખોજા કાસમઅલી નાનજીભાઇ. | ભાવનગર. |
| ૧ | રા. રા. છીતાભાઈ ખુશાલભાઈ. | કલકત્તા. |
| ૧ | રા. રા. મહંત ઓધવદાસજી ગુરૂશ્રી મોતીરામજી | નવાવાઘણીઆ. |
| ૧ | રા. રા. મણીલાલ જેઠારામ શુકલ. | ગીરડી (બંગાળા) |
| ૧ | રા. રા. રામજી ભીખા. | નવસારી. |
| ૧ | રા. રા. કાન્તીલાલ નાથાલાલ. | અમદાવાદ. |
| ૧ | રા. રા. નવરોજી કાવસજી તવડીયા. | મુંબાઈ. |
| ૧ | રા. રા. અમૃતલાલ જીવરામ | મુંબઇ. |
| ૧ | રા. રા. શેઠ નરસીંહ મુલજી | ,, |
| ૧ | રા. રા. શેઠ પ્રેમજી વાલજી | ,, |
| ૧ | રા. રા. ખેમરાજ નપુ | ,, |
| ૧ | રા. રા. શેઠ હરખચંદ અમુલખ દેશાઇ | ,, |

| | | |
|---|---|---|
| ૧ | રા. રા. શેઠ રૂગનાથ મોરારજી | ,, |
| ૧ | રા. રા. ઓધવજી મોરારજી | ,, |
| ૧ | રા. રા. શેઠસાહેબ છોટાલાલ કીલાચંદ જે. પી. | ,, |
| ૧ | રા. રા. હા. યુ. હા. ઇસ્માઇલ સોભાણી | ,, |
| ૧ | રા. રા. શેઠ નાથાલાલ અમુલખ દેસાઇ | પોરબંદર |
| ૧ | રા. રા. શેઠ રાવજી રઘુનાથ ફડકે | ,, |
| ૧ | રા. રા. શેઠ કરમાલીભાઇ ગાંગજીભાઇ | ,, |
| ૧ | રા. રા. શેઠ મણીલાલ કેશવજી | સાંગલી. |
| ૧ | રા. રા. ગોકળદાસ દેવચંદ પટેલ | ઇડર |
| ૧ | રા. રા. લક્ષ્મિચંદ દેવચંદ પટેલ | હિંમતનગર |
| ૧ | રા. રા. ઝવેરી ગુણવંતલાલ વિદ્યાશંકર આચાર્ય | ત્રિચિનાપલ્લી |
| ૧ | રા. રા. કલ્યાણજી કર્મશી જે. પી. | મુંબઇ |
| ૧ | રા. રા. માધવલાલ ગોવરધનદાસ | પૂના |
| ૧ | રા. રા. અમૃતલાલ હરગોવિંદદાસ બાબુ | વાંકી |
| ૧ | રા. રા. બાપુલાલ વિઠ્ઠલદાસ | પાટણ |
| ૧ | રા. રા. વકીલ હિરાલાલ શંકરભાઇ | ,, |
| ૧ | રા. રા. વકીલ જીભાઇ કહાનજી | ,, |
| ૧ | રા. રા. જમનાદાસ માધવજી એમ. એ. બેરીસ્ટર એટ લો. | મુંબઇ. |
| ૩ | રા. રા. પુંજાભાઇ ઇશ્વિરભાઇ પટેલ | પાદરા |
| ૧ | રા. રા. રામજી ઉજમ પટેલ | જુનાગઢ |
| ૧ | રા. રા. દીવાનજી શિવલાલભાઈ ખુશાલભાઈ પટેલ | રાધનપુર. |
| ૧ | રા. રા. શિવલાલ જેઠારામ ચાવડા | ઉમરીઆ |
| ૧ | રા. રા. સુંદરલાલ લાલજી | મુંબઈ |
| ૧ | રા. રા. શેઠ શાન્તિલાલ કેશવલાલ ભણશાળી | પાટણ |
| ૧ | રા. રા. ગવરીશંકર ગીરધર | મુંબઈ |
| ૧ | રા. રા. કેશવરાવ વામન ચિપલુનકર | પુના |
| ૧ | રા. રા. પરી. રમણલાલ કેશવલાલ રંગવાળા | પેટલાદ |

| | | |
|---|---|---|
| ૧ | રા. રા. ચંદુલાલ કેશવલાલ | ,, |
| ૧ | રા. રા. રતનલાલ છોટાલાલ | ,, |
| ૧૬ | રા. રા. શ્રીમાન શેઠ સાહેબ. ત્રિભોવન નરોત્તમ અઢીઆ | દહાણુ |
| ૧ | રા. રા. ટપુભાઈ મીઠાભાઇ | મુંબઇ |
| ૧ | રા. રા. રૂઘનાથ આણંદજી | તણસા |
| ૧ | રા. રા. શેઠ સાહેબ અલીભાઇ ઓઘાભાઈ | ચોટીલા |
| ૧ | મે. રા. રા. બારિયા સ્ટેટના પ્રાઇવેટ સેક્રેટરી સાહેબ | બારીયા. |
| ૧ | રા. રા. વકીલ જમનાદાસ માણેકચંદ | રાજકોટ |
| ૨ | રા. રા. શ્રીમાન શેઠ બળદેવભાઈ વલ્લભભાઈ ફાઇનનિંટીંગ કંપનીના એજંટસ. | અમદાવાદ |
| ૨ | રા. રા. રાવ બહાદુર કેશવલાલ ગિરધરલાલ | અમદાવાદ |
| ૧ | રા. રા. ભોળાનાથભાઇ નર્મદાશંકરભાઈ | અમદાવાદ |
| ૧ | રા. રા. શેઠ નંદુભાઈ મંછારામભાઈ | અમદાવાદ |
| ૧ | રા. રા. નથુભાઈ કાનજીભાઇ | ઉદવાડા |
| ૧ | રા. રા. શેઠ ત્રીભોવનદાસ હરકીશનદાસ | કાસુ |
| ૧ | રા. રા. શેઠે રણછોડદાસ ગોવરધનદાસ | ,, |
| ૧ | રા. રા. ગણપત ભાઇચંદ | કલ્યાણ |
| ૧ | રા. રા. શેઠ કચરાભાઈ પ્રેમજી | મુંબઈ |
| ૧ | રા. રા. શેઠ માનચંદ ન્હાનુભાઇ | પાટણ |
| ૧ | રા. રા. શેઠ અમરચંદ અમીચંદ | ,, |
| ૧ | રા. રા. લક્ષ્મીચંદ રણછોડદાસ | રાજકોટ |
| ૧ | રા. રા. શેઠ એન. મનસુખરામની કુંપની | અમદાવાદ |
| ૧ | રા. રા. લક્ષ્મીદાસ હીરજી | મુંબઈ |
| ૧ | રા. રા. મગનલાલ વાઘજીભાઇ પુજારા | મુંબઈ |
| ૧ | અખંડ પ્રૌઢ પ્રતાત નેકનામદાર ગાંફ ઠાકોર સાહેબ બહાદુર | ગાંફ |
| ૧ | રા. રા. શેઠ ત્રીભોવન નેમચંદ | માંગરોલ |
| ૧ | રા. રા. છોટાલાલ અંદરજી | ,, |
| ૧ | રા. રા. આણંદજી પ્રાગજી | મુંબઇ |

| | | |
|---|---|---|
| ૧ | રા. રા. હરીવલ્લભદાસ મુળચંદ | અમદાવાદ |
| ૧ | રા. રા. કોઠારી મણીલાલ ધારશી | ગોંડલ |
| ૧ | રા. રા. વાંસદા સ્ટેટના પ્રાઇવેટ સેક્રેટરી સાહેબ | વાંસદા |
| ૧ | રા. કેશવજી પ્રાણજીવન | મુંબઇ |
| ૧૦ | એક શ્રીમાન સદ્‌ગૃહસ્થ | પૂના |
| ૧૦ | મે. માનવંતા સ્વસ્થાન જુનાગઢના એ. ઇ. સા. | જુનાગઢ |
| ૧ | મે. જાફરઅલી રહીમ ઇબ્રાહીમ | મુંબઇ |
| ૧ | રા. રા. પરસોત્તમદાસ નથુભાઇ દેશાઇ | કલોલ |
| ૫ | રા. રા. સેવન્તીલાલ નગિનદાસ | પાટણ |
| ૧ | રા. રા. જગમોહન મણીલાલ દફતરી | વાડાસીનોર |
| ૧ | રા. રા. અંબાલાલ મનોરભાઇ | મીયાસરભણ |
| ૧ | રા. રા. હોરમસજી માણેકજી | અમદાવાદ |
| ૧ | રા. રા. ચંદુલાલ કહાનજી | મુંબઇ |
| ૧ | રા. રા. હિમતલાલ વસ્તાચંદ શેઠ | ,, |
| ૧ | રા. રા. મિસિસ રામબાઇ તે શ્રીયુત રતીલાલ ભગવાનદાસ સુબેદારની પત્નિ | માટુંગા |
| ૧ | રા. રા. હરીદાસ મોરારજી ગોકુળદાસ | મુંબઈ |
| ૧ | રા. રા. ડાહ્યાભાઇ નરોત્તમદાસ પટેલ | અમદાવાદ |
| ૧ | રા. રા. અચરતલાલ ગોવિંદલાલ | ,, |
| ૧ | રા. રા. નટવરલાલ વિદ્યાશંકર આચાર્ય | પાટણ |
| ૧ | રા. રા. મથુરાંદાસ લક્ષ્મિદાસ | કરાંચી |
| ૧ | રા. રા. વિઠલદાસ પરસોત્તમ | કલકત્તા |
| ૧ | રા. રા. છગનલાલ સદાજી | ઇડર |
| ૧ | રા. રા. અંબાલાલ ગાંડાભાઈ પટેલ બી. એ. એલ. એલ. બી. | ભાવનગર |
| ૧ | રા. રા. માણેકશા પેસ્તનજી ખેરઆમવાળા | વડોદરા |
| ૧ | રા. રા. ગંગાદાસ છગનલાલ | ભાવનગર |